## સદ્‌ગુણ વિજય.



ચારૂદત્તના ઘરમાંથી શર્વિલક નામના બ્રાહ્મણ પુત્રે ચોરેલાં ઘરેણાં માટે રાજ્ય તરફથી શર્વિલકને ફાંસીની શિક્ષા કરવામાં આવે છે. તેમાંથી વસંતસેના તેનું નિર્દોષપણું પ્રસિદ્ધ કરી તેને છોડાવે છે, ત્યાંથી છુટીને તે પોતાની સ્ત્રી ધૂતા તથા પુત્ર રોહસેનને મળે છે. (મૃચ્છકટીક, અંક ૧૦ મો.)

Lakshmi Art, Bombay.

સુંદર ચિત્રો સહિત

# પતિવ્રતા સતીઓ.

વેદ, ઉપનિષદ, પુરાણ અને ઇતિહાસમાંથી સંગ્રહ કરનાર


શાસ્ત્રી પ્રાણજીવન હરિહર

તથા

રા. મણિલાલ છબારામ ભટ્ટ,

ઝાંશીની રાણી, ગુજરાતની જુની વાર્તાઓ,
સુંદરબેન વિગેરેના કર્ત્તા.



આવૃત્તિ ત્રીજી.

પ્રસિદ્ધ કરનાર,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ,

મુંબાઈ.

સને ૧૯૧૯.

મૂલ્ય રૂ. ૩—૦—૦.

# પ્રસ્તાવના.

સંસારનો સૌ આધાર સ્ત્રીઓ ઉપર છે અને ભગવાન મનુ કહે છે તેમ, જ્યાં સ્ત્રીઓનું સારી રીતે લાલનપાલન ને પોષણ થાય છે ત્યાંજ દેવતાઓ, સઘળી સમૃદ્ધિઓ તથા આબાદીઓ રહે છે. સ્ત્રીઓથી ભવિષ્યની દુનિયા ઉત્પન્ન થાય છે માટે સ્ત્રીઓની ઉન્નતિ કરવાની આવશ્યકતા છે. વર્તમાનમાં સ્ત્રીઓને કેળવવા તથા ઉન્નત અવસ્થાએ લઈ જવા માટે સર્વત્ર યત્ન થઈ રહ્યા છે, એ યત્નમાં અમારો હિસ્સો ઉમેરવાને સ્ત્રીઓને તેમના ધર્મ અને કર્તવ્યોનું શિક્ષણ આપવા માટે આ યત્ન કર્યો છે. મનુષ્યને મનુષ્યના જીવનમાંથી જેટલું શીખવાનું મળે છે એટલું બીજે કોઈ ઠેકાણેથી મળતું નથી, માટે સ્ત્રીને પોતાની પૂર્વે થયેલી સ્ત્રીઓના સચ્ચરિત્રથી જે શિક્ષણ મળે છે તે સ્થાયી અસર કરનારૂ નિવડે છે, એ સિદ્ધાંતથી પતિવ્રતાસતીઓનું આ ચરિત્રાત્મક પુસ્તક અમે સવિનય તેમની સંમુખ મૂકવાને ઉત્સુક થયા છીએ અને આશા છે કે, સન્નારીઓ આને વાંચી ઉત્તમ પ્રકારનાં ચરિત્રોનું પોતાના મનમાં પરિશીલન કરી ભારતવર્ષની ઉન્નતિ કરવામાં સહાયતા આપશે.

આવાં પુસ્તકને લંબાણ પ્રસ્તાવનાની અગત્ય નથી તેમ છતાં અમારે કહેવું જોઇએ કે, આમાં જે જે ચરિત્રો આપવામાં આવ્યાં તે મૂળની સાથે બહુજ સંભાળપૂર્વક તપાસીને લખવામાં આવ્યાં છે તેમ છતાં વાચકો જો કંઇ સૂચના આપશે તો તે નવી નવી આવૃત્તિઓમાં ધ્યાનમાં લેવાશે. સ્ત્રીધર્મ અને સ્ત્રીકર્તવ્ય વગેરે સંબંધી નિબંધો શુષ્ક થઇ પડે છે અને સામાન્ય રીતે સ્ત્રીઓને તે વાંચવા ગમતા પણ નથી, માટે બહુ સંભાળપૂર્વક તે સઘળા ઉપદેશોને જુદાં જુદાં ચરિત્રોમાં અહિં ઘટાવ્યા છે. ‘ડહાયા થવું’ ‘ચોરી ન કરવી’ એવાં એવાં નીતિ શિક્ષણોના નિબંધો કરતાં ચરિત્રોમાં યોજાયેલા સત્યાદિ ધર્મો માણસના મન ઉપર બહુ ઉંડી અને સ્થાયી અસર કરે છે, એ પ્રસિદ્ધ સિદ્ધાંતને લક્ષમાં રાખી પ્રત્યેક ચરિત્રમાં

કંઈ ને કંઈ સ્ત્રીધર્મની તથા તેમનાં કર્તવ્યોની પ્રસંગે પ્રસંગે યોજના કરેલી છે. વાંચનારી માતાઓ અને બહેનો જો તેનો યથાર્થ ઉપયોગ કરશે તો અમે અમારા શ્રમને સફળ માનીશું.

પતિવ્રતા–સતીઓની પ્રથમાવૃત્તિ બહાર પડ્યા પછી એક વર્ષમાંજ તેની બધી પ્રતિઓ ખપી ગઈ અને ધર્મનિષ્ઠ સતીઓમાં આ ગ્રંથે અભિરૂચિ ઉત્પન્ન કરી. આ ગ્રંથને માટે ધર્મશીલ બહેનો તરફથી વારંવાર માગણીઓ આવ્યા કરતી હતી, પરંતુ વ્યવહારના આવરણથી આ ગ્રંથને બહાર પડવામાં વિલંબ થયો હતો, છતાં આ આવૃત્તિમાં ઘણો વધારો સુધારો કરવામાં આવ્યો છે તથા કથાના પ્રસંગાનુસાર ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. પતિવ્રતા સાધ્વી બહેનો આ ગ્રંથ વાંચીને તે પ્રમાણે ધર્માચરણ કરીને જો માતાપિતાના તથા સાસરાનાં એમ ઉભય કુળને ઉજ્વળ કરશે તો અમે અમારો પ્રયત્ન સફળ થયો ગણશું.

આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં અમને કહ્યા વગર ચાલતુંજ નથી કે, સારી વસ્તુની લોકને કિમ્મત છે. આ પુસ્તક ગુજરાતી સ્ત્રીઓમાં આટલું બધું લોકપ્રિય થયું તેનું કારણ આપણા પ્રાચીન સાહિત્યની અલૌકિકતાજ છે, અમારું કંઈથી એજ.

સંવત ૧૯૭૫.
પોષી પૂર્ણિમા.

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.
મણિલાલ છબારામ ભટ્ટ.

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| ૨૬ સુભદ્રા | ૧૦૮ |
| ૨૭ દમયંતી | ૧૧૧ |
| ૨૮ જરત્કારુ | ૧૧૮ |
| ૨૯ પૃથા–કુન્તા | ૧૨૧ |
| ૩૦ રેણુકા | ૧૩૨ |
| ૩૧ ઉત્તરા | ૧૩૪ |
| ૩૨ વેદવતી | ૧૩૭ |
| ૩૩ મરીચી | ૧૩૯ |
| ૩૪ ગાંધારી | ૧૪૧ |
| ૩૫ દ્રૌપદી | ૧૪૨ |
| ૩૬ વિશ્વવાહા | ૧૪૯ |
| ૩૭ ઘોષા | ૧૫૧ |
| ૩૮ સરસ્વતી | ૧૫૨ |
| ૩૯ અંશુમતી | ૧૫૩ |
| ૪૦ સત્યરૂપા | ૧૫૫ |
| ૪૧ ભારતી | ૧૫૬ |
| ૪૨ દેવયાની | ૧૫૯ |
| ૪૩ શર્મિષ્ઠા | ૧૬૨ |
| ૪૪ સત્યવતી | ૧૬૫ |
| ૪૫ અપાલા | ૧૬૮ |
| ૪૬ વાગ્દેવી | ૧૬૯ |
| ૪૭ તપસ્વિની શાંડિલી | ૧૭૧ |
| ૪૮ ઉમા—પાર્વતી | ૧૭૩ |
| ૪૯ લક્ષ્મીજી | ૧૭૬ |
| ૫૦ મદાલસા | ૧૭૭ |
| ૫૧ દુ:શલા | ૧૮૦ |
| ૫૨ માયાદેવી | ૧૮૧ |

# પતિવ્રતા સતીઓ.

## સતી.

### वंशस्थ.

**यतस्तवोत्पन्नमिदं कलेवरं न धारयिष्ये शितिकंठगर्हिणः ।**
**जग्धस्य मोहाद्धि विशुद्धिमंधसो जुगुप्सितस्योद्धरणं प्रचक्षते ॥**

**भागवत.**



બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિ, મનુની પુત્રી પ્રસૂતિ વેરે પરણ્યા હતા. એ દંપતીને થયેલી સોળ કન્યાઓમાંની તેર ધર્મને, એક અગ્નિને, એક સઘળા પિતૃઓને અને સૌથી નાની દેવી સતી, ભગવાન્ મહાદેવને પરણ્યાં હતાં. એક વાર નૈમિષારણ્યમાં પ્રજાપતિઓએ હજાર વર્ષ ચાલે એવો મોટો યજ્ઞ આરંભ્યો. એ મહાયજ્ઞમાં જ્યારે દક્ષ પ્રજાપતિ ગયા ત્યારે સર્વે દેવોએ ઉભા થઇને આવકાર આપ્યો. માત્ર બ્રહ્મા અને શંકર પોતાનાં આસનો ઉપરથી ઉઠયા નહિ. બ્રહ્મા પોતાના પિતા હોવાથી તેમને માટે દક્ષને માઠું લાગ્યું નહિ, પરંતુ 'શંકરે આસન ઉપર બેસી રહી મારૂં અપમાન કર્યું,' એમ તેમને લાગ્યું. દક્ષ પ્રજાપતિ બહુ શાંત સ્વભાવના હતા, તેમ છતાં આ પ્રસંગે તેમનો મિજાજ ગયો. તે બોલ્યા કે "બ્રહ્માના કહેવાથી મેં આ આ શંકરને કન્યા દીધી, પરંતુ અવિનયી અને દુરાચરણી હમેશ દુરાચરણીજ રહે છે. મોટા માણસોને કેમ આવકાર દેવો અને સભ્યોની સભામાં કેમ વર્તવું, તેનું આને જ્ઞાન પણ નથી. આવા સમારંભમાં આના જેવો અવિવેકી ન હોવો જોઇએ, માટે હું શાપ દઉં છું કે,

"વિષ્ણુ, બ્રહ્મા અને ઇન્દ્રાદિક દેવો સાથે આજ પછી યજ્ઞોમાં આને ભાગ મળશે નહિ."

ભગવાન્ શંકર કંઈ બોલ્યા નહિ, પરંતુ નંદીશ્વરાદિ તેમના ગણો દક્ષ ઉપર ગુસ્સે થયા. વાતવાતમાં મોટી બોલાચાલી થઈ. આખરે તેમને પણ એમાં ભાગ લેવો પડ્યો. પ્રજાપતિએ અને ઋષિઓએ બેઉ પક્ષને સમજાવવાનો ઘણોક યત્ન કર્યો, પણ કોઈ સમજ્યું નહિ. એક બીજાને કઠોર વચનો કહી, સસરો જમાઈ ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી જતા રહ્યા. દેવોએ, પ્રજાપતિઓએ અને ઋષિઓએ પછી પ્રયાગ તીર્થમાં જઈ અવભૃથ સ્નાન કરી યજ્ઞની સમાપ્તિ કરી.

દક્ષ પ્રજાપતિ અને શંકર વચ્ચે થયેલા ઝઘડાને લીધે દેવી સતીએ પિતાને ત્યાં જવાઆવવાનું તજી દીધું. સતી સ્ત્રીને પતિથી વધારે પ્રિય બીજું શું હોય? પતિ એજ સતીનું શરણ અને પતિ એજ સતી સ્ત્રીની આ જગતમાં પરમ ગતિ છે. દેવી દાક્ષાયણીએ આર્યસ્ત્રીઓના આ પરમ ધર્મને અનુસરી પતિસેવામાં તન, ધન અને મન લગાડી પિયેરિયાંને વિસારી દીધાં. પ્રજાપતિ દક્ષે કે ભગવતી પ્રસૂતિએ પણ 'સતી તો સાસરેજ સારી' એમ માનીને મન વાળ્યું. આવા અણબનાવ તથા અપરિચયમાં ઘણોક કાળ વીતી ગયો.

પછી કેટલેક કાળે એકવાર સવારમાં સતી જ્યારે કૈલાસનાં રમણીય ઉપવનોમાં ફરતાં હતાં ત્યારે અમરાવતી તરફથી કેટલાંક વિમાનોને, તેમાં બેઠેલી દેવાંગનાઓ સાથે ઉપરા ઉપરી પૃથ્વી તરફ જતાં તેમણે જોયાં. દેવ, ગંધર્વ, કિન્નર અને વિદ્યાધર વગેરે તેમની સ્ત્રીઓ સહિત જતા જણાતાં, દેવીને સહજ એમ થઈ આવ્યું કે, 'આ દેવતાઓ ક્યાં જતા હશે?' કોઈ ગણને આ વિષે પૂછવા માટે દેવી સતી ઉપવનમાંથી સુંદર એવા કૈલાસ મંદિર તરફ જતાં હતાં, એટલામાં આકાશમાર્ગે નારદ મુનિ ત્યાં ઉતરી આવ્યા. સતીએ વીણાપ્રિય એવા નારદજીને નમન કરી પૂછ્યું કે, "હે ભગવન્! આ દેવો અને દેવાંગનાઓ મોટા આનંદથી આજે ક્યાં જાય છે?"

"ઓહો! તમે તે જાણતાંજ નથી કે શું?" નારદજીએ પોતાના હમેશના ગમતી સ્વભાવપ્રમાણે વિસ્મય બતાવી દેવીને પ્રશ્ન કર્યો અને જ્યારે "ખરેખર હું કંઇજ જાણતી નથી," એમ તેમણે જવાબ આપ્યો ત્યારે નારદજીએ દેવીને ઉત્તેજન આપતાં કહ્યું કે, "બ્રહ્માએ તમારા પિતા દક્ષ પ્રજાપતિને પ્રજાપતિઓના અધિપતિના અધિકારપર નીમ્યા તેથી તેમણે બૃહસ્પતિસવ નામનો મોટો યજ્ઞ આરંભીને, ત્રિભુવનને પોતાના આનંદમાં ભાગ લેવાને આમંત્ર્યું છે અને તમે તેમનાં પુત્રી થઇને શું તે વાત જાણતાં નથી? દક્ષ પ્રજાપતિ એવા તો નથી કે, આવે શુભ સમારંભને પ્રસંગે અને આનંદને અવસરે અનુચિત હોય, તોપણ પોતાનાં દીકરી જમાઇને વિસરી જાય?" જાણેને વિચાર કરતા હોય તેમ મૌન રહીને વળી તે બોલ્યા કે, "સેવકોને હાથે કામ લેતાં મોટા માણસનું આમ ઉપહાસ્ય થાય છે. સેવકો કદાપિ વિસરી ગયા હોય. દેવિ! કદાપિ કામકાજને પ્રસંગે તમારા પિતાજી પોતે વિસરી ગયા હોય તોપણ શું થયું? જાઓ, પિતાને ઘેર ટાણું છે, એમ જાણ્યા પછી તમારાથી આમંત્રણની વાટ જોવાય નહિ. એમનું ખોટું દેખાય, તે તમારુંજ ખોટું દેખાયા બરાબર છે. બાપને ઘેર જવું, તેમાં વળી તેડાં હકારાંની શી જરૂર?"

નારદનાં ઉત્તેજક વચન સાંભળી સતીને પિતાને ઘેર જવાનું મન થયું. 'આમંત્રણ નથી તો શું થયું? હું ત્યાં જઈ એમનું સારૂં દેખાડીશ. લોકોમાં મારાં વખાણ થશે.' આવો વિચાર કરીને સતી બોલ્યાં કે, 'મુનિ! તમે મારી સાથે મંદિરમાં આવો. હું અને તમે બેઉ એમને આ વાત કહીએ અને સૌ સાથે જઇએ.'

નારદ—હું અત્યારે ત્રિવેણી તીર્થ તરફ જાઉં છું, માટે ક્ષમા કરો. મારા આવવાથી શું વધારે છે? ભગવાન્ શંકર ક્યારે આપનું વચન ઉત્થાપે છે?

આ છેલ્લાં વચન સાંભળી સતી સહજ હસ્યાં અને વીણાના તાર ઉપર સુરને મેળવતા નારદ મુનિ ત્યાંથી ત્રિવેણી તીર્થ તરફ વિદાય થયા. સતીને યજ્ઞમાં જવાનું કહી નારદ મુનિ ગયા, ત્યાર પછી પુષ્પો લઇને

**સતી** મંદિરમાં ગયાં. વાઘનું ચર્મ પાથરીને **શંકર** તે વખતે **અંતર્ગૃહમાં** બેઠા હતા. **સતીને** જોઇને ગણોએ પ્રણામ કર્યાં અને **શંકરે તેમને** પોતાની પાસે આવી આસને બેસવા જણાવ્યું. તે બોલ્યાં કે, 'મારા પિતા **દક્ષ** પ્રજાપતિને ત્યાં યજ્ઞ મહોત્સવ છે, તે પ્રસંગે **દેવો**, ગંધર્વો અને **વિદ્યાધરો** પોતાના પરિવાર સાથે ત્યાં જાય છે, માટે આપણે પણ ચાલો.' **શંકરે** કહ્યું, 'આપણને આમંત્રણ નથી.'

**દેવીએ** હસીને કહ્યું કે, 'એમ બને કે?' **શંકરે** ફરીને તેવોજ ઉત્તર આપ્યો એટલે ગાલમાં હસી લાડથી તે બોલ્યાં કે:—

( રાગ ઓખાહરણનો. )

આર્યપુત્ર! તમે આ **શું** બોલો, ખરા ખોટાનો કંઈ તોલ તોળો;
આવ્યે અવસરે જાય ભુસાઈ, આડે દા'ડે જે હોય લડાઈ.
વિસરાય **શું** દીકરી ક્યાંહિં, જેની માતા કરે રાજ્ય જ્યાંહિં;
પૂજ્ય વર્ગમાં જેહ સવાઈ, ભૂલે સસરો **શું** તેહ જમાઈ?

**શિવ—** ( અનુષ્ટુપ્. )

તમારા સમ છે સુભ્રૂ! તમને અથવા મને;
સંદેશ સરખો એ જો, કહાવ્યો હોય એમણે.

**સતી—**( રીસથી ) (ત્રિતાલની ચોપાઈ.)

જેણે આમંત્ર્યું છે ભૂત માત્ર, જુઠા! જાઓ **શું** ભુલે તે જામાત્ર?
રાખ્યું હશે તેડું તમે છાનું, સમ સગરા તમારા ન માનું.
આમ નિ:સંગ રહો તે **શું** સારું, જુઓ સંસારની આંખે વારું;
જોશું ઉછરંગ જાગ જગનનો, સુખવૈભવ તાત ભવનનો.
તમે હોંશ કરો ન કરાવો, મને ઉલટી ઉદાસી બનાવો;
મારે હોંશિલી માત રિઝાવ્યા, તમે ક્યારે સાસરીએ આવ્યા?
તમે ક્યારે પ્રભુત્વ બતાવી, મને મૈયેરીમાં ફુલાવી;
મારાં પિયેરની શેરીને પંથ, જતા આવતા થઈ મારા કંથ.
મીઠી આંખતણે અણુસારે, મારી સખીઓથી જોવાયા ક્યારે!
જોવા દીકરી જમાઇનાં જોડાં, હશે આતુર સૌ એ **શું** થોડાં?

મારી બાળ સૈયેરોનો ભાવ, ચાલો જોજો લઇએ રુડો લાવ;
મારી માતને હેતને હાથે, જમજો સાસરિયાંતણી સાથે.
મારું મોટેરાંમાં સનમાન, જોઈ તમને થશે અભિમાન;
દાસ દાસી ને ગજ રથ ઘોડે, ચાલો આપણ જઇએ સજોડે.
મારી બહેનો ને સખીઓના વાદે, મારે જાવું મૈયેર બડા ઠાઠે;
ઉઠો વાઘાંબરી! ન સતાવો, ફરી અવસર આવે નહિ આવો.
પાથરીને પાલવ વારંવાર, યાચું આટલું હું ત્રિપુરાર;
કરું તાતવતી કાલાવાલા, ઉઠો પજવો નહિ મારા વહાલા!

**શિવ**–શાણાં સમજુ થઈ ભૂલો કેમ, વણ તેડયાં જવાય કો' કેમ?
દે ન સત્કાર જો દક્ષરાય, હાસ્ય દેવોમાં આપણું થાય;
ઘટે માન બને કદી આવું, માટે સર્વથા હું નહિ આવું.

**સતી**–હાં હાં આજ હું સમજી આ સઘળું, તમે આડા થઈ વદો અવળું;
મારા પિયેરનું બોલો ઘસાતું, નથી મુજથી હવે તે ખમાતું.
તમે ઉજળાં સગાંના ન સંગી, આડા અતડા ન લેશ ઉમંગી;
વાંકુ પાડીને અવસરે આજ, નાથ! સંબંધીની લો ન લાજ.

**શિવ**— (અનુષ્ટુપ્.)

ઇચ્છા છે તો ભલે એવી, સિધાવો લઈ નંદીને;
પ્રણામ માહરા કહેજો, દક્ષને પાદ વંદીને.

**નારદ** મુનિએ ઉશ્કેરેલાં અને **શંકર** ઉપર રીસે ભરાયેલાં દેવી **સતી** પતિની આજ્ઞા મળી કે તરત પિતાને ઘેર ગયાં. **શંકર** જાણુતા હતા કે, દેવીનું અપમાન થશે, તેથી નંદી આદિ ગણોને તેમણે સાથે મોકલ્યા. **સતી** વગરતેડે હાલીચાલીને પિતાને ઘેર યજ્ઞમાં ગયાં, પરંતુ કોઇએ ત્યાં તેમને આવકાર દીધો નહિ તથા સગાંસાગવાંએ પણ બોલાવ્યાં નહિ, ઋષિપત્નીઓ એવી તેમની બહેનોએ અને છેવટ માતાએ પણ તેમને બોલાવ્યાં નહિ. **સતી** પોતાના સાહસ માટે અત્યંત દિલગીર થયાં. તેમને મૃત્યુ સમાન પરિતાપ થવા માંડયો અને કોઈ ઠેકાણે ક્ષણવાર ઉભાં રહેવું પણ ગમ્યું નહિ. **ઘરમાંથી** આ પ્રમાણે અપમાન પામ્યા પછી **સતી**

યજ્ઞમંડપમાં ગયાં, કારણ કે ત્યાં દક્ષ આવકાર દેશે, એમ તે ધારતાં હતાં. યજ્ઞ મંડપમાં પેસતાં દેવો સાથે **શંકરનું સ્થાપન થયેલું જોયું** નહિ અને દક્ષ પ્રજાપતિએ વાત્સલ્યથી બોલાવ્યાં નહિ, દેવીને ઘણું માઠું લાગ્યું. પિતાના સામું જોઈ તિરસ્કારનાં વચનોથી તે બોલ્યાં કે:–"મને ધિક્કાર છે કે, હું મારા પતિની અવગણના કરીને અહિં આવી. જ્યાં પતિનું સંમાન ન હોય ત્યાં સતીને જવાનો ધર્મ નથી. અહિં **શંકરનું સ્થાપન** કે સંમાન કંઈ પણ નથી તો તેમાં આગ ઉઠજો." આ છેલ્લાં વચન તેમના **મુખમાંથી** નિકળતાંજ દક્ષ પ્રજાપતિના યજ્ઞમંડપમાં આગ લગી અને મોટો ઉત્પાત થયો. મંડપમાં આગ થતાંજ લાલચોળ થઈ ગયેલાં **સતીએ** પાછાં વળીને નંદીને કહ્યું કે, 'હું અહિં બળી મરું છું' અને તું—

( ઉપજાતિ. )

નિવેદજે આ સઉ વૃત્ત નંદી! મારાવતી ત્યાં જઈ પાદવંદી;<br>
એકાંતમાં **શંકરને** કહેજે, મારાં વળી વાયક આ પ્રમાણે:–<br>
"સત્વે તમ દ્રોહિતણો બનેલો, દુર્ભાગ્ય આ દોષિત દેહ મારો;<br>
ઉત્સંગને યોગ્ય **નથી** રહેલો, હુતાશને આ પળ હોમવાનો.<br>
પિયેરિયાંનો ધરિ પક્ષ મારાં, સુણ્યા નહી મેં વચનો તમારાં;<br>
તેથી તમારાં પદ પૂજવાનાં, પુરાં થયાં પ્રાક્તન પુણ્ય મારાં.<br>
અયોગ્ય મારાં વચને દુભાયા, હશો તમે તોપણ નાથ મારા;<br>
શરીર કષ્ટી તપ આદરીશ, પરંતુ પાછી તમને વરીશ."<br>
મૈયેરનું માન ધરી ઘણેરું, કહ્યું ન માન્યું શિરછત્ર કેરું;<br>
તેનું મળ્યું આ ફળ ભાગ્ય મારું, હુતાશને પાતકને ઉતારું.

**નંદીને** આમ કહી દેવી **સતી શંકરનું** ધ્યાન ધરી જમણા પગના **અંગુઠામાંથી** અગ્નિ ઉત્પન્ન કરી ત્યાંજ બળી મુઆં.

૧

---

# સુકન્યા.



વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિ રાજાને સુકન્યા નામની એક લાડકડી કન્યા હતી. તે સુશીલ અને ડહાઈ હતી. રાજા જ્યારે જ્યારે બહાર ફરવા જતો ત્યારે સુકન્યાને પોતાની સાથે લઈ જતો હતો. એક દિવસ સુકન્યાને લઇને રાજા વનમાં ફરવા ગયો હતો. એક પછી એક વન અને ઉપવનમાં ફરતો ફરતો તે ચ્યવનઋષિના આશ્રમ આગળ ગયો. ચ્યવન મુનિની ગેરહાજરીથી જીર્ણશીર્ણ થઈ ગયેલા આશ્રમની પડોસમાં લશ્કરનો પડાવ નાંખીને ઋષિમુનિઓનાં દર્શનાર્થે આશ્રમની આજુબાજુના પ્રદેશમાં તે ફરવા લાગ્યો. સુકન્યા પણ તેની સખીઓ સાથે આશ્રમનાં વૃક્ષોને વિંટાઇને ઝુલી રહેલી ભાતભાતની લતાઓનાં પુષ્પો ચુંટતી ચુંટતી એક જુના રાફડા પાસે જઈ ચઢી. રાફડાની અંદર જોયું તો બે ચળકતા પદાર્થો તેના જોવામાં આવ્યા. એક તો બાળક અને વળી રાજકન્યા. બાળકનું મન કુતૂહલ જોવાને આતુર હોય છે. સુકન્યાએ તરત પાસે પડેલી બાવળની સૂળ લઈ રાફડાની અંદર ચળકતા પદાર્થોની પરીક્ષા કરવાને બેસી. રાફડાના છિદ્રમાંથી લોહીની ધારા વહી. નિર્દોષ મનની સુકન્યા 'કોઈ જીવજંતુ હશે,' આમ ધારીને સખીઓ સાથે રમતી રમતી ત્યાંથી બીજી જગાએ ચાલી ગઈ.

ચ્યવનઋષિ ઘણો કાળ થયાં આહારાદિકનો ત્યાગ કરી એક આસને બેસીને તપશ્ચર્યા કરતા હતા. તપ તપતાં તપતાં ઘણાં વર્ષે તેમના શરીર ઉપર રાફડો થઈ ગયો હતો. માત્ર મૃત્તિકાની ફાટમાંથી તેમની બે ચળકતી આંખોજ દેખાતી હતી, પરંતુ તે આંખો છે, એમ જોનાર જાણી શકે નહિ. તે પતંગિયા કે બીજા કોઈ જીવડા જેવી જણાતી હતી. સુકન્યાએ તેને કોઈ તેજસ્વી પદાર્થ જાણી, સૂળ ઘોંચી તેની પરીક્ષા કરવાનું ધાર્યું હતું, પરંતુ તેમ કરવા જતાં વિપરીત પરિણામ આવ્યું.

ઋષિ કામ ક્રોધાદિકથી રહિત હતા, તોપણ એક નિરપરાધી તપશ્ચર્યા કરતા ઋષિનો અપરાધ કર્યો, તે પાપને લીધે રાજાના પરિવારોને અને સેનાનાં મનુષ્યોને એકાએક ઝાડો અને પિશાબ બંધ થઈ ગયાં. અચાનક આવી પડેલા આવા દુ:ખને લીધે રાજા ગભરાટમાં પડી ગયો. તેણે પોતાના સેવકોને તથા સાથે આવેલા બીજા મનુષ્યોને બોલાવી પૂછ્યું કે, "તમે આ પવિત્ર આશ્રમમાં કોઇનો અપરાધ કર્યો છે? અપરાધ વિના દુ:ખ થવાનો સંભવ નથી. અપરાધ થયો હોય તો કહી દો. આપણે જેનો અપરાધ થયો હોય, તેની ક્ષમા માગીએ."

સુકન્યા નિશ્ચિન્ત મનથી પોતાની સખીઓ સાથે રમતી રમતી તેના પિતાજી પાસે આવી અને તેમને ગભરાટમાં પડી ગયેલા જોઇને બોલી કે—"પિતાજી! મારાથી અપરાધ જેવું એક કામ થઈ ગયું છે. વનમાં ફરતાં ફરતાં એક ઠેકાણે રાફડામાં ચળકતી ચીજ મારા જોવામાં આવી. તે શું હશે, તેની પરીક્ષા કરવાને મેં તેમાં સૂળ ઘોંચી એટલે અંદરથી લોહીની ધારા નીકળી." પુત્રીનાં વચન સાંભળી રાજા તરત રાફડા પાસે ગયો, અને તપાસ કરી તો અંદરથી તપ તપતા અને સુકાઈ ગયેલા, પરંતુ મહાતેજસ્વી વૃદ્ધ ચ્યવન ઋષિ નીકળી આવ્યા.

ફૂટી ગયેલી આંખોવાળા અને હાડપિંજરરૂપે અવશેષ રહેલા ઋષિને જોઈ સૌનાં મુખ ઉતરી ગયાં. રાણીઓ ભય પામી કે, ઋષિ શાપ દેશે તો શું થશે? રાજાને પણ ભય લાગ્યો, પરંતુ હિમ્મતથી ઋષિના ચરણમાં પ્રણામ કરીને તેણે કહ્યું કે "મહારાજ! મારી પુત્રીએ આપનો મહા-અપરાધ કર્યો છે, એટલુંજ નહિ, પરંતુ આપનાં નેત્રરત્નોનો નાશ કરીને આપના જીવતરને નિરર્થક કર્યું છે. હું તે માટે આપની ક્ષમા માગું છું."

ચ્યવનમુનિ રાજાને ક્ષમા આપતાં બોલ્યા કે "મને બીજું તો કંઈ દુ:ખ નથી, પરંતુ હવે મને ધર્માદિક કાર્યો કરવામાં અડચણ પડશે, માટે તું એ કન્યા મને પરણાવ. તે મારી ધર્મપત્ની તરીકે હમેશ સેવા કરીને મને ધર્મકાર્યોમાં સહાયતા આપશે. હું તને નિરાપરાધીને શાપ દેવા ઇચ્છતો નથી." આ વખતે સુકન્યા તેના પિતાની પાસે ઉભી હતી. તેણે પોતાનો અપરાધ કૃતજ્ઞ હૃદયથી કબુલ કર્યો અને નમ્રભાવથી પિતાને

સુકન્યા અને ચ્યવન ઋષિ



મને બીજું તો કંઇ દુઃખ નથી, પરંતુ હવે મને ધર્માદિક કાર્યો કરવામાં અડચણ પડશે, માટે તું એ કન્યા મને પરણાવ

## સુકન્યા અને ચ્યવન ઋષિ.



સુકન્યાએ બહુ હોંસથી અંધ ચ્યવન ઋષિની અહોરાત્રિ સેવા કરી તેમનું હૃદય જીતી લીધું.

પૃ. ૯.

Lakshmi Art, Bombay.

પ્રણામ કરીને કહ્યું કે "પિતાજી! હું આ ઋષિ મહારાજની સંપૂર્ણ અપરાધિની છું, માટે મારૂં બાકીનું સર્વે આયુષ્ય હું એમને અર્પણ કરીને તેમનાં ધાર્મિક કાર્યોમાં સહાયતા કરીશ. હાય! હાય! મારી મૂર્ખતાએ કેટલો બધો અનર્થ કર્યો? એમનો પવિત્ર હાથ ઝાલવો, એજ હવે મારા પાપનું પ્રાયશ્ચિત્ત છે." આમ કહી સુકન્યાએ ઋષિનો પાણિ પકડયો. પછી રાત દહાડો સેવા કરી તેમના હૃદયને જીતી લીધું. ઋષિને સુવરાવ્યા પછી સુવું, તેમના ઉઠયા પહેલાં ઉઠવું, વનમાંથી દેવસેવા તથા અગ્નિહોત્ર માટે ફળફૂળ, કાષ્ઠો તેમજ વનધાન્યો લાવવાં તથા અષ્ટ પ્રહર ઋષિની સેવામાં હાજર રહેવું, વગેરે કાર્યો લાડકોડમાં ઉછરેલી સુકન્યા બહુજ હોંશથી કરવા લાગી. ઋષિ પણ તેની પોતાના પ્રતિ અનન્ય ભક્તિ જોઇને પ્રસન્ન થયા.

સુકન્યાએ વૃદ્ધ અને અંધ એવા ચ્યવન ઋષિની આ રીતે ખરા મનથી સેવા કરવામાં કેટલોક કાળ ગાળી કાઢયો અને ઈશ્વરે પણ તેની સબુરી સામે નજર કરી. એક વખત દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો તે ઋષિના આશ્રમમાં આવી ચઢયા. તેમનું ચ્યવનમુનિએ બહુ ભાવથી પૂજન કરીને કહ્યું કે "તમે દેવોના વૈદ્યો કહેવાઓ છો તો મારી વૃદ્ધાવસ્થા ટાળો, હું તમને સોમરસના ભાગી કરીશ. દેવોએ સોમરસના પાનમાંથી તમને દૂર કર્યાં છે, તે વાત હું જાણું છું. તમે વૈદ્યો હોવાથી યજ્ઞના ભાગને માટે અપવિત્ર ગણાવ છો, તોપણ હું તમને પુનઃ પવિત્ર કરીને યજ્ઞમાં ભાગ લેતા કરીશ."

અશ્વિનીકુમારોએ 'તથાસ્તુ' એમ કહી તે આશ્રમ પાસે આવેલા એક સિદ્ધિપ્રદ નામના ધરામાં ચ્યવનમુનીને ડુબકી મરાવી. ચ્યવનમુનિનું શરીર કેવળ હાડકાંનો માળો થઈ ગયું હતું, ભમરો ધોળી ફગ થઈ ગઈ હતી, આંખોને ઠેકાણે ફક્ત ખાડાજ દેખાતા હતા. આખા શરીરમાં માંસ અને રૂધિર ન હોવાથી તરી રહેલી નાડીઓ સ્પષ્ટ દેખાતી હતી. શરીર તદન બેડોળ બની ગયું હતું. ઋષિ જેવા સિદ્ધિપ્રદ ધરામાં ડુબકી મારીને બહાર નીકળ્યા કે, તરત નવયૌવન બની ગયા. તેમની દિવ્ય

કાન્તિથી આશ્રમ ઝળાંઝળાં થઈ રહ્યું અને દેવવૈદ્યો સાથે જાણે તે પણ ત્રીજા અશ્વિનીકુમાર હોય તેવા બની ગયા.

સુકન્યા તે ત્રણે પુરુષોને જોઇને વિચારમાં પડી ગઈ કે, આમાં ચ્યવન-ઋષિ કયા ? પછી દેવવૈદ્યોને પ્રણામ કરી, પાલવ પાથરી તે વિનવવા લાગી કે "હે અશ્વિનીકુમારો! મને મારા પ્રાણાધાર દેખાડો. કયાં ગયા મારા વૃદ્ધ સ્વામી!" અશ્વિનીકુમારો સુકન્યાની પતિભક્તિને જોઇને બહુ પ્રસન્ન થયા અને તરુણ થઈ ગયેલા ચ્યવનની સામે આંગળી કરી, ઋષિ બતાવ્યા. સુકન્યા પોતાના તરુણ વયના પતિને જોઇ તેમના ચરણમાં પ્રણામ કરી બે કર જોડી સંમુખ ઉભી રહી. તે સમયે ચ્યવને બંને દેવ-વૈદ્યોને કહ્યું કે "મારા સસરાના યજ્ઞમાં હું તમારા ઉપકારનો બદલો વાળીશ." 'તથાસ્તુ' એમ કહીને ઋષિ અને ઋષિપત્નીને પ્રણામ કરી તેઓ પછી સ્વર્ગમાં ચાલ્યા ગયા.

થોડા સમય પછી શર્યાતિ રાજા યજ્ઞ કરવા માટે ચ્યવનમુનિના આશ્ર-મમાં આવ્યા અને જુએ છે તો પોતાની પુત્રીને એક તેજસ્વી અને તરુણ પુરુષની સેવા કરી રહી હતી. દીકરી દૂરથીજ પોતાના પિતાને આવતા જોઈ તેમની સામે ગઈ, ને પ્રણામ કરીને ઉભી રહી. પરંતુ રાજાએ પુત્રીને આશીર્વાદ આપ્યો નહિ, પણ ઉલટું ક્રોધથી કહ્યું કે "પુત્રિ! તેં ઉભય કુળને કલંક લગાડયું? આ તરુણ પુરુષ કોણ છે? કયાં ગયા પેલા મુનિ? લોકો જેમને નમન કરે છે એવા પવિત્રચરિત્ર મુનિને તેં ઠગ્યા?"

સુકન્યાએ પોતાના પિતાને શાન્ત પાડી કહ્યું કે, "તેજ ઋષિ આ પોતે છે. દેવવૈદ્યોના પ્રતાપથી તેઓ આવી તરુણાવસ્થાને પ્રાપ્ત થયા છે." તે સાંભળી પિતાએ પુત્રીને હર્ષભેર ભેટીને ધન્યવાદ આપ્યો, અને પછી પોતે પોતાના જમાઈ ચ્યવનઋષિની સહાયતાથી સોમયજ્ઞનો આરંભ કરીને અશ્વિનીકુમારોને તેમાં સોમરસ પાયો. તે વખતે ઈંદ્રે ક્રોધ કરી ચ્યવનને મારવા માટે વજ્ર ઉગામ્યું, પરંતુ ચ્યવને પોતાના તપના પ્રભાવથી તેને થંભાવ્યું. શર્યાતિ રાજાએ અને દેવવૈદ્ય અશ્વિનીકુમારોએ સુકન્યાનાં વખાણ કરતાં કહ્યું કે—વૃદ્ધ અને અંધ એવા ઋષિને માત્ર ધર્મ ઉપરજ

શ્રદ્ધા રાખી સુકન્યા પરણી હતી અને તેની અનન્ય ભાવથી સેવા કરતી હતી, તેને પરિણામે આ અનુપમ સુખ ભોગવે છે. ચ્યવન પણ વૃદ્ધ ઉમરમાંથી તથા અંધાપામાંથી છૂટી, આવી ઉત્તમ અવસ્થા પામ્યા છે, માટે સુકન્યા ખરેખર સુકન્યાજ છે." આમ કહી દેવો અને ઋષિઓ પોતપોતાને સ્થાનકે ગયા. નિરપરાધી મુનિનાં નેત્રો ફોડી તેમનો મહાન્ અપરાધ કરનારી સુકન્યાએ પોતાનું આખું જીવન અંધ મુનિને અર્પણ કર્યું. પરંતુ પછી એક મનથી તેમની સેવા કરી તેનું પરિણામ ઘણું સારૂં આવ્યું. પિતાને સંકટમાંથી મુક્ત કરવા માટે જીવનનો ઉત્સર્ગ કરનારી આવી સુકન્યાઓ જ્યારે આપણા દેશમાં જન્મશે ત્યારેજ આપણો ઉદય થશે!

---

# સાવિત્રી.




દ્રદેશમાં પૂર્વે અશ્વપતિ નામે એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તે ધર્મજ્ઞ, બ્રહ્મણ્ય, સત્યવાદી, જિતેંદ્રિય, દાતાર, પ્રજાને પ્રિય અને ક્ષમાવાન્ રાજા હતો. સંતાન માટે તેણે સાવિત્રીને આરાધવાથી દેવીએ પ્રસન્ન થઈ કહ્યું કે, "હે પાર્થિવ! તમારા આરાધનથી ઇંદ્રિયોને વશ રાખવાના નિયમથી તથા ભક્તિથી હું પ્રસન્ન થઈ છું, માટે તમને જે કંઈ ઇચ્છા હોય તે વર માગો." અશ્વપતિ રાજાએ કહ્યું કે, "હે દેવિ! શાસ્ત્રકારોએ કહ્યું છે કે, "ગૃહસ્થાશ્રમીએ ધર્મની વૃદ્ધિ કરવા માટે સંતાન ઉત્પન્ન કરવાં જોઇએ, તેથી સંતાનાર્થે વ્રત નિયમ આચરૂં છું. તમે જો પ્રસન્ન થયાં હો તો મારા કુળની વૃદ્ધિ માટે મને પુત્ર આપો." દેવિએ કહ્યું કે, "હે રાજન્! મેં તમારા મનનો અભિપ્રાય જાણી તમને સંતાન આપવાનું બ્રહ્માને કહ્યું છે, તેમના પ્રસાદથી એક મહાતેજસ્વિની કન્યા તમારે ત્યાં અવતરશે."

**સાવિત્રી** દેવી અંતર્ધાન થયાં અને **અશ્વપતિ** રાજા પણ સ્વસ્થ થઇને મહેલમાં ગયો. પ્રજાને પાલન કરતાં કેટલોક કાળ વ્યતીત થયા પછી નિયમિત વ્રતવાળા રાજાની રાણીએ ગર્ભ ધારણ કર્યો. **મનુની** પુત્રી એવાં તે મહારાણીનો ગર્ભ શુકલપક્ષમાં જેમ ચંદ્રમા વૃદ્ધિ પામે તેમ વૃદ્ધિ પામવા લાગ્યો ને દસમે માસે કમળપત્ર જેવાં નેત્રવાળી સુંદર કન્યા અવતરી. બ્રાહ્મણોએ જાતકર્માદિ સંસ્કાર કરી તે કન્યાનું નામ **સાવિત્રી** પાડ્યું. મૂર્તિમાન્ લક્ષ્મી સરખી તે દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. સુંદર અંગવાળી તેને જોઈ 'આ દેવકન્યા છે' એમ સર્વ કોઈ કહેતું. **સાવિત્રી** જ્યારે ઉપવર થયાં ત્યારે રાજાએ કહ્યું કે, "હે પુત્રી! તને પરણાવવાનો વખત પાસે આવ્યો છે પણ કોઈ માગું કરતું નથી, માટે તું તારી પોતાની મેળે યોગ્ય ગુણવાન્ ભર્ત્તારને શોધી લે. તને જે વર પસંદ આવે તે મને કહેજે, એટલે હું વિચાર કરી તારૂં કન્યાદાન આપીશ. તું ઇચ્છિત વર વર. હે વત્સે! ધર્મશાસ્ત્રમાં કહેલું છે તે પ્રમાણે હું તને કહું છું. વયમાં આવેલી કન્યાનું દાન ન દેનાર પિતા, રજસ્વલા થયા પછી સ્નાન કરેલી સ્ત્રીનો ત્યાગ કરનાર પતિ અને પિતા મરી ગયા પછી માતાનું રક્ષણ ન કરનાર પુત્રની સર્વ લોકો નિંદા કરે છે. હે પુત્રી! તું મારાં વચન સાંભળી ભર્ત્તાની શોધ કર અને જે રીતે હું નિંદ્ય ન થાઉં તેમ કર." **સાવિત્રીને** તથા વૃદ્ધ મંત્રીઓને આમ કહી વાહનાદિકનો બંદોબસ્ત કરી રાજાએ તેમને વર શોધવા જવાની આજ્ઞા આપી. મહાન્ તપસ્વિની **સાવિત્રી** પોતાના પિતાનાં વચન સાંભળી લજ્જાયુક્ત થઈ તેમના ચરણમાં મસ્તક નમાવી સુવર્ણના રથમાં બેસી, વૃદ્ધ મંત્રીઓ સાથે રાજર્ષિઓનાં રમણીય તપોવનમાં ગઈ અને આશ્રમોમાં ફરતાં ફરતાં અંધ માબાપના ગુણવાન્ પુત્ર **સત્યવાનને** પસંદ કરી પોતાના પિતાની પાસે આવી.

**અશ્વપતિ** રાજાએ **સાવિત્રીને** કહ્યું કે "હે પુત્રિ! તું જે વરને વરી હોય તે કહે?" પિતાનાં વચન સાંભળી **સાવિત્રીએ** કહ્યું કે "શાલ્વદેશના ધર્માત્મા ક્ષત્રિય રાજા **દ્યુમત્સેન** નામે છે. તે પાછળથી અંધ થઈ ગયા ને તેમના પુત્ર નાના હોવાથી પૂર્વના વૈરી રાજાએ રાજ્ય લઈ લીધું તેથી બાળક પુત્ર તથા સ્ત્રી સહિત તપોવનમાં રહીને હાલ તેઓ તપશ્ચર્યા

કરે છે. શહેરમાં ઉત્પન્ન થયેલો તથા તપોવનમાં વૃદ્ધિ પામેલો 'સત્યવાન્ નામે તેમને એક પુત્ર છે, તેને મનવડે હું વરી છું." સાવિત્રીનાં વચન સાંભળી નારદજીએ કહ્યું કે "હે અશ્વપતિ! અજાણી સાવિત્રી સત્યવાનને વરી, પણ તેનું પરિણામ બહુ ખોટું છે. દ્યુમત્સેન તથા તેની સ્ત્રી સત્યભાષણ કરનારાં હોવાથી બ્રાહ્મણોએ તેમના પુત્રનું નામ સત્યવાન્ પાડયું છે." અશ્વપતિ રાજાએ પુછ્યું કે "તે રાજકુમાર તેજસ્વી, બુદ્ધિમાન્, ક્ષમાવાન્, શૂરવીર તથા માતાપિતામાં ભક્તિવાળો છે?" નારદજીએ કહ્યું કે "હે રાજા! તે રાજકુમાર સૂર્ય જેવો તેજસ્વી, બૃહસ્પતિ જેવો બુદ્ધિવાન્, પૃથ્વી જેવો ક્ષમાવાન્, ઈંદ્ર જેવો શૂરવીર તથા માતાપિતામાં ભક્તિવાળો છે." રાજાએ પૂછ્યું કે "હે ઋષિ! તે રાજપુત્ર સત્યવાન્ દાતા, બ્રાહ્મણોપર ભક્તિવાળો, ઉદાર અને દેખાવડો છે?" નારદજીએ કહ્યું કે "તે પોતાની શક્તિ પ્રમાણે દાન આપવામાં રંતિદેવ જેવો તથા ઉશીનર દેશના શિબિ રાજા જેવો ઉદાર, યયાતિ જેવો સત્યવાદી, દેખાવમાં ચંદ્રમા જેવો અને રુપમાં અશ્વિનીકુમાર જેવોછે, એટલુંજ નહિ, પરંતુ ઇંદ્રિયોને નિયમમાં રાખનારો, મધુર બોલનારો, શૂરવીર, સત્યવાદી, સર્વ પ્રાણીનો પરમ મિત્ર, ઈર્ષારહિત, લજ્જાવાન્, કાંતિમાન્, સરળ તથા ધૈર્યવાન્ છે." નારદનાં વચન સાંભળીને, અશ્વપતિ રાજાએ કહ્યું કે, "હે દેવર્ષિ! તમે એના સર્વ ગુણ કહ્યા. હવે તેના જે દોષ હોય તે મને કહો?" નારદ બોલ્યા કે "એનામાં એક એવો દોષ છે કે જે તેના બધા ગુણોને ઢાંકી દે છે. એ દોષ પ્રયત્નથી પણ ટળી શકે એવો નથી, અને તે કહેવાને મારી જીભ પણ ઉપડતી નથી."

અરેરે! બિચારી અજ્ઞાન રાજપુત્રી સાવિત્રી!! નિઃશ્વાસ નાંખીને નારદજી ફરી બોલ્યા કે "હે રાજન્! સત્યવાન્ અલ્પ આયુષ્ય હોવાથી આજથી એક વર્ષ પછી મરણ પામશે." નારદજીનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે "હે સાવિત્રી! હે વત્સે!! અહિં આવ અને હું કહું તે સાંભળ. દેવતાઓએ જેનો સત્કાર કરેલો છે એવા ભગવાન્ નારદે મને જે કહ્યું તે તેં સાંભળ્યું કે નહિ? વિચાર કર, એનો આ દોષ સર્વ ગુણોને ઢાંકી દે છે. અલ્પ આયુષ્યવાળો તે આજથી વર્ષ દિવસે મરણ શરણ

થવાનો છે માટે તું બીજા કોઈ રાજકુંવરને વર.” પિતાનાં વચન સાંભળી સાવિત્રીએ કહ્યું કેઃ—

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।**
**सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥ (मनु)**
**दीर्घायुरथवाल्पायुः सगुणो निर्गुणोऽपि वा ।**
**सकृद्वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥ (भारत)**

“ હે પિતાજી ! પિતાના ધનની વહેંચણી એકવારજ થાય છે, કન્યાદાન એકવારજ દેવાય છે, અને હું આપું છું એમ કહીને દાન પણ એકવારજ અપાય છે. એ ચારે વાનાં એકવારજ થાય છે માટે મેં જે ભર્તા પસંદ કર્યો છે તે દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, ગુણી હો કે નિર્ગુણી હો, પણ હું તો એકવાર વરી તે વરીજ. હવે બીજીવાર નહિ વરૂં. મનવડે નિશ્ચય કર્યા પછી વાણીથી કહેવાય ને પછી તેજ કરાય, એવો મારો નિશ્ચય છે. જે મારા ભાગ્યમાં હશે તે થશે. હવે તમે જે કહેશો તે વૃથા છે.” નારદજીએ કહ્યું કે “ હે અશ્વપતિ! સાવિત્રીની બુદ્ધિ સ્થિર છે માટે એને કોઈ વારી શકવા સમર્થ નથી. સત્યવાનમાં જે ગુણ છે તે બીજા પુરુષોમાં નથી, માટે તમારે એને પરણાવવી, એ ઉત્તમ છે.” નારદનાં વચન સાંભળી અશ્વપતિ રાજાએ કહ્યું કે “ તેનો નિશ્ચય ચલાયમાન થાય એમ નથી અને તમારૂં વચન સત્ય છે. તમે મારા ગુરુ છો, તેથી હું આપના કહ્યા પ્રમાણે કરીશ.” નારદે કહ્યું કે “ હે રાજન્! તમારી સાવિત્રીનાં લગ્ન નિર્વિઘ્ને થાઓ.” આ પ્રમાણે આશીર્વાદ દઈ નારદજી ત્યાંથી સ્વર્ગ પ્રત્યે ગયા અને રાજા સાવિત્રીના વિવાહની સામગ્રી તૈયાર કરવા લાગ્યો. અર્થને ચિન્તતો અશ્વપતિ વિવાહને યોગ્ય સર્વ સામગ્રી તૈયાર થતાં, વૃદ્ધ બ્રાહ્મણો તથા કુલગુરુને બોલાવી, શુભ દિવસે કન્યા તથા બ્રાહ્મણો સહિત દ્યુમત્સેનને આશ્રમે ગયો. સાગના ઝાડ નીચે દર્ભાસન ઉપર બેઠેલા અંધ પણ મોટા ભાગ્યવાળા દ્યુમત્સેન રાજાની ઘટતી રીતે પૂજા કરી, ‘ હું અશ્વપતિ છું,’ એમ કહી તેણે પોતાનું નામ નિવેદન કર્યું. ધર્મ જાણનાર દ્યુમત્સેન રાજાએ આદર પૂર્વક સત્કાર કરી તથા આસન આપીને આગમન કારણ પૂછ્યું.

અશ્વપતિ રાજાએ પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું કે "હે રાજર્ષિ! હે ધર્મજ્ઞ! સાવિત્રી નામે મારે એક કન્યા છે. તે મન, વાણી અને કર્મે કરીને આપના પુત્ર સત્યવાનને વરી છે, માટે આપ તેનો સ્વીકાર કરો." અશ્વપતિનાં વચન સાંભળી દ્યુમત્સેને કહ્યું કે "હે રાજન્! અમે રાજ્યથી ભ્રષ્ટ થઈ વનવાસનો આશ્રય કરી અહિં ધર્માચરણ કરીએ છીએ, તમારી સુકુમાર કન્યા આ દુઃખમાં પડવાને યોગ્ય નથી." "હું ગુણવાન્ સત્યવાનને સાવિત્રી આપવાનો નિશ્ચય કરીને આવેલો છું, અને નમ્રતાથી મસ્તક નમાવી વિનંતિ કરું છું કે, આપ મારી આશા ભંગ કરશો નહિ. આપણે બન્ને પરસ્પર સંબંધી થવાને યોગ્ય છીએ. માટે પ્રસન્ન થઈ મારી પુત્રીનો સ્વીકાર કરો." તેનું કહેવું સાંભળીને દ્યુમત્સેન બોલ્યા કે "હે રાજન્! તમારી સાથે સંબંધ કરવાની મને ઇચ્છા હતી. પણ રાજ્યથી ભ્રષ્ટ થયા પછી મારો વિચાર જતો રહ્યોછે. હવે મારે તમારો અતિથિને યોગ્ય સત્કાર કરવો જોઇએ. મારો ઇચ્છિત અભિપ્રાય હતો, તે ઈશ્વરકૃપાથી આજ પરિપૂર્ણ થયો, તેથી તમારી કન્યાનો હું સ્વીકાર કરૂં છું." એમ કહી આશ્રમવાસી વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી બન્ને રાજાઓએ વિધિ પ્રમાણે સાવિત્રી અને સત્યવાનનો વિવાહ કર્યો. અશ્વપતિ રાજાએ પોતાની કન્યા સત્યવાનને પરણાવી. તેને યોગ્ય પહેરામણી આપી. પછી સત્યવાન સદ્‌ગુણસંપન્ન સાવિત્રીને પરણી અત્યંત પ્રસન્ન થયો. સાવિત્રી પણ ઇચ્છિત ભર્તાને પામી સંતુષ્ટ થઈ.

રાજવૈભવનો ત્યાગ કરી, વલ્કલ વસ્ત્ર પહેરી, સાવિત્રી સત્યતા, સ્નેહ અને જિતેન્દ્રિયપણાથી સર્વને રાજી કરવા લાગી. ખાનપાન, વસ્ત્રાદિકની વ્યવસ્થા, સત્કાર તથા વાણીવડે પોતાનાં વૃદ્ધ સાસુસસરાને અને પ્રિય વચન, પ્રેમ અને સેવાથી પતિને સંતોષ આપવા લાગી. એ રીતે આશ્રમમાં રહેતાં તથા તપ કરતાં તેઓનો કેટલોક કાળ વીતી ગયો. સાવિત્રીને નારદે જે વચન કહ્યાં હતાં, તે સદા યાદ આવ્યા કરતાં હતાં. જ્યારે નારદે કહેલો સમય આવ્યો ત્યારે સાવિત્રીએ અનશન વ્રતનો આરંભ કર્યો. દ્યુમત્સેન રાજાએ સાવિત્રીની આશ્વાસના કરતાં કહ્યું કે "હે રાજપુત્રિ? તમે આ અતિ કઠિન વ્રતનો આરંભ કર્યો છે. ત્રણ દિવસ પર્યંત ભોજનનો ત્યાગ કરવો, એ તમારા જેવી રાજકન્યાને અસહ્ય છે.

**સાવિત્રીએ** કહ્યું કે "તાત! તમારે ખેદ કરવો નહિ. હું આરંભેલું વ્રત સમાપ્ત કરીશ. મેં જે વ્રતનો આરંભ કર્યો છે તે મારા સૌભાગ્યને વધારનાર છે." રાજા બોલ્યા કે "હે **સાવિત્રી**! તમે વ્રતનો ભંગ કરો, એમ હું તમને કહેતો નથી. વળી મારા જેવા તો આવું વ્રત પૂર્ણ કરાવવાથીજ પ્રસન્ન થાય." આમ કહીને વધૂને વ્રત કરવા માટે ઉત્સાહ આપ્યો. **નારદે** કહેલો ભયંકર સમય પાસે આવી પહોંચ્યો અને તે દિવસની આગલી રાત્રિ **સાવિત્રીએ** દુઃખથી ગાળી, 'આજે તે દિવસ છે,' એમ જાણીને સવારનું સર્વ કામ કરી, બ્રાહ્મણો સાસુ તથા સસરાને પ્રણામ કરી, હાથ જોડીને તે ઉભી રહી. "તમારૂં સૌભાગ્ય અમર તપો," એવી તેમણે આશીષ આપી. તે સાંભળી, એકાગ્ર ચિત્તવાળી **સાવિત્રીએ** "તથાસ્તુ તમારી વાણી ફળો," એમ બોલીને તપસ્વીઓની વાણી માથે ચઢાવી. પછી સાસુસસરાએ તેને કહ્યું કે "તમારા ધાર્યાં પ્રમાણે વ્રત થયું માટે હવે પારણાં કરવાનો સમય થવા આવ્યો છે, માટે તમારે જે કરવું હોય તે કરો."

**સાવિત્રી** બોલી કે "મેં સર્વ કામ કરી લીધું છે પણ સૂર્ય અસ્ત થયા પછી પારણું કરવું, આવો સંકલ્પ છે." **સત્યવાન્** સમિધ લેવાને વનમાં જવા તૈયાર થયો, તે જોઈ **સાવિત્રી** બોલી કે "હે પ્રાણનાથ! તમે એકલા વનમાં ન જાઓ. આજે હું તમારી સાથે આવું છું. તમને એકલા જવા દેવાને હું રાજી નથી." **સત્યવાન્** બોલ્યો કે "તું પૂર્વે કોઈ દિવસ વનમાં આવી નથી, વનનો માર્ગ બહુ દુઃખરૂપ છે. વળી ઉપવાસથી તું દુર્બળ થઈ ગઈ છે, તેથી ચલાશે પણ નહિ." **સાવિત્રી** બોલી કે "ઉપવાસ કરવાથી હું નિર્બળ થઈ નથી, તેમ મને પરિશ્રમ પણ જણાતો નથી. તમારી સાથે આવવાનો મને ઉત્સાહ છે." **સત્યવાને** કહ્યું કે, 'જો ઉત્સાહ હોય તો ભલે, પણ માતપિતાની આજ્ઞા લેવી જોઇએ.' **સાવિત્રીએ** સાસુસસરાને પ્રણામ કરીને કહ્યું કે 'મારા પતિ સમિધ તથા ફળફૂલ લેવાને વનમાં જાય છે. જો તમારી આજ્ઞા હોય તો હું પણ તેમની સાથે જાઉં. આજે મને એવો ઉત્સાહ થયો છે કે, હું તેમની સાથે વન જોવા જાઉં. આજ દિવસ સુધી હું આશ્રમની બહાર નીકળી નથી, તેથી

સાવિત્રી.



સાવિત્રી વટપૂજા કરે છે.

પૃ. ૧૬.

Lakshmi Art, Bombay.

પુષ્પવાળું વન જોવાનો મને ઉત્સાહ થયો છે.' દ્યુમત્સેને ધાર્યું કે, જ્યારથી તેના પિતા ગયા ત્યારથી આજ પર્યંત કોઈ દિવસ તેણે બહાર જવાનું મન કર્યું નથી, માટે ભલે જાય. 'ઇચ્છિત કામનાને પ્રાપ્ત થાઓ' એવી આશિષ સાથે તેમણે રજા આપી, પરંતુ કહ્યું કે, 'પુત્રિ! માર્ગમાં તમે બન્ને સાથે રહેજો.'

સાસુસસરાની આજ્ઞાથી પ્રસન્ન થયેલી, પણ 'પતિનું આયુષ્ય આજે પૂર્ણ થનાર છે' એવા વિચારથી ખેદયુક્ત સાવિત્રી પતિ સાથે વનમાં ગઈ. ત્યાં ઘણાં પંખીઓવાળાં રમણીય વનો, પવિત્ર નદીઓ તથા પુષ્પવાળાં ઉત્તમ વૃક્ષો જોઇને તે બહુ રાજી થઈ. સત્યવાને તેને જુદી જુદી જાતનાં વૃક્ષો અને વેલીઓ બતાવીને કહ્યું કે 'હે સૌભાગ્યવતિ! તું આ શોભાયમાન વન જો.' સ્વામીનાં મધુર વચનથી આનંદ પામતી અને નારદજીનાં વાકયનું સ્મરણ કરીને ખેદ કરતી સાવિત્રી આમ તેમ વનો જોતી જોતી ધીમે ધીમે પતિની પાછળ પાછળ ચાલવા લાગી. ફળ, મૂળ, પુષ્પ વગેરે લીધા પછી સત્યવાન્ સમિધ લેવા ઝાડપર ચઢયો પણ તેમ કરતાં તેનું માથું દુઃખવા માંડયું. તેણે સાવિત્રીને કહ્યું કે 'પ્રિયે! મને મસ્તકમાં સહેજ વેદના થાય છે, અંગો દુખે છે અને હૃદય જાણે ખેદ પામતું હોય તેમ ધબકે છે. હે મંજુવાદિની! મારો જીવ સ્વસ્થ જણાતો નથી, મસ્તક જાણે વિંધાતું હોય એવી પીડા થાય છે. મારામાં ઉભા રહેવાની શક્તિ નથી, હું સુવાને ઇચ્છું છું.'

સ્વામીનાં વચન સાંભળી, સાવિત્રી ડરી ગઈ. નારદનાં વચન તેના હૃદયમાં તરી આવ્યાં અને શરીરમાં ઝણઝણી થઈ આવી, પરંતુ હિમ્મત ધરી મધુર વચને પતિને આશ્વાસન આપી, તેનું મસ્તક ખોળામાં લઈ, નારદનાં વચનને યાદ કરતી 'પતિનું શું ખરેખર મૃત્યુજ થશે,' એવા વિચારમાં બૂડી ગઈ. થોડી વારે રાતાં નેત્રવાળા, શરીરે શ્યામ રંગના તથા પાશ જેના હાથમાં છે એવા યમરાજને તેણે પોતાની સામે ઉભેલા દીઠા. તેમને જોઇને થરથરી આવી છતાં ધીરજથી બોલી કે 'હે દેવેશ! તમે કોણ છો તથા શું કરવાને પધાર્યાં છો તે મને કહો?'

**યમ**રાજે કહ્યું કે '**સા**વિત્રી ! તું પતિવ્રતા તપસ્વિની છે તેથી કહું છું કે, હું **યમ**રાજ છું. તારા ભર્ત્તા **સ**ત્યવાનનું આયુષ્ય પૂર્ણ થઈ રહેવાથી હું એને લેવા આવ્યો છું.' **સા**વિત્રીએ અતિ ખેદથી કહ્યું કે, 'મનુષ્યોને લેવાને તમારા દૂતો આવે છે અને આ ઠેકાણે તમે કેમ આવ્યા ?' 'તારા જેવી સતીના ખોળામાંથી મારા દૂતો એના પ્રાણ હરણ કરી શકતા ન હોવાથી હું પોતે આવ્યો છું' એમ કહી **યમ**રાજાએ **સ**ત્યવાનની કાયામાંથી અંગુષ્ઠમાત્ર પુરુષને ખેંચી લીધો. **સ**ત્યવાનનું શરીર પ્રાણહીન, કાંતિ વગરનું, શ્વાસ તથા ચેષ્ટા રહિત થઈ ગયું. **યમ**રાજા તેના જીવને લઈ દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા તેથી દુ:ખી થયેલી નિયમથી અને વ્રતથી દુર્બળ થઈગયેલી **સા**વિત્રી તેમની પાછળ જવા લાગી. **યમ**રાજાએ તેને આવતી જોઈ કહ્યું કે '**સા**વિત્રી ! તું આટલું બધું શા માટે કરે છે ? પાછી ફર અને મરણોત્તર ક્રિયા કર.' **સા**વિત્રી બોલી કે, 'જ્યાં મારા ભર્ત્તાને તમે લઈ જાઓ છો અને જ્યાં તે પોતે જાય છે ત્યાં મારે પણ જવું જોઇએ, એવો સનાતન ધર્મ છે. હે ધર્મરાજા ! ગુરુજનની ભક્તિ, ભર્ત્તામાં સ્નેહ તથા વ્રત એ સર્વ મેં કર્યાં છે, તેથી તમારા પ્રસાદે કરી મને ક્યાંહિં કોઈ અટકાવી શકે તેમ નથી. હું તો જ્યાં તમે મારા ભર્ત્તાને લઈ જશો ત્યાં સાથેજ આવીશ. મહાત્મા પુરુષો સાત પગલાં જેની સાથે ચાલ્યા હોય તેને મિત્ર કહે છે અને હું તમારી પાછળ આવું છું, તેથી તમોને મિત્ર માનીને વિનંતિ કરું છું તે સાંભળો. ઇંદ્રિયો વશ ન હોય એવા પુરુષો વનમાં યજ્ઞાદિક ધર્મ, બ્રહ્મચર્ય તથા સંન્યાસ આચરતા નથી, પણ જિતેંદ્રિય પુરુષોજ આચરે છે. આત્મજ્ઞાનનું કારણ ધર્મ છે માટે સત્પુરુષો ધર્મને પ્રધાન માને છે. દંભ છોડી દઈ ચાર આશ્રમમાંના એક આશ્રમધર્મને શ્રદ્ધાએ આચરવાથી, સર્વ આશ્રમ તથા જ્ઞાનમાર્ગો પ્રાપ્ત થાય છે. તમે મારા ભર્ત્તાનું હરણ કરી મારા ધર્મનો નાશ કરવા યોગ્ય નથી.'

**યમ**રાજાએ કહ્યું કે 'સતિ ! તારી શુદ્ધ ઉચ્ચારવાળી વાણી સાંભળી હું પ્રસન્ન થયો પણ તું હવે પાછી વળ અને તારા પતિના જીવિત વગર તારી જે ઇચ્છા હોય તે વરદાન માગી લે.'

**સાવિત્રી**—હે ધર્મરાજ! મારા સસરા **દ્યુમત્સેન** રાજ્યથી ભ્રષ્ટ થઈ ચક્ષુહીન થયેલા છે તથા વનવાસ ભોગવે છે, તેઓ તમારા વરથી ચક્ષુને પ્રાપ્ત થઈ અગ્નિ અને સૂર્ય જેવા તેજસ્વી થાઓ.

**યમરાજાએ** કહ્યું કે 'ભલે તેમ થાઓ, પણ તને ચાલવાથી થાક લાગ્યો હોય એમ લાગે છે, માટે પાછી વળ.' **સાવિત્રીએ** કહ્યું કે, 'હે **યમરાજ**! મારા સ્વામીની પાછળ ચાલતાં મને શ્રમ લાગતોજ નથી. જ્યાં તે હોય ત્યાં મારી ગતિ છે. તમે તેમને જે સ્થળે લઈ જશો ત્યાં હું આવીશ. સત્પુરુષને કોઈ પુરુષનો એકવાર સમાગમ થાય તો તેને તે મિત્ર માને છે. સત્સંગ કદી નિષ્ફળ જતો નથી, માટે તમે પણ મને વરદાન આપશો. મારી આશા પૂર્ણ થયા વગર હું કદી પાછી ફરનાર નથી.'

**યમ**—હે **સાવિત્રિ**! તું બહુ મધુર ભાષણ કરે છે અને સત્પુરુષોને પ્રિય એવાં ધર્મનાં વચન બોલે છે તેથી **સત્યવાનના** જીવિત વગર તને જે કંઈ ઇચ્છા હોય તે વરદાન માગ.

**સાવિત્રી** બોલી કે 'હે ધર્મરાજ! ધર્મથી પ્રજાનું પાલન કરનારા મારા સસરાનું રાજ્ય જે શત્રુઓએ લઈ લીધું છે તે તેમને પાછું મળે, અને તેઓ પ્રજાપાલનના ક્ષત્રિયધર્મથી પરાઙ્મુખ ન થાય.' **યમરાજ** બોલ્યા કે 'હે કલ્યાણિ! તારા સસરા **દ્યુમત્સેનને** તેમનું ગયેલું રાજ્ય પાછું મળશે અને તેઓ નિરંતર ધર્મમાં પ્રવૃત્ત રહેશે. હવે તું પાછી વળ.'

**સાવિત્રી**—'હે દેવ! કર્મ પ્રમાણે તમે આ જગતનાં પ્રાણીઓને સુખદુ:ખમાં નાંખો છો અને મનુષ્યોની કામનાઓ પૂર્ણ કરો છો, માટે તમે ધર્મનું શાસન કરનાર **યમરાજ** છો, છતાં હે દેવ! દયા કરવી, એ મોટા પુરુષોનો મુખ્ય ધર્મ છે. અમારા જેવાં પ્રાકૃત મનુષ્યો કંઈ કરી શકતાં નથી. આપ દયાળુ છો માટે મારી મન કામના તમારે પૂર્ણ કરવી જોઇએ.'

**યમ**—હે કલ્યાણિ! તરસ્યું માણસ જેમ શીતળ જળ મળવાથી પ્રસન્ન થાય તેમ તારાં વચન સાંભળવાથી મને આનંદ ઉત્પન્ન થાય છે. હું તારાં ધર્મયુક્ત વચનોથી પ્રસન્ન થયો છું, માટે તું **સત્યવાનના** જીવિત વગર જે

કંઈ ઇચ્છા હોય તે વર માગ. સાવિત્રી બોલી કે 'હે ધર્મરાજ! તમે જો પ્રસન્ન થયા હો તો, હું બન્ધુ વગરની બહેન છું, માટે મને સો ભાઇઓ આપો અને મારા પિતાના કુળની વૃદ્ધિ કરો.' પછી યમરાજાએ તેને કહ્યું કે 'હે સતિ! તારી કામના ફળશે અને તેજસ્વી એવા સો ભાઈઓની તું બહેન થઇશ. પણ હવે આપણે બહુ દૂર નીકળી ગયાં છીએ માટે તું પાછી ફરીને આશ્રમે જા.'

સાવિત્રી—હે યમરાજ! મારૂં મન સ્વામીથી દૂર નથી અને હું સતી છું એટલે તેમનાથી દૂર થનાર નથી. હે ધર્મરાજ! હજી પણ હું કહું છું કે, આપ દયા કરીને મારૂં કહેવું શ્રવણ કરો. હે ભગવન્! તમે વિવસ્વત્ સૂર્યના પુત્ર છો, તમે ધર્મ પ્રમાણે સર્વને યથાક્રમ શાસન કરો છો. હે ધર્માત્મા! જે વિશ્વાસ મનુષ્યને પોતાને માટે હોતો નથી, તે વિશ્વાસ તેને સત્પુરુષોમાં હોય છે. મને આપમા એવોજ વિશ્વાસ છે, માટે હે ભગવન્! ઇચ્છિત વરદાન આપી મને આપ ખુશી કરો. યમરાજ! બોલ્યા કે, 'હે સાવિત્રિ! તારા જેવાં મધુર, કોમળ અને નીતિયુક્ત વચનો મેં બીજે કહિં પણ સાંભળ્યાં નથી. હું તારાં વચનોથી બહુજ પ્રસન્ન થયો છું, માટે સત્યવાનના જીવિત વગર તને જે કંઈ ઇચ્છા હોય તે વર માગી લે.'

સાવિત્રી—હે દેવતાઓમાં ઉત્તમ એવા યમરાજ! મારા કુલની વૃદ્ધિ કરનાર બળ અને પરાક્રમવાળા સત્યવાનથી મને સો પુત્ર થાય, એવું વરદાન આપો. યમરાજાએ પ્રસન્નતાની પરંપરામાં ને પરંપરામાં કહ્યું કે, 'હે સતિ! તારા મનને પ્રસન્ન કરે એવા રૂપાળા, બળવાળા અને ભાગ્યશાળી સો પુત્ર તને થશે, પરંતુ હે સતિ! હવે તું અહિંથી પાછી ફર. રાત્રિનો વખત છે અને તું દૂર ચાલી આવેલી છે.'

સાવિત્રી—હે યમરાજ! મહા પુરુષોનાં વચનોનો અર્થ સફળ થાય છે. તેઓની વાણી અર્થને અનુસરે છે અને કલ્પાંતે પણ તેમનાં વચન મિથ્યા થતાં નથી, માટે આપે મને કૃતાર્થ કરી. હે યમરાજ! હવે તમે મારા સ્વામીના આત્માને મિથ્યા શા માટે આપની સાથે લઈ જાઓ છો? હું સતી છું અને આપ મહાત્માએ તેમનાથી મને સો પુત્ર થવાનો વર

## સાવિત્રી અને ધર્મરાજ.



આપ મ્હારા સ્વામીને મારે સ્વાધીન કરી સુખેથી સ્વધામ પ્રતિ સધાવો.

(કૉપીરાઇટ) પૃ. ૨૧.

Lakshmi Art, Bombay.

આપ્યો છે તો હવે મારા પતિ આપ મને પાછા આપો. હે સત્યપ્રતિજ્ઞાવાળા ધર્મરાજ! મારા સ્વામીને લઈ જઈ હવે તમે મને વિયોગી રાખી શકશો, પણ વિધવા બનાવી શકશો નહિ, કારણ કે, તમારા વરદાનથી મને સો પુત્રો ઉત્પન્ન થાય એટલો કાળ હું મારા સ્વામીથી સુભાગી બનેલી છું. હે ધર્મરાજ! આપે મારા ઉપર મોટી કૃપા કરી અને આપને બહુ પરિશ્રમ પહોંચ્યો. હવે આપ મારા સ્વામીને મારે સ્વાધીન કરી સુખેથી સ્વધામ પ્રતિ સિધાવો.'

આ પ્રમાણે **સાવિત્રી**ની યુક્તિથી **યમ**રાજ બંધાઈ ગયા અને પ્રસન્ન થઈ બોલ્યા કે, હે સતિ! તમારાં યુક્તિપુરઃસર ને ધર્મયુક્ત વચનોથી તમે મને જીતી પતિવ્રતાપણાને સિદ્ધ કર્યું છે. હે **સાવિત્રિ**! તમારૂં કલ્યાણ થાઓ અને **સત્યવાન્** સજીવન થાઓ. હે સતિ! **સત્યવાન** સાથે હવે આ જગતને શોભા આપતાં અને ધર્મ તથા યશ આપનારૂં સુખરૂપ જીવન ગાળતાં તમે પૃથ્વીનું રાજ્ય ભોગવો. તમારા સતીત્વે મને બહુજ પ્રસન્ન કર્યો છે. **સાવિત્રી**ને તેનું અભીપ્સિત આપીને **ધર્મ**-રાજ ત્યાંથી અંતર્ધાન થયા, અને **સત્યવાન**માં જેની સઘળી મનોવાંછના હતી એવી **સાવિત્રી** પણ પાછી ફરી, જે વૃક્ષ નીચે **સત્યવાન**નું કલેવર પડયું હતું ત્યાં આવી.

આ વખતે રાત્રિ પડી ગઈ હતી. અજ્ઞાન પુરુષોના હૃદય જેવું અંધારું સર્વત્ર વ્યાપી રહ્યું હતું અને પશુઓ વનમાં સંચાર કરી રહ્યાં હતાં. પતિના મૃતપ્રાય થઈ રહેલા કલેવરની ચિંતા કરતી અને સતીત્વને પ્રકાશે વનમાં માર્ગ કરતી **સાવિત્રી** ઉતાવળે પગલે જ્યાં આગળ સત્યવાન પડ્યો હતો ત્યાં આગળ આવી પહોંચી. પછી અતિ આનંદથી તેનું મનોહર મસ્તક પોતાના ખોળામાં લઈ ધીરેથી અમૃતના જેવો હાથ મસ્તક ઉપર મૂકયો કે તરત **સત્યવાન**માં ચેતન આવ્યું. મનુષ્ય ભરનિદ્રામાંથી જાગે તેમ આળસ મરડી જાગ્રત થઈ **સત્યવાન** બોલ્યો કે, "હે પ્રિયે! હે સતિ! ઘણી વાર થયાં હું તમારા ખોળામાં ઊંઘી ગયો છું. રાત્રી પડી ગઈ અને સમય વીતી ગયો પરંતુ તમે મને જાગ્રત કર્યો નહિ? સમિધ કાપતાં મસ્તકમાં મને વેદના થયા પછી હું તમારા પવિત્ર ખોળામાં શિર

મૂકીને સુઈ ગયો. ગાઢનિદ્રામાં મને ભયંકર સ્વપ્ન જોવામાં આવ્યું. હે સતિ! એક મહા ભયંકર અને બળવાન્ પુરુષ મને બાંધીને લઈ ચાલ્યો, અને તમે ગદ્ગદ્ કંઠે તેની પ્રાર્થના કરતાં કરતાં મને છોડવવા તેની પાછળ પાછળ આવવા લાગ્યાં. આખરે જાણે તમારા સતીત્વથી પ્રસન્ન થયેલા તે મહાનુભાવે મને તમને પાછો આપ્યો, અને હું નિદ્રામાંથી જાગ્રત થયો. હે કલ્યાણિ! આવું ભયંકર સ્વપ્ન તો મેં કદી પણ જોયું ન હતું." સાવિત્રીએ મધુર વચનથી આશ્વાસન આપતાં હસીને તેને કહ્યું કે, 'મનુષ્યોને જ્યારે માથું દુખે છે ત્યારે એવાંજ દુષ્ટ સ્વપ્નો આવે છે. આપે તેનો વિચાર કરવો નહિ. હે પ્રભો! આપ હવે નિદ્રામાંથી પરિપૂર્ણ જાગ્રત થયા હો તો, ચાલો આપણે આપણા આશ્રમ પ્રતિ જઇએ, કારણ કે, મારાં વૃદ્ધ સાસુસસરા આપણને મોડું થવાથી ચિંતા કરતાં હશે. હે પ્રિયપતિ! માતપિતામાં જેનું મન નિરંતર રહ્યા કરે છે, એવા આપ સાવધાન થઈ આશ્રમ પ્રત્યે જવાને તત્પર થાઓ. તમારી પિતૃસેવાથી પ્રસન્ન થયેલા મુનિઓ અને દેવતાઓના આશીર્વાદોથી તમે હવે સ્વસ્થ અને સુખી છો માટે ચાલો, આપણી ચિંતા કરતાં માતપિતાને મળીએ."

સાવિત્રીનાં વચન સાંભળી પ્રસન્ન થયેલો અને અત્યંત ગાઢ નિદ્રામાંથી જાગ્રત થયેલો દ્યુમત્સેન રાજાનો પુત્ર સત્યવાન્ ઘણી રાત જવાથી માતપિતાને મળવાને તૈયાર થયો. સાવિત્રી સાથે ધીરે ધીરે પછી આશ્રમ તરફ માર્ગ કરવા માંડયો. જ્યારે સત્યવાન અને સાવિત્રી આશ્રમ પ્રતિ આવતાં હતાં ત્યારે પેલી તરફ પુત્રમાં જેઓનું મન પરોવાયેલું હતું એવાં વૃદ્ધ રાજારાણી ચિંતાકુળ બની તેમને શોધવાને વનમાં નીકળી પડ્યાં હતાં. યમના વરદાનથી દેખતો થવાને લીધે રાજા પોતાને ધન્યભાગ માનતો હતો એટલામાં પુત્ર અને પુત્રવધૂનો મેળાપ થયો, તેથી બન્ને જણ આનંદ પામ્યાં. બીજે દિવસે શાલ્વદેશમાંથી પ્રકૃતિ મંડળે આવીને સત્કારપૂર્વક દ્યુમત્સેનનો શાલ્વદેશ ઉપર રાજ્યાભિષેક કર્યો અને ત્યાં મોટા સત્કાર સાથે તેમને લઈ ગયા. દ્યુમત્સેન પોતાના પરિવાર સાથે શાલ્વદેશનું રાજ્ય સંપાદન કરી સુખમાં દહાડા ગાળવા લાગ્યા. બીજી તરફ સાવિત્રીના પિતાને ત્યાં પણ સંતાનોની વૃદ્ધિ થઈ. આ બધું એક નિષ્ઠાથી

પતિવ્રત ધર્મ પાળનારી **સાવિત્રી**ના પ્રતાપનું ફળ હતું કે જેણે રાજ્યવૈભવોને તજી ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખી પતિસેવા કરી હતી. મનુષ્યોને ધર્મ તારે છે અને અધર્મ બુડાડે છે.

---

# તારામતી.



અયોધ્યાના મહા સત્યવાદી **હરિશ્ચંદ્ર** રાજાને **તારામતી** નામે પરમ પતિવ્રતા રાણી હતી. સત્યની કસોટી કરવાને **વિશ્વામિત્ર** રાજા પાસેથી રાજપાટ, જમીન અને રાજભંડાર વગેરે સઘળું દાનમાં માગી લીધું. પહેરેલાં વસ્ત્રભેર સ્ત્રી અને પુત્ર સાથે રાજા નગર બહાર નીકળી પડયો. **વિશ્વામિત્ર** તેની પાછળ ગયા ને કહ્યું કે, 'આવા મોટા દાન ઉપર યોગ્ય દક્ષિણા આપવી જોઇએ તે આપ કે જેથી કરીને તારૂં દાન પૂર્ણ થયું ગણાય.

રાજાએ કહ્યું કે, "ઠીક છે. હું ધર્મના આચરણમાં પ્રીતિવાળો છું. આપની યાચના પૂર્ણ કરીશ. આપ મારી સાથે કાશીક્ષેત્ર સુધી પધારો. હું આપને ગમે, તે પ્રકારે દાન ઉપર દક્ષિણા આપીશ." **વિશ્વામિત્ર** તેની સાથે સાથે કાશી ગયા. **હરિશ્ચંદ્ર** રાજાએ પોતે અને પોતાની સ્ત્રીએ વેચાઈ સત્ય ધર્મનું પરિપાલન કરવાનો નિશ્ચય કર્યો હતો. જેણે કોઈ દિવસ સૂર્યનાં કિરણો પણ જોયાં ન હતાં એવાં પતિવ્રતા **તારામતી** પતિના સત્યવ્રતનું: ઋણ ફેડવા દાસી તરીકે વેચાવાને કાશીના બજારમાં ઉભાં રહ્યાં. એક બ્રાહ્મણે રાજાને દ્રવ્ય આપી **તારામતીને** ગુલામડી તરીકે ખરીદ કર્યાં. પરીક્ષા જોવાને પાછળ લાગેલા અને રાજાનું સત્યવ્રત મુકાવવાનો આગ્રહ લઈ બેઠેલા **વિશ્વામિત્ર**નું મન એટલા

દ્રવ્યથી સંતુષ્ટ થયું નહિ. બ્રાહ્મણપર ભક્તિ રાખનાર **હ**રિશ્ચંદ્ર રાજાએ આખરે તેમને સર્વ વાતે પ્રસન્ન કરવા પોતાના દેહનું પણ દાસ તરીકે એક ચંડાળને ત્યાં વેચાણ કર્યું અને તેમાંથી ઉપજેલા દ્રવ્યને દાન ઉપર દક્ષિણામાં આપી **વિ**શ્વામિત્રને સંતુષ્ટ કર્યાં.

દાન લઈ **વિ**શ્વામિત્ર બજારમાંથી ચાલ્યા ગયા. પછી પેલો બ્રાહ્મણ અને ચંડાળ પણ પોતપોતે ખરીદેલાં રાજા રાણી—સત્યવાદી **હ**રિશ્ચંદ્ર અને **તા**રામતીને પોતપોતાને ઘેર લઈ ગયા. **તા**રામતીએ પતિથી જુદાં પડતી વખતે પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યાં અને કહ્યું કે, **नास्तः परतरो धर्मः स्वसत्यस्यानुपालनम्** પોતાનાં સત્ય વચનને પાળવા જેવો બીજો કોઈ પણ ધર્મ નથી. વળી હે રાજન્! ઈશ્વિર પાસે હું માત્ર એટલુંજ માગું છું કે "**यदि दत्तं यदि हुतं ब्राह्मणास्तर्पिता यदि । तेन पुण्येन मे भर्ता हरिश्चंद्रोस्तु वै पुनः**" "મેં જો આપ્યું હોય, મેં જો હોમ્યું હોય, અને મેં જો બ્રાહ્મણોને તૃપ્ત કર્યાં હોય તો તે પુણ્યવડે **હ**રિશ્ચંદ્ર ફરીને મારા પતિ થજો." **હ**રિશ્ચંદ્ર રાજા આ વખતે ગળગળો થઈ ગયો. તેણે કહ્યું કે 'હે કલ્યાણિ! ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા એવા મને હતભાગ્યને પરણીને તું દાસીપણાને પામી. અરેરે "**को मामुद्धरेद्देवि! पौराणाख्यानविस्तरैः**" હે દેવિ! તમારા વિના પુરાણની દૃષ્ટાંતવાળી કથાઓ કહીને હવે કોણ મારો શોક શમાવશે? વૃક્ષની છાયા વૃક્ષને કદાપિ પણ છોડતી નથી, તો આ સત્યશીલ ગુણવતી આજે કેમ મને તજી જાય છે?' પછી **હ**રિશ્ચંદ્રે દયામણે મુખે પુત્રને કહ્યું કે 'હે પુત્ર! મને છોડીને તું પણ જઇશ?' આટલું બોલ્યા પછી **હ**રિશ્ચંદ્રે બ્રાહ્મણને કહ્યું કે 'હે દ્વિજ! મને જેવું દુઃખ આ સ્ત્રી અને પુત્રના વિયોગથી થાય છે તેવું દુઃખ રાજ્ય જવાથી કે વનવાસથી થતું નથી.' આ રીતે રાજાને વિલાપ કરતો મૂકી, પેલો બ્રાહ્મણ **તા**રામતીને તથા તેના બાળકને લઇને ચાલતો થયો અને **હ**રિશ્ચંદ્ર ચંડાલને ઘેર ગયો.

**હ**રિશ્ચંદ્ર રાજા ચંડાળ તરફથી શ્મશાનમાં આવતાં શબ ઉપરનાં વસ્ત્રો અને કર લેવાના કામઉપર રહ્યો. **તા**રામતી પેલા બ્રાહ્મણને ઘેર દાસીપણું કરવા લાગી. આમ ઘણો વખત નીકળી ગયો, પણ રાજા રાણી કોઈ કોઇને મળવા પામ્યાં નહિ. બન્ને એકનિષ્ઠાથી પોતાનું કામ બજાવતાં હતાં.

ઘણો કાળ જવાથી તથા દુ:ખી હાલત થઈ જવાથી તે બન્નેજણાં પરસ્પર ક્યાં છે તે ભૂલી ગયાં હતાં છતાં તેઓએ પોતાની જાતિ છોડી ન હતી. કેટલેક કાળે રોહિતને સર્પદંશ થવાથી તત્કાળ તેનું મરણ થયું. પુત્રનું મુખ જોઇને સતી દિવસો કાઢતાં હતાં, તે મુખચંદ્ર પણ દૈવે અસ્ત કરી નાંખ્યો. સતી પુત્રને બાળવાને શ્મશાનમાં ગયાં પરંતુ તેમની પાસે કંઇપણ ન હતું તેથી નિરાશ થઇને રોવા લાગ્યાં. તે સાંભળીને શ્મશાનની રક્ષા કરનારો હરિશ્ચંદ્ર રાજા બોલ્યો કે 'અરે! કોણ છે ત્યાં! આવી કાળ રાત્રીને સમયે ક્યાંથી આવ્યાં છો? શું મારા ધણીનો કર આપ્યા વગર શબને બાળવા ઇચ્છે છે? હું મારા ધણીનો કર ઉઘરાવવા તરવાર લઇને અહિં ફરું છું, માટે પહેલાં કર આપ, પછી તારા પુત્રને બાળજે.' આવાં વચન સાંભળી નિ:શ્વાસ નાંખી તારામતી બોલી કે, 'મારી પાસે કંઈ નથી. દયા કરીને મારા પુત્રને બાળવાની રજા આપો. અરેરે! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની રાણી ક્યાં! અને આવી વિકટ દશા ક્યાં! અરેરે! આ દશામાં મારા પુત્રને બાળવા માટે શ્મશાનનો કર આપવાને પણ હું શક્તિમાન્ નથી.' હાય દૈવ!'

આવાં હૃદયવેધક વચન સાંભળતાં રાજા મૂર્ચ્છિત થઈ પૃથ્વીપર પડ્યો. તેને ઘણી વારે સંજ્ઞા આવી ત્યારે તારામતી સામું જોઈ ફરીને મૂર્ચ્છાગત થયો. કેટલીક વારે ચેતન પામ્યા પછી, વળી હરિશ્ચંદ્ર દુ:ખથી અત્યંત ખિન્ન થયો અને સ્ત્રીને તથા તેના ખોળામાં પડેલા મરેલા પુત્રના શબને જોઈ, મુક્તકંઠે રુદન કરવા લાગ્યો. 'હે પુત્ર! તું ક્યાં અંતર્ધાન થઈ ગયો? તારી ગરીબ માના સામું દયા વિનાનો થઇને કેમ જોતો નથી? પ્રિયપુત્ર! એકવાર મનોહર આનંદ આપનારી મધુર ને કોમળ વાણીથી બોલ! આ તારી માતાને ધન્ય છે, કે જેણે આજ સુધી તારા બોલ સાંભળવાનું સુખ લીધું. પરંતુ મેં તો તારા બોલ આગળ સાંભળેલા તેજ. પ્રિયપુત્ર! અરેરે! હૃદયને દળી નાંખે એવે સમયે હું નિર્ભાગીને તને મળવાનું દૈવે નિર્માણ ક્યાં રાખી મૂક્યું હતું? હા! પુત્ર! રોહિત! એકવાર તો આ ચાંડાળપણાને પામેલા દુ:ખી પિતા સામું જો.' આ પ્રમાણે ઘણો વિલાપ કરી, નિ:શ્વાસ નાંખી ફરીને તેણે તારામતીને કહ્યું કે 'પ્રિયે! તું તારા

જે પ્રાણનાથનું સ્મરણ કરે છે, તેજ વજ્રમય હૃદયનો આ હું હરિશ્ચંદ્ર છું. હે પ્રભુ ! મારૂં રાજાપણું ક્યાં ? અને આ ચંડાળની ચાકરી ક્યાં ? મારા જેવો પૃથ્વીમાં કોઈ દુ:ખીઓ હશે ? વહાલી ! તું મારા પ્રાણથી પણ મને પ્રિય છે, અને આ મારો પુત્ર પણ મને મારા પ્રાણથી અધિક પ્રિય છે, તોપણ હું મારા સ્વામીનો કર લેવાનો ધર્મ ચૂકીશ નહિ. જે માણસ પોતાનાં શરીર, સગાં, પુત્ર કે સ્ત્રીસારૂં સ્વામીનું અહિત કરે છે, તે અધમમાં અધમ માણસ ગણાય છે, માટે બ્રાહ્મણ અગર બીજા કોઈ પાસેથી યાચના કરી, તું આ શ્મશાનનું શાસન આપ, કે તેથી મારો ધર્મ સચવાય.'

આટઆટલાં દુ:ખમાં પણ સ્વામીનાં ધર્મપરાયણ વચનો સાંભળી, સંતુષ્ટ થયેલી પતિવ્રતા તારામતી ધીરજ નહિ છોડતાં શ્મશાનનો કર લેવાને સારુ કાશી તરફ ગઈ. રસ્તામાં કોઈ મુએલાં બાળકને પડેલું જોઈ, દયાથી તેને જોવા ગઈ, તેટલામાં પાછળથી સિપાઇઓ દોડી આવ્યા અને બોલ્યા કે, ' આ સ્ત્રીએજ બાળકને હણ્યું છે, માટે તેને રાજા પાસે લઈ ચાલો. તારામતીને પકડી તેઓ રાજા પાસે લઈ ગયા. રાજાએ જાણ્યું કે ' આ સ્ત્રીએ બાળકને માર્યું હશે ' તેથી તેનો શિરચ્છેદ કરવાનો હુકમ આપ્યો.

ચંડાળે પોતાના નોકર હરિશ્ચંદ્રને એ હુકમ અમલમાં મૂકવા ફરમાવ્યું. રાજાએ જાણ્યું કે, આ મારી સ્ત્રી નિરપરાધી છે, તોપણ પોતાના સ્વામીના હુકમનો ભંગ કેમ થાય ? તેણે તારામતીને મારવામાટે તરવાર ખેંચી અને દૃઢ ધર્મવાળાં તારામતીએ પણ કહ્યું કે, " હે પ્રાણપતિ ! તમારા હાથની તરવાર આ ગળામાં મોતીની માળાની પેઠે પડશે, માટે સુખેથી પોતાના ધર્મને બજાવી મારો ઉદ્ધાર કરો. હે રાજન્ ! તમારાથી અસત્ય ન થાઓ. જેમ પ્રજાપાલન આદિ રાજધર્મો, બ્રાહ્મણને સંતોષવા આદિ સ્વર્ગ્યધર્મો આપે નિરંતર આચર્યા છે તેમ આ સેવકધર્મરૂપી ધર્મને પણ આપ પાળો ! મને પુત્રશોકવતીને, હે પ્રિય ! દુ:ખમાંથી મુક્ત કરો. મારાં સત્ય કર્મ અને પતિવ્રતા ધર્મ જન્માંતરે મને આપની દાસી કરજો.' રાજા બોલ્યો કે, 'મેં નિષ્કપટ રહી મારા સ્વામીની આજ્ઞા પાળી છે, તેથી આપણું ઈશ્વર કલ્યાણજ કરશે. આપણે સૌ થોડા વખતમાં સ્વર્ગમાં

એકઠાં થઈશું. આ તરવાર આપણા વિયોગને વધારે વાર સહન કરશે નહિ.’ આ પ્રમાણે બોલી રાજા જેવી તરવાર ઉગામી ઘા કરવા જાય છે, તેવાજ સર્વ દેવોએ આવીને તેનો હાથ પકડી લીધો ને કહ્યું કે “ હે રાજન્! પ્રાણ જતાં પણ તેં ધર્મને મૂક્યો નથી, તેથી તને ધન્ય છે! હે રાજન્! હે પતિવ્રતા મહારાણી શૈબ્યા! તમે સત્ય ધર્મથી અને પતિવ્રતા ધર્મથી આલોકનો ઉદ્ધાર કર્યો છે અને કાશીવાસી આ બ્રાહ્મણ અને ચંડાળ વગેરે અમે સર્વ ધર્માદિક દેવો તમારી સ્ત્રીપુરુષની પરીક્ષા કરવા જતાં તમારાં સત્યવ્રતથી જીતાયાં છીએ. કુમાર રોહિતને દીર્ઘાયુષ્ય અને તમને પૃથ્વીનું રાજ્ય આપીને સઘળા જગતને ધર્મમાં પ્રવર્તાવવાની વિનંતિ કરીએ છીએ. હે રાજન્! પતિવ્રતા તારામતીના પતિવ્રતાધર્મથી અને તમારા સત્ય ધર્મના પાલનથી અમે પ્રસન્ન થયા છીએ માટે બીજી પણ જે કંઈ ઈચ્છા હોય તે વરદાન માગી લો.”

દેવોના આશીર્વાદથી તેજ ક્ષણે રોહિત આળસ મરડીને બેઠો થયો અને જેના સ્તનમાં પાનો ભરાઈ આવ્યો હતો એવાં તારામતીના પગમાં પડયો. કુમાર રોહિત માતાપિતાને નમન કરી, દેવલોકને તેમની સ્તુતિ કરતા જોઈ વિસ્મય પામ્યો, પણ રાજારાણીએ “ આ સર્વે કલ્યાણ આ મહાત્મા દેવોને પ્રતાપે ઘડાઈ આવ્યું છે ” એમ કહીને, રોહિત સાથે દેવોના તથા વિશ્વામિત્રના ચરણકમળમાં મસ્તક મૂક્યાં. તારામતીનાં પાતિવ્રત્યે, હરિશ્ચંદ્રના સત્યે અને રોહિતનાં માતાપિતા પ્રત્યેના ધર્મે પ્રસન્ન થયેલા દેવોએ તેમનાં મસ્તક ઉપર હાથ મૂકી આશીર્વાદ દઈને કહ્યું કે, હે રાજન્! “ **विना धर्मं मनुष्याणां जायते न शुभं क्वचित् । यत्नतो धारयेत्तस्मात् पुरुषो धर्ममेव हि.** ધર્માચરણવિના મનુષ્યોનું કોઈ દિવસ કલ્યાણ થતું નથી માટે મનુષ્યોએ હરકોઈ પ્રકારે ધર્મને ધારણ કરવો.”

આમ કહ્યા પછી દેવો અંતર્ધાન થયા અને રાજા રાણી તથા કુંવર ફરી અયોધ્યાનું રાજ્ય પામીને આનંદથી પૃથ્વીનું પાલન કરતાં આલોકનાં સુખ લેવા લાગ્યાં. પોતાના પતિના સત્યવાદીપણાનું રક્ષણ કરવા માટે કાશીમાં એક બ્રાહ્મણને ત્યાં દાસી તરીકે વેચાઈ, મહા સંકટના સમયમાં પણ તારામતીએ પોતાના પતિવ્રતનો ભંગ નહિ કરતાં પતિ તરફ જેવો ને તેવોજ

ભક્તિભાવ રાખ્યો હતો, એટલુંજ નહિ પરંતુ હરિશ્ચંદ્રે પણ જુદા પડતી વખતે રડતાં રડતાં કહ્યું હતું કે 'હે પ્રિયે! હવે કોણ પ્રાચીન પુરાણોની કથાઓ કહીને મારો શોક દૂર કરશે. 'આવી મહા સતી તારામતીનું પવિત્ર ચરિત્ર પ્રત્યેક કુલીન સ્ત્રીઓને અનુકરણ કરવા જેવું છે.'

---

# કૌશલ્યા.




શલ દેશના રાજાને કૌશલ્યા નામે એક ગુણવાન્ પુત્રી હતી. બાલપણથી તેને ઇતિહાસ, પુરાણ અને વ્યાવહારિક શિક્ષણ આપવામાં આવ્યું હતું. અયોધ્યાના મહારાજા દશરથ વેરે આ સદ્ગુણી સ્ત્રી પરણ્યાં હતાં. દશરથ રાજા અયોધ્યા જેવા મહાન્ ફળદ્રૂપ દેશ ઉપર રાજ્ય કરતા હતા, પરંતુ તેમનું મન સાંસારિક બાબતો તરફ સહેજ વિરક્ત હતું. તેઓ રાજ્યકારભારમાં થોડો ભાગ લઈ, બાકીનો તમામ વખત અધ્યાત્મચિંતનમાં તથા પરમાર્થના કાર્યમાં ગાળતા. કૌશલ્યા તેમનાં લૌકિક અને પારમાર્થિક કાર્યોમાં સહાય કરતાં. અવકાશને વખતે ઇતિહાસોની તથા શાસ્ત્રોની વાતોથી પતિને રીઝવતાં. કેટલોએક વખત ગયા પછી તેમણે ઋષિઓના ઉપદેશથી એક યજ્ઞ કર્યાં પછી તેમને ગર્ભ રહ્યો અને ચૈત્ર મહિનાની નવમીને દિવસે મધ્યાહ્ને તેમણે એક પુત્રને જન્મ આપ્યો. દશરથ રાજાએ જ્યોતિર્વિદોને પૂછીને તેનું રામ એવું નામ પાડ્યું. રામચંદ્ર જે અવતારી પુરુષ હતા તેમણે ભવિષ્યમાં પુત્રધર્મ, રાજધર્મ, વગેરે ધર્મો બજાવી લોકોને સનાતન ધર્મનો ઉપદેશ આપ્યો. રામ નાની ઉમ્મરથીજ વડીલો તરફ આજ્ઞાંકિત, વિનયી, નમ્ર અને સત્વગુણી હતા. બાળકો સાથે રમતગમતમાં પણ તે સત્યનોજ ઉપયોગ કરતા તથા પોતાની માતા કૌશલ્યા પાસે હમેશ ધર્મ તથા નીતિનું શિક્ષણ

## કૌશલ્યા અને રામ.



રામ વનવાસ જતાં કૌશલ્યા શોક કરે છે અને તેને વનમાં ના જવા સમજાવે છે.

પૃ. ૨૯.

લેતા. જગતને પવિત્ર કરનાર પરમાત્મા શ્રી**રામ** જે માતાના ખોળામાં બેસીને ઉછર્યાં હતા તે માતા કેવાં હોવાં જોઇએ, તેનો વિચાર કરવાનું કામ અમે વાંચનારને સોંપીએ છીએ.

**કૌશલ્યા**એ પિયેરમાં અને સાસરામાં જે ધાર્મિક તથા વ્યાવહારિક કેળવણી લીધી હતી, તેનું તેમણે **રામ**ને નાની ઉમ્મરથી શિક્ષણ આપ્યું. ધીરે ધીરે તેમણે **રામ**ને એક મૂર્તિમાન્ ધર્મ જેવા બનાવી દીધા. જ્યારે કૈકેયીની હઠથી **દશરથે** શોકથી રુંધાઈ ગયેલા કંઠે **રામ**ને વનવાસ જવાની આજ્ઞા કરી ત્યારે **કૌશલ્યા**, **ભરત**, **શત્રુઘ્ન** અને કુટુંબ પરિવારમાંનાં સ્ત્રી પુરુષોના મનમાં અત્યંત ક્રોધ ઉભરાઈ આવ્યો. રામની અલૌકિક ક્ષમા જોઇને તે સૌ શાંત થયાં. **રામે** પિતાની આજ્ઞા માથે ચઢાવી પિતાની પ્રતિજ્ઞાને સત્ય કરી બતાવી. પુત્રનો પિતા પ્રત્યે જે ધર્મ છે, તે ધર્મ પણ સ્પષ્ટ રીતે દર્શાવી આપી રઘુવંશની કીર્તિમાં અચળ વધારો કર્યો. **રામ**ના આવા ઉદાર ગુણોને ખીલવનારાં તેમનાં પવિત્ર પતિવ્રતા માતા **કૌશલ્યા**જ હતાં.

**રામ** વનવાસ ગયા પછી **દશરથ** રાજા બહુજ ખિન્ન થઈ ગયા. મૂર્ચ્છિત દશામાં દહાડા ગાળતાં મરણ પામ્યા. તે સમયે **કૌશલ્યા**એ પલંગની પાસે બેસી અનેક ઉદાહરણો આપી તથા અનેક કથાઓ કહી તેમના મનને ધીરજ આપી હતી. **કૌશલ્યા**એ પાંચ રાત્રિ સુધી ધીરજ આપવા છતાં છઠ્ઠી રાત્રિએ **દશરથ** રાજાએ કહ્યું કે "હે રાણી! મેં તમારા સુકુમાર પુત્રને વનવાસ આપીને બહુજ અનર્થ કર્યો છે. હું સ્ત્રીના એક ક્ષુદ્ર વચનથી આ સમયે બંધાઈ ગયો છું માટે તમે મને ક્ષમા કરો. હે **કૌશલ્યા**! તમે શત્રુઓને પણ ક્ષમા કરનારાં છો તો મને પણ ક્ષમા આપશો. પતિ ગુણી હોય કે ગુણવિનાનો હોય, પરંતુ સ્ત્રીનો તો તે પતિજ ગણાય. મર્મ જાણનારી સ્ત્રીઓએ પતિનો અનાદર કરવો યોગ્ય નથી. હે પ્રિયે! આ જગતમાં લોકોની ચઢતી અને પડતી વારા ફરતી થયાજ કરે છે, તે તમારા જાણવામાં છે, કારણ કે, તમે ઇતિહાસ અને પુરાણોનો અભ્યાસ કરેલો છે. તમે મારી તરફ સ્નેહ ભાવથી વર્તજો, પરંતુ મારાં કર્તવ્ય તરફ કોઈ જાતનો દ્વેષ આણશો નહિ."

સતી શિરોમણિ કૌશલ્યા આવાં વિવેક તથા દીનતા ભર્યાં દશરથ રાજાનાં વચનો સાંભળીને અત્યંત ખિન્ન થયાં. તેમનાં નેત્રમાંથી જળની ધારાઓ વહેવા લાગી અને પોતે પોતાના મનને ઠપકો દેતાં બોલ્યાં કે "મારા પુત્રને વનવાસ આપતી વખતે મેં પ્રથમ દશરથ રાજા તરફ જે ઉદાસીનતા બતાવી હતી તથા આવેશમાં આવી જઈ કઠણ વચનો કહ્યાં હતાં તેથી તેમના મનમાં ઓછું આવ્યું જણાય છે." આવો વિચાર કરી કૌશલ્યાએ બે હાથ જોડી દશરથ રાજાને કહ્યું કે "હે પ્રાણનાથ! આપ હાથ જોડીને મારી પાસે ક્ષમા માગો છો, તે મારું અપમાન કરો છો! રામ મારે શું વિશેષ છે અને તમારે ઓછો છે? તેમ કદી હોયજ નહિ? અરેરે! જે સ્ત્રીને આલોકમાં પતિ આજીજી કરીને મનાવે અને સ્ત્રી પોતાના પતિને દુ:ખના સમયમાં પણ રિસાઈ રિસાઇને વધારે દુખી કરે, તેવી સ્ત્રીને હજારો હજાર ધિક્કાર હજો. હે પ્રાણપ્રિય! સ્ત્રીઓના પતિ તરફ શા શા ધર્મો છે, તે મેં નાની વયમાંજ મારી માતા પાસેથી સાંભળ્યા છે. તેમ તમે સત્યવાદી છો તે પણ મારા જાણવામાં છે. આપે મારાં બહેન કૈકેયીને જે બે વચન આપ્યાં હતાં, તેમાંથી એકવડે રામને વનવાસ અને બીજાવડે ભરતને રાજ્ય આપ્યું તેમાં તમે તમારું પણ નિભાવ્યું છે અને તે પણ ન્યાયપૂર્વક. હું તમને જેવા સત્યવાદી તરીકે જોવાને ઇચ્છું છું તેવા વચન ભંગ કરનાર તરીકે જોવા ઇચ્છતી નથી. મારો પુત્ર વનવાસમાં જો કે દુ:ખ વેઠશે, પરંતુ તેમ કરવાથી અયોધ્યાના મહારાજા દશરથ સત્યવાદી કહેવાશે, એ આનંદ આગળ મારા પુત્રના વિયોગનું દુ:ખ મને કંઈ હિસાબમાં નથી. તમે તમારો ધર્મ બજાવ્યો તે માટે દેવો પણ તમારી ઉપર પ્રસન્ન થશે. હવે તમે જ્ઞાનદૃષ્ટિથી શોકને દૂર કરો." દશરથ રાજા કૌશલ્યાનું નિર્મળ હૃદય જોઇને શાંત થયા અને તેમના ઉદાર તથા ઉત્તમ મનની પ્રશંસા કરી. વિદુષી અને બુદ્ધિમતી રાણીના પોતે પતિ છે, એમ જાણીને પોતાના મનમાં સંતુષ્ટ થયા.

કૌશલ્યાના વિચારો કેટલા બધા ભલા અને ઉદાર હતા, તે વાંચનારના જાણવામાં આવ્યું હશે. કૈકેયીના દુષ્ટ કર્મનો મનમાં લેશ માત્ર પણ

વિચાર ન કરતાં તથા 'દશરથે તેના કહ્યા પ્રમાણે કર્યું' એવો વિચાર પણ મનમાં નહિ લાવતાં ઉદાર અંતઃકરણથી પોતાના શોકભારને દાબી દઈ રાજાને ધીરજ આપી તેમનું દુઃખ ઓછું કર્યું, તેને માટે કૌશલ્યાને ધન્યવાદ ઘટે છે!!

---

# કેકયી.



સતી કેકયી કેકય રાજાનાં પુત્રી હતાં. કેકય રાજાએ નાની ઉમ્મરમાંથીજ અભ્યાસ કરાવરાવીને તથા ગૃહ કેળવણી આપીને તેમને પાવરધાં કર્યાં હતાં. કેકયી ભણેલાં ગણેલાં અને ડહાયાં હતાં. તેમનામાં પિતાના તરફથી રાજવી ગુણો પણ ઉતરી આવ્યા હતા. માત્ર એક હઠીલાઈનો તેમનામાં દુર્ગુણ હતો. તે કંઈક કાચા કાનનાં પણ હતાં, જેને યોગે તેમની પાછલી ઉમ્મરમાં તેમને અપકીર્તિને ભોગ થવું પડયું હતું.

કેકયી ઉમ્મરમાં આવ્યા પછી અયોધ્યાના રાજા દશરથવેરે પરણ્યાં હતાં. પતિ સેવારૂપી ઉત્તમ ગુણોને લીધે ધીરે ધીરે તે માનિતી રાણી થઈ પડ્યાં હતાં. એકવાર જ્યારે દેવતાઓ અને અસુરો વચ્ચે મોટું યુદ્ધ આરંભાયું ત્યારે દેવોએ દશરથને મદદ આપવા આમંત્રણ કર્યું હતું. દશરથ રાજા દેવોના આમંત્રણને માન આપીને લડવા ગયા, ત્યારે કેકયી તેમની સાથે ગયાં હતાં. રાત્રિયુદ્ધમાં જ્યારે દશરથે રાક્ષસો ઉપર હલ્લો કર્યો ત્યારે મહામાયાવી રાક્ષસ શંબર તેમની સામે યુદ્ધ કરવાને ચઢી આવ્યો. તેણે પોતાની માયાથી દશરથ રાજાને નિદ્રાવશ કરી રથની ધરી ભાંગી નાંખી. તે વખતે કેકયીએ પતિ સાવધ થતા સુધી એક તરફ ધરીને પોતાની કાંધપર લઈ રણના મેદાનમાં શત્રુની સામે રથને અટ-

કાવી, અંદર બેઠે બેઠેજ હજારો દૈત્યોને મારી, વિજય મેળવવામાં દશરથ રાજાને સહાય કરી હતી. આ વખતે તેમને કૈકયીનો આશ્રય હતો. જો તે વખતે કૈકયીએ રથની ધરીને ધરી રાખી ન હોત તો દશરથનો પરાજય થાત. સ્ત્રીઓ પણ સમય ઉપર કેટલું બધું પરાક્રમ કરે છે, તે કૈકયીએ દેવાસુરના યુદ્ધમાં પતિની સહાયમાં રહીને આપણને બતાવી આપ્યું છે. કૈકયીનાં આવાં સાહસ ને હિમ્મતના કામથી દશરથના હૃદયમાં ઘણોજ સદ્ભાવ આવ્યો અને કૃતજ્ઞ હૃદયથી તે બોલી ઉઠ્યા કે "હૃદયેશ્વરી! માગ, તું કહે તે આપવાને હું તૈયાર છું. તું મારી પાસેથી બે વર માગી લે." કૈકયી બોલ્યાં કે 'હમણાં મારે કોઈ જાતનો વર જોઇતો નથી, પરંતુ જ્યારે મને જરૂર પડશે ત્યારે તે માગી લઇશ.' પછી દેવાસુર યુદ્ધ પુરું થતાં તેઓ અયોધ્યામાં આવ્યાં. કૈકયીએ બતાવેલાં પરાક્રમથી રાજા એટલા બધા પ્રસન્ન થયા કે, સર્વ રાણીઓમાં કૈકયીનું વધારે માન રાખવા લાગ્યા.

દશરથને કૈકયી ઉપરાંત **કૌશલ્યા** અને **સુમિત્રા** નામની બીજી બે રાણીઓ હતી. મોટી રાણી **કૌશલ્યા**ને **રામ**, કૈકયીને **ભરત** અને **સુમિત્રા**ને **લક્ષ્મણ** તથા **શત્રુઘ્ન** નામે પુત્રો હતા. **રામ** સર્વ ભાઇઓમાં વડા હતા, તેથી દશરથે તેમને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો અને રાજ્યાભિષેકની સર્વ તૈયારી થઈ ત્યારે કૈકયીના મનમાં દશરથે પ્રથમ જે બે વર આપેલા હતા, તે માગવાનો દુષ્ટ વિચાર થઈ આવ્યો. **ભરત**ને રાજ્યાભિષેક કરવાની માગણી કરવાને **મંથરા** નામની દાસીએ તેમને ઉશ્કેર્યાં. તેમનામાં પારકાના કહેવાપર દોરાઈ જવાનો દુર્ગુણ હતો, તેથી વખતો વખત ખોટે માર્ગે ઉતરી જતાં. **મંથરા** મહા ખટપટી હતી. તેણે કૈકયીને આડે માર્ગે લઈ જવાનો આ પ્રસંગ સાધી લીધો. રાજ કુટુંબમાં ઘણે ખરે ઠેકાણે દાસદાસીઓજ પરસ્પરમાં સાચી ખોટી ભંભેરણીઓ કરી વેર ઉપજાવે છે. **મંથરા**એ કૈકયીને કહ્યું કે, તમે રાજાનાં માનિતાં અને તમારો પુત્ર સદ્ગુણી તથા વિદ્યાસંપન્ન છતાં **કૌશલ્યા**ના પુત્રને રાજગાદી મળે, એ કંઈ તમારું જેવું તેવું અપમાન નથી. મહારાજા દશરથે તમને બે વર આપેલા છે, તેમાનાં એકથી તમારા પુત્રને

## કેકયી અને મન્થરા.



રામને વનવાસ મોકલીને ભરતને ગાદી સોંપવાનો વર દશરથ રાજા પાસે માંગી લેવા માટે મંથરા [દાસી] કૈકયીને ઉશ્કેરે છે.

પૃ. ૩૩.

Lakshmi Art, Bombay.

અયોધ્યાની ગાદી અપાવો અને બીજાથી રામને વનવાસ કઢાવો, એટલે પીડા ટળે; કારણ કે, રામ મહાબળવાન્ અને ખટપટિયો છે. તે જો અહિં રહેશે તો તમારા પુત્રને સુખેથી રાજ્ય કરવા દેશે નહિ.” મંથરાએ તેમના મનની જ્યારે ખરેખરી ચંચળ સ્થિતિ હતી, તે વખતે એવાં તો તીક્ષ્ણ વચનો કહ્યાં કે, જેની અસરથી કૈકયી પોતાનું સ્વરૂપ ભૂલી જઈ રઘુકુળના મહારાજા દશરથના માહાત્મ્યને પણ વિસરી ગયાં. ચઢાઉપણે તેમણે પોતાના પુત્ર માટે અયોધ્યાની રાજગાદી અને રામને માટે ચૌદ વર્ષનો વનવાસ માગી લીધો. વાંચનાર! ગમે તેવા સદ્ગુણીને પણ સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી, તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. કૈકયી જેવી શાણી અને શૂરી રાણી પણ પોતાનાં માતાપિતાની, અને પોતાના પતિકુળની મહત્તાને તથા શાસ્ત્રશ્રવણથી મળેલા વિવેકને મંથરાની ભંભેરણીથી ભૂલી ગઈ ને મંથરા પોતાના કાવતરામાં ફાવી ગઈ. અયોધ્યામાં તથા રાજકુટુંબમાં કૈકયીએ રાજાની પાસેથી ઉપલાં બે વરદાન માગી લેવાથી મોટો ખળભળાટ થઈ રહ્યો. પણ રામના મનમાં જરાએ ખેદ થયો નહિ. તે પોતાના કર્મનો દોષ કાઢી, માતાપિતાને તથા કૈકયી વગેરે ઉપમાતાઓને પ્રણામ કરી, તેમની આજ્ઞાને શિરપર ચઢાવી, સીતા તથા લક્ષ્મણ સાથે વનમાં સિધાવ્યા. સન્નારીઓને કૈકયીના ચરિત્રમાંથી સાર લેવાનો એ છે કે, પોતાનાં દાસ દાસીના મિથ્યા અથવા સ્વાર્થી બોલવા ઉપર વિશ્વાસ રાખીને પોતાનાં પતિ, સાસુ, સસરા, દિયર, જેઠ, નણંદ વગેરેના મનમાં દુ:ખ થાય તેમ વર્તવું નહિ, અથવા કુળને કલંક લાગે તેવા વર્તને પણ વર્તવું નહિ. સાસરામાં સૌની સાથે નમ્રતાથી વર્તીને સર્વને સંતોષ આપવો અને કદાચ કોઈ ઉશ્કેરવા પ્રયત્ન કરે તો ખરા ખોટાનો તોલ કર્યા પછી પગલું ભરવું. સ્ત્રીએ તો હંમેશ શાંત મન અને ધીરો સ્વભાવ રાખવો જોઇએ, ઉતાવળથી કે ઉશ્કેરણીથી એવું પગલું કદી પણ ભરવું જોઇએ નહિ કે, જેથી પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે. મંથરાના ચઢાવ્યાથી કરેલા આ અયોગ્ય કાર્યને માટે ભરતે મોસાળથી અયોધ્યા આવી માતાને ઠપકો દીધો અને વડીલ ભાઈ રામની પાદુકા રાજગાદી ઉપર રાખી, પોતે વનવાસનો વેષ ધારણ કરી, નંદીગ્રામમાં રહ્યો ત્યારે કૈકયીના પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ.



---

# સીતા.



બિહાર પ્રાંતનો ઉત્તર ભાગ જેને હાલ તિરહૂત કહે છે, તે પૂર્વે મિથિલા કહેવાતો. તેના પાટનગર **જનક**પુરમાં પૂર્વે **જનક**રાય નામે એક પ્રખ્યાત રાજા રાજ્ય કરતા હતા. એક સમયે યજ્ઞ કરવાને શાસ્ત્રોક્ત વિધિથી તે પૃથ્વી ખેડાવતા હતા, તેવામાં પૃથ્વીમાંથી એક દિવ્ય કન્યા તેમને મળી આવી. **જનક**રાય સંતાનરહિત હોવાથી દૈવયોગે મળી આવેલી આ કન્યાને જોઇને બહુજ પ્રસન્ન થયા અને પ્રધાનોને સંબોધીને બોલ્યા કે 'ઇશ્વિરે મને અપુત્રને આ કન્યા આપી, તોપણ તે પુત્રને તોલે છે. પછી **રાજમહેલ**માં જઇ હળથી પૃથ્વી ખેડતાં મળેલી તે કન્યાનું **સી**તા નામ પાડી, તે કન્યા તેમણે પોતાની મુખ્ય રાણીને સોંપી.

**સી**તા નાની ઉમ્મરથીજ સ્વભાવે ઠરેલ અને બુદ્ધિશાળી હતાં. સખીઓ સાથે રહીને તે કળાકૌશલ્ય, ઇતિહાસ, અને પુરાણ વગેરે ભણ્યાં હતાં. ક્ષત્રિયાણીઓને ઉપયોગી એવી રમતગમતોમાં પોતાનો કાળ ગાળીને માનસિક દૃઢતા ઉપરાંત શારીરિક દૃઢતા પણ તેમણે સંપાદન કરી હતી. **જનક** રાજાના પૂર્વજોને **શિવ**જીએ પ્રસન્નથઇને એક મોટું ધનુપ તથા બે અખૂટ બાણના ભાથા તુષ્ટિદાનમાં આપ્યા હતા. **જનક**ના સમયમાં તે પૂજામાં પૂજાતા. રાજા અથવા તો બીજું કોઇ તેનો યુદ્ધમાં ઉપયોગ કરતું નહિ, કારણ કે, જ્યારે તે ધનુપને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવવું પડતું ત્યારે ઘણાં માણસો તેને ઉપાડવા જોઇતાં હતાં. બાલ્યવયનાં **સી**તા જ્યારે દેવમંદિરની પડોશમાં રમતાં ત્યારે તેને હાથવતી ઉંચકી દૂર મૂકતાં. એક સમયે દેવર્ષિ **નારદ** ફરતા ફરતા **જનક**રાયને ત્યાં આવ્યા અને **સી**તાને **શં**કરનું ધનુષ લઇને રમતાં જોયાં ત્યારે **જનક**રાયને તેમણે કહ્યું કે 'હે રાજા! આ અલૌકિક કુમારિકાને કોઇ મહાબળવાન્ રાજકુમાર સાથે પરણાવજો.' સંતાનોના વિવાહ કરતી વેળાએ માબાપોએ વરકન્યાના ગુણો જોઇને તેમને પરણાવવાં જોઇએ. હે **જનક**રાય! તમે દેશદેશના રાજાઓને તેડાવી, સ્વયંવરમાં તેઓની પરીક્ષા કરીને **સી**તાને પરણાવજો."

ક્ષત્રિયોમાં પ્રાચીન કાળે મોટા રાજાઓની ઘણી ખરી કુંવરીઓ સ્વયંવરથી પરણતી હતી. જનકે પોતાની વિદ્યા અને વિનય સંપન્ન **સીતા**ને માટે યોગ્ય પતિ મેળવવાને સ્વયંવર રચ્યો, અને દેશ દેશાંતરના રાજાઓને નિમંત્રણ પત્રિકાઓ મોકલી જનકપુર તેડાવ્યા. સ્ત્રીગીતમાં આ પ્રસંગનાં બહુ મધુર ગીતો છે, જે આપણાં ઘરોમાં સ્ત્રીઓ મધુર રાગથી હમ્મેશ ગાય છે. જનકરાજાને ત્યાં સ્વયંવર આરંભાયો, તેની કંઈક અગાઉ **અયોધ્યા**ના રાજા **દશરથ**ના પુત્ર **રામ** તથા **લક્ષ્મણ** વિઘ્નકારી રાક્ષસોથી યજ્ઞનું રક્ષણ કરવાને, **વિશ્વામિત્ર**ને આશ્રમે ગયા હતા. **વિશ્વામિત્ર** પાસે ધનુર્વેદ તથા બીજી શાસ્ત્રવિદ્યા શીખી, તે બન્ને ભાઈઓએ યજ્ઞમાં વિઘ્ન કરનાર રાક્ષસોના વડા **મરીચ** અને **સુબાહુ**ને મારી હઠાવી સમારંભને નિર્ભય કર્યો હતો. જનકરાજા તરફથી સ્વયંવર ઉપર આવવા **વિશ્વામિત્ર**ને કુંકુમપત્રી આવી, તેથી **રામ** તથા **લક્ષ્મણ** સાથે તે જનકપુર ગયા. જનક રાજાની એક વાટિકા જેમાં તેમની કુળદેવીનું મંદિર હતું ત્યાં તેઓ ઉતર્યા. **સીતા**જી વાડીમાં દેવીનું પૂજન કરવા આવ્યાં ત્યા તેમણે **રામ**ને જોયા ને રઢ લાગી. એક બીજાનાં નેત્ર એક બીજાને જોઈને ઠર્યાં. એક બીજાએ એક બીજાનાં મનને આકર્ષી લીધાં. **સીતા**એ સખીઓ જાણે નહિ તેમ ઘણી વાર સુધી **રામ** તરફ એક દૃષ્ટિથી જોઈ પોતાના હૃદયમાં વિચાર કર્યો કે, 'અરેરે! પિતાજીએ કરેલી પ્રતિજ્ઞાને જો આ રાજકુમાર પૂર્ણ કરે તો મારી ધારણા સફળ થાય, નહિ તો નહિજ. હે અંબાદેવિ! તમારી પુત્રીની સેવાને સફળ કરવાનો આ ખરેખરે સમય છે.'' એમ કહી સખીઓ સાથે દર્શન કરીને ઘેર ગયાં. વળી એક વાત એવી પણ છે કે—**સીતા**જી જળ લેવા માટે ત્યાંની વાટિકામાં ઉતર્યાં. ત્યાં **રામ** સાથે તેમને તારામૈત્રક અને પ્રથમાનુરાગનો પ્રસંગ પડયો. ગુજરાતમાં આ પ્રસંગને અનુસરતું એક ગીત સ્ત્રીઓ નીચે પ્રમાણે ગાય છે:—

"સોનાનું બેડું ને રૂપલા ઉઢાંણી રે, **સીતા**વેલ પાણીડાં સંચર્યાં.

કોણ રાયનો બેટો ને કોણ તારું નામ રે, ક્યિારે નગરનો ગરાસિયો.
દશરથનો બેટો ને રામચંદ્ર નામ રે, અયોધ્યા નગરીનો ગરાસિયો.

કોણ રાયની બેટી ને કોણ તારૂં નામ રે, ક્યારે નગરીની ગરાસણી.
**જનકરાયની બેટી ને સીતાવેલ નામ રે, હજીએ છું બાળ કુંવારડી.''**

પછી **જનકરાયે વિશ્વામિત્રને** મળીને પૂછ્યું કે, 'તમારી સાથે આ કોણ છે? કોના પુત્ર છે?' **વિશ્વામિત્ર** કહ્યું કે, 'આ બે કુંવરો અયોધ્યાધીશ **દશરથ** રાજાના પુત્રો છે અને તેમનાં નામ **રામચંદ્ર** અને **લક્ષ્મણ** છે.' તે પછી **જનકરાયે** તેમને નગરમાં લઈ જઈ ઉત્તમ ઉતારામાં રાખ્યા. બીજે દિવસે મોટા વિશાળ મંડપમાં સ્વયંવર ભરાયો. તે સમયે દેશ દેશના રાજકુંવરો અને ઋષિઓ સાથે **રામ** અને **લક્ષ્મણ** પણ તેમાં જઇને બેઠા. સ્વયંવર મંડપના મધ્ય ભાગમાંએક વેદિ બનાવી તેનીપર **શંકરનું** ધનુષ મુકાવ્યું હતું. રાજાઓ, રાજકુંવરો અને ઋષિઓની બેઠકો સામે એક સુંદર ગેલરી રાજવાડાની સ્ત્રીઓને સ્વયંવર જોવાને કાઢેલી હતી. જ્યારે સ્વયંવર મંડપમાં સૌ આવી ગયા ત્યારે **જનકરાયનો** બંદી રાજાનું પણ, સભામાં સર્વેને કહી સંભળાવતાં બોલ્યો કે, "હે રાજાઓ! આ સ્વયંવરમંડપના મધ્ય ભાગમાં વેદિ ઉપર જે **શંકરનું** ધનુષ મૂકેલું છે, તે હાથવતી ઉપાડીને જે રાજા તેનીપર બાણ સાંધશે, તેને **સીતાજી** પરણશે." **જનકરાજાની** આ પ્રતિજ્ઞા સાંભળીને કેટલાએક રાજાઓ તો આસનો ઉપર બેસી રહ્યા, ત્યારે કેટલાએક પોતાની શકિતને નહિ સમજનારાઓએ પોતાના સાહસમાં નિષ્ફળ થઇને, નિર્બળતા બતાવવા ઉપરાંત સભામાં કંઇક હાસ્ય કરાવ્યું. છેવટ **રાવણ** નામનો રાક્ષસ ધનુપપર બાણ સાંધવાને તૈયાર થયો. તેણે **શંકરનું** ધનુષ ઉપાડવાનો યત્ન કર્યો, પરંતુ તેમ કરવા જતાં ધનુષની નીચે તેનો હાથ દબાઈ ગયો. તે નિષ્ફળ ઉતર્યો ત્યારે બીજો કોણ સાહસ કરે? એક બંદીએ સર્વેને મૌન બેઠેલા જોઈ કટાક્ષમાં કહ્યું કે:—

**"ભૂનક્ષત્રી કરી ભૃગુનાથ, ગયું બળ પરાક્રમ તે સાથ;**
**ક્ષત્રી કોઈ નથી અહિં આવ્યો, બેઠા મિથ્યા શું મુછો મરોડો."**

તે સમયે **વિશ્વામિત્ર** પાસે બેઠેલા **રામ લક્ષ્મણે** વિનીત ભાવથી ગુરુ સામું જોયું. ઋષિએ તેમનો અભિપ્રાય સમજી આજ્ઞા કરી કે, 'ભલે જાઓ, તમે તમારૂં પરાક્રમ દેખાડો!' પછી **રામ** સભામાંથી જ્યાં ધનુષ

નીચે **રાવણ** દબાઇને પડયો હતો ત્યાં ગયા. જ્યારે સુકુમાર **રામચંદ્રજી** ધનુષનો ભંગ કરવાને વેદિ આગળ આવ્યા ત્યારે **સી**તાજીના મનમાં કંઈ કંઈ થઈ ગયું. **રામચંદ્રની સુકુમારતા જોઈ અધીર અંત:કરણથી તે** સખીઓને કહેવા લાગ્યાં કે:—

(દ્રુતવિલંબિત) કમઠપૃષ્ઠ કઠોર ધનુષ્ય ને, મધુરમૂર્તિ સુકોમળ **રામ** છે;
ગુણ ચઢાવવી શું ગજું એમનું, અહહ દારુણ આ પણ તાતનું.

**સી**તાજી આમ ચિંતા કરતાં અધીરાં થઇને ઉભાં છે, એટલામાં તો **રામચંદ્રજીએ** એક હાથથી ધનુષ ઉપાડી બીજા હાથથી તેના ઉપર બાણ સંધાન કર્યું. પછી જેવું ખેંચવા ગયા કે, તરત ભાંગીને બે કટકા થઈ ગયું. આ બનાવ જોઇને એકઠા મળેલા રાજાઓ આશ્ચર્યમાં પડી ગયા. **જનક**રાયની પ્રતિજ્ઞા પાર પડવાથી રાજવાડાની રાણીઓમાં આનંદનો ઘોષ ઉભરાઈ રહ્યો ત્યારે સ્વયંવરમાં રાજાઓનાં અને રાજકુંવરોનાં મુખ ઉતરી ગયાં. આનંદથી ઉભરાતે હૃદયે અને લજ્જાથી પાછે પડતે પગલે હાથમાં વરમાળ લઈ, **સી**તાજી એક સખી સાથે નીચે આવ્યાં અને જે મનોહર મુખ ઉપર મુગ્ધ બનેલાં ગુરુજનો વાત્સલ્યને વરસાવી રહ્યાં હતાં, એવા **રામચંદ્રજીના** કંઠમાં વરમાળ આરોપી.

બીજે દિવસે **જનક**રાજાએ **રામ** તથા **સી**તાના વિવાહની કુંકુમપત્રિકા[1] લખી **દશરથ** રાજાને તેડાવ્યા. કુંકુમપત્રિકા વાંચીને **જનક** જેવા અધ્યાત્મવેત્તા અને ધર્મનિષ્ઠ રાજા સાથે પોતાનો સંબંધ જોડાયેલો જાણી **દશરથ** પ્રસન્ન થયા પછી પોતાના પરિવાર સાથે જાન લઇને **જનકપુર** જઈ પહોંચ્યા. **જનક**રાજાએ સામૈયું કરી **દશરથ** રાજાનો સત્કાર કર્યો, ત્યારપછી વિવાહ મંડપમાં વેદિપર અગ્નિદેવને પધરાવીને **વિશ્વામિત્રે વશિષ્ઠ** તથા **શતાનંદ** વગેરે બ્રહ્મર્ષિઓદ્વારા પવિત્રકીર્તિ **રામચંદ્ર** અને **સી**તાનો વિવાહવિધિ આરંભ્યો. **જનક**રાજાએ પ્રથમથીજ નક્કી કરેલા શુભ મુહૂર્તમાં **સી**તાનો કરકમળ **રામચંદ્રના** જમણા હાથમાં આપીને કહ્યું કે, ‘આ મારી પુત્રી તમને સોંપું છું. તમે બન્ને પરસ્પર પતિપત્નીના સંબંધથી જોડાઇને લૌકિક તથા પારમાર્થિક ધર્મકાર્યો કરજો. અગ્નિદેવ તમારી કામના સફળ કરો.’ ત્યાર પછી લાજા હોમ, સપ્તપદી વગેરે વિધિ

કરવામાં આવ્યો, અને ઉભય કુટુંબની ચચ્ચાર સુવાસણોએ **સીતાજીને** વધાવી સૌભાગ્ય દાન દીધું. **જનકરાયે રામ** તથા **દશરથ** રાજા અને **અયોધ્યાના** રાજકુટુંબીઓને પહેરામણીથી સારો સત્કાર કરી વિદાયગીરી દીધી. વર વહુને લઈ **દશરથરાજા** અયોધ્યા આવ્યા ત્યારે **સીતાજીને** જોઇને **કૌશલ્યા** વગેરે રાજરાણીઓ અને પૌરજન પ્રસન્ન થયાં અને **સીતાજીએ** પણ વિવેકથી સર્વેનાં મનને જીતી લીધાં.

**રામ** અને **સીતાને** આનંદમાં કેટલોએક કાળ વીતી ગયો, અને **રામ** રાજ્ય કરી શકે તેવી વયમાં આવ્યા, ત્યારે **દશરથે** તેમને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. આ વાત **દશરથની** પ્રિય રાણી **કેકયીને** કાને ગઈ અને **મંથરાએ** અગ્નિમાં ઘી હોમ્યું. **કેકયીના** ચરિત્રમાં કહેલું છે તેમ તેણે રાજા પાસે **રામને** વનવાસ અપાવી પોતાના **ભરતને** માટે રાજ્ય માગી લીધું. **રામચંદ્રજી** પિતાનું વચન માથે ચઢાવી વનવાસ જવાને તૈયાર થયા. **રામને** વનવાસ આપવામાં આવ્યાથી નગરમાં હાહાકાર થઈ રહ્યો. **કૌશલ્યાને** સમજાવી તેમની આજ્ઞા લઇને **સીતાની** રજા લેવા માટે **રામચંદ્ર** અંતઃપુરમાં ગયા. **સીતા** તે સમયે **રામનો** ઉદાસ ચહેરો જોઇને ખિન્ન થયાં. પવનના આઘાતથી કુંપિત થઇને કેળ જેમ પૃથ્વીપર તૂટી પડે, તેમ **જનક** પુત્રી પૃથ્વીપર ઢળી પડ્યાં. **રામે** તેમને સાવધ કર્યાં, અને કહ્યું કે "તમે અહિં મારી માતાની સેવા કરી આનંદમાં દહાડા ગાળો, અથવા તો તમને જો તમારે પિયેર જવાની મરજી હોય તો તેમ કરો. તમે અહિં રહો તો મારી માતુશ્રીઓની સેવા કરજો, દિયરની મરજી ઉઠાવજો, વડીલ જનોની આજ્ઞામાં રહેજો, વૃદ્ધો તરફ નર્મ ભાવથી વર્તજો, દાસદાસી તથા બીજા પરિવારો સાથે સ્નેહભાવથી વર્તજો, સુખથી હરખાશો નહિ તેમ દુઃખથી ઉદાસ થશો નહિ. સમયાનુસાર વર્તીને કામ ક્રોધાદિકને વશ ન થતાં તેમને તાબે કરવાનો પ્રયત્ન કરજો. **ભરત** કે જે હવે પછી આપણા રાજા થવાના છે, તેમના તરફ ભક્તિ અને વિનય રાખજો. સત્ય, શૌચ, ઈંદ્રિયનિગ્રહ, ક્ષમા, દયા, વગેરે સાધારણ ધર્મો પાળવાનો પ્રયત્ન કરજો." **સીતાજી** બોલ્યાં કેઃ–'પ્રિય! તમે આ શું બોલો છો? હું અહિં રહેવાનીજ નથી. જ્યાં તમે ત્યાંજ હું એમ જાણજોઃ–

"તમે જોગીનો વેષ જો ધારશો, તો હું જોગણનો ધરું વેષ,
જટા કરું કેશ, સાથે રાખો સ્નેહથી.
સ્વામી તમ વિના મંદિર ને માળિયાં, ભાસે પર્વત મોટા સમાન,
વસ્તી તો વેરાન, સાથે રાખો સ્નેહથી.
મહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દર્શન દાન,
કૃપાના નિધાન, સાથે રાખો સ્નેહથી.
સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વારથીઓ છે સંસાર,
કુટુંબ પરિવાર, સાથે રાખો સ્નેહથી.
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લેનાર,
કે એકકે આધાર, સાથે રાખો સ્નેહથી.
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક,
જીવું તજી ટેક, સાથે રાખો સ્નેહથી.
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરું રાજ ને પાટ,
હવેલીના ઠાઠ, સાથે રાખો સ્નેહથી.
મને હીરનાં ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંના ઘાટ,
મટાડો ઉચાટ, સાથે રાખો સ્નેહથી.
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત,
જનમની એ રીત, સાથે રાખો સ્નેહથી.
મેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સાથે પૂરણ પ્રીત,
ચોરાયું છે ચિત્ત, સાથે રાખો સ્નેહથી.
જમતું જીવન તમથી જુદાં પડી, હોય વિધ વિધનાં પકવાન,
તે વિખનાં નિશાન, સાથે રાખો સ્નેહથી.
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક ને પાન,
તે મેવા સમાન, સાથે રાખો સ્નેહથી.
મુજને મેલી ને પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ,
નિશ્ચે પામું નાશ, સાથે રાખો સ્નેહથી.

પછી વનવાસનો પોષાક ધારણ કરીને **રામ**, **સીતા** અને **લક્ષ્મણ** અયોધ્યા બહાર નીકળ્યાં અને દક્ષિણ દિશાનો માર્ગ લીધો. અનેક નગરો, ગામો, પર્વતો, નદીઓ, સરોવરો તથા અરણ્યોને નિહાળતાં નિહાળતાં તેઓ ચિત્રકૂટ નામના પર્વત ઉપર આવ્યાં. ત્યાંથી દંડકારણ્ય તરફ જતાં માર્ગમાં **અત્રિ ઋષિ**નો આશ્રમ આવ્યો. ત્યાં **રામ**, **લક્ષ્મણ** અને **સી**તા થોડો વખત રહ્યાં. અત્રિ ઋષિએ રઘુકુળના કુમારોનો અને **સી**તાનો બહુજ સારો સત્કાર કર્યો. સતી **અનુસૂયા**એ **સી**તાને પોતાની પાસે બેસાડીને કહ્યું કે, 'હે **જ**નકરાયની પુત્રિ! તું રાજપુત્રી થઇને પતિ સાથે વનવાસ નીકળી, એ આનંદની વાત છે. પતિવ્રતા સ્ત્રીઓના ઇતિહાસમાં, આ તારૂં પાતિવ્રત્ય સુવર્ણના અક્ષરે કોતરાઈ રહેશે. હે પુત્રિ! પોતાનો પતિ નગરમાં અથવા ભયંકર અરણ્યમાં રહેતો હોય, પોતાને અનુકુળ હોય અથવા વિરુદ્ધ હોય તોપણ સ્ત્રીઓએ તેને પ્રભુ માની નિત્ય સેવા કરવી જોઇએ. એમ કરવાથી આલોકમાં તથા પરલોકમાં સુખ મળે છે. પોતાનો પતિ દુરાચારી હોય, નિર્ધન હોય, અથવા આંધળો કે લુલો હોય તોપણ સ્ત્રીએ તો તેને પોતાનું પરમ દૈવત માનવો. ઘણાં શાસ્ત્રો વાંચીને મેં સિદ્ધ કર્યું છે કે, સ્ત્રીનું હિત પતિમાં સમાયેલું છે, માટે તેની શુદ્ધ મને સેવા કરવી. હું તને ભલામણ કરું છું કે, તું તારા પતિને અનુકૂળ રહીને ધર્માદિક તથા બીજાં રાજકીય કાર્યોમાં તેમને સહાય કરજે, અને સમયને અનુસરી સુખદુ:ખને સહન કરી ક્ષમાથી સર્વની સાથે વર્તજે. એમ કરવાથી તારા ધર્મની અને યશની વૃદ્ધિ થશે.'

**સી**તાજી વૃદ્ધ ઋષિપત્નીનાં વચન સાંભળીને ધીરા અવાજથી બોલ્યાં કે 'માજી! આપે મને યોગ્ય ઉપદેશ આપીને કૃતાર્થ કરી. પતિ એજ સ્ત્રીનું પરમ દૈવત છે. હું એ સંપૂર્ણ રીતે જાણું છું. મારા પતિ તો પરમાત્માનો અવતાર છે, પરંતુ ગમે તેવા પતિની સ્ત્રીએ સેવા કરવી જોઇએ. આ વાત મારાં સાસુજી વારંવાર મને કહેતાં, તેમ મારાં માતપિતા વગેરેએ પણ મને પતિસેવા માટે ઉપદેશ કર્યો છે. આપણા આર્ય લોકોમાં સ્ત્રીઓના ધર્મમાં સ્ત્રીનો મુખ્ય ધર્મ પતિસેવાજ છે, અને તે સ્ત્રીના સૌભાગ્યમાં વૃદ્ધિ કરનારો છે.'

અનુસૂયા **સી**તાનાં વચનો સાંભળીને રાજી થયાં, તેમણે કહ્યું કે, 'પુત્રિ! હું નહોતી જાણતી કે તું આવી ડહાઈ હોઈશ, પણ તેં તો ખરેખર રઘુવંશની અને જનકવંશની કીર્તિને અજવાળી છે. તારા ડહાપણથી હું બહુ પ્રસન્ન થઈ તને પ્રીતિદાનમાં આ દિવ્યવસ્ત્રો, દિવ્ય પુષ્પમાળા દિવ્ય આભૂષણો અને અંગરાગ (ચંદનનો લેપ) આદિ સૌભાગ્યની વસ્તુઓ આપું છું. આ વસ્તુઓ કોઈ પણ દહાડો જીર્ણ થશે નહિ, પરંતુ તાજી રહેશે.' આમ કહી તે સર્વ વસ્તુઓ **સી**તાને ભેટ કરી. **સી**તાએ તે વસ્તુઓ લઈ ઋષિપત્નીનો આભાર માન્યો. એક બે દિવસ રહીને **રામ, લક્ષ્મણ** ને **સી**તા દંડકારણ્ય તરફ સિધાવ્યાં. ત્યાં રાક્ષસોનો મોટો ઉપદ્રવ હતો. જતા આવતા લોકોને તેઓ હેરાન કરતા. તે દુઃખ **રામે** તથા **લક્ષ્મણે** બધા રાક્ષસોનો સંહાર કરી કેટલેક અંશે ઓછું કરી નાંખ્યું. ત્યાંથી તેઓ પંચવટી નામે પવિત્ર ને રમણીય ક્ષેત્રમાં જઈ રહ્યાં.

પંચવટી અનેક નદીઓ, સરોવરો અને વૃક્ષોની ગીચ ઝાડીની વચ્ચે આવેલું રમ્ય સ્થળ છે. મૃગોનાં ટોળાંથી અને બીજાં વિવિધ જાતનાં પક્ષીઓના નિર્દોષ કલ્લોલથી તેની શોભા છે. પૃથ્વીપર ઉગી નીકળેલી લીલી દુર્વાને લીધે જાણે સર્વત્ર લીલા રંગનો ગલીચો બિછાવી દીધો હોય તેવી વનભૂમિઓ **રામ** તથા **સી**તાનાં મનને આનંદ આપવા લાગી. **રામ** ને **સી**તા પંચવટી ક્ષેત્રમાં અનેક પ્રકારની લીલાઓ કરતાં દિવસો ગાળવા લાગ્યાં. એકવાર **રામ લક્ષ્મણ**ને છળવા ગયેલી સૂર્પણખાનું **લક્ષ્મણે** અપમાન કરવાથી તેણે **રાવણ**ને ઉશ્કેર્યો કે, **રામ લક્ષ્મણ** તથા **સી**તા વનવાસ નીકળી હાલ પંચવટી ક્ષેત્રમાં રહેલાં છે. **જ**નકરાજાની કુંવરી **સી**તા રૂપરૂપનો અંબાર છે. **રાવણ સી**તાના સૌંદર્ય ઉપર ઘણા દહાડા થયાં મોહિત હતો. સ્વયંવરમાં નિષ્ફળ ગયો ત્યારથી તેણે **સી**તાનું હરણ કરવાનો વિચાર કર્યો હતો. પોતાના મામા **મા**રીચને સોનેરી રંગનો માયામૃગ બનાવી, તેને પંચવટીના આશ્રમમાં મોકલ્યો. **સી**તા તે વખતે **રામ**ની પાસે બેઠાં બેઠાં વનલીલા જોતાં હતાં. તે મૃગને જોઇ મોહી પડ્યાં. **રામચંદ્રજીને તેમણે કહ્યું** કે 'આવા રંગનો મૃગ તો આજેજ મારા જોવામાં આવ્યો, આ મૃગને મારી તેના ચામડાની મને કાંચળી સિવડાવી

આપો.' રામ **સીતા**ને પ્રસન્ન રાખતા હતા તેથી તરત ધનુષ બાણ લઈ **લક્ષ્મણ**ને **સીતા**ની સંભાળ રાખવાનું કહીને માયામૃગની પાછળ ગયા. માયાવી મૃગે મરતાં મરતાં બૂમ પાડી કે, 'હે **લક્ષ્મણ**!' **લક્ષ્મણ**નું નામ સાંભળી **સીતા**એ લક્ષ્મણને **રામ**ને સહાયતા કરવા વિનંતિ કરી. **લક્ષ્મણ** **સીતા**ને આશ્રમમાં એકલાં મૂકીને જવાને રાજી ન હતા પણ **સીતા**ના આગ્રહથી જે દિશામાંથી શબ્દ આવ્યો હતો, તે દિશા તરફ ધનુષ લઇને ગયા. હવે **સીતા** આશ્રમમાં એકલાં પડ્યાં. આ તકનો લાભ લઈ **રાવણ** જટાધારી ભિક્ષુકના વેષમાં **રામ**ના આશ્રમમાં દાખલ થયો, અને ભિક્ષાને મિષે પર્ણકૂટીના બારણા આગળ આવી ઉભો રહ્યો. **લક્ષ્મણે** જતી વખતે બારણાની આસપાસ આણ કરેલી હતી અને કહ્યું હતું કે, આની બહાર નીકળશો નહિ, તેથી **સીતા**એ ભિક્ષુકના વેષમાં આવેલા **રાવણ**ને ઉંબરામાં ઉભાં ઉભાં ભિક્ષા આપવા માંડી. ત્યારે **રાવણે** કહ્યું કે 'બહાર આવી ભિક્ષા આપો.' ઉંબરાની બહાર આવીને જેવાં **સીતા** તેની ઝોળીમાં ભિક્ષા નાંખવા ગયાં કે તરત **રાવણે** તેમને ઉંચકી લીધાં, વિમાનમાં બેસારી લંકા તરફ રવાના થયો. **સીતા**દેવી એકદમ મૂર્છિત થઈ ગયાં, ભાન આવ્યા પછી વિલાપ કરવા લાગ્યાં, પરંતુ **રાવણે** તે તરફ ધ્યાન નહિ આપતાં વિમાનને હંકાર્યા કર્યું. **રાવણ**નું વિમાન આકાશ માર્ગે ચાલતું પંપા સરોવરની પડોશમાં આવેલા ઋષ્યમૂક પર્વત ઉપર આવી લાગ્યું, ત્યારે **સીતા**એ તે પર્વત ઉપર બેઠેલા વાનરો વચ્ચે પોતાના પગનું એક ઝાંઝર ને વસ્ત્ર નાંખ્યાં. વાનરોએ તે લઈ લીધાં. **રાવણ** **સીતા**ને લઇને લંકા ગયો. **રાવણે** તેમને રાક્ષસોની ચોકી વચ્ચે અશોક વાડીમાં રાખ્યાં.

આણી તરફ **રામ** અને **લક્ષ્મણ** મૃગને મારી આશ્રમમાં આવ્યા ત્યારે **સીતા** ત્યાં મળે નહિ. બંને ભાઇઓ ઉદાસ થઇ તેમની શોધ કરવા વનમાં નીકળી પડ્યા. વનમાં ફરતાં ફરતાં પ્રવર્ષણ પર્વત આગળ જતાં **સુગ્રીવ** તથા હનૂમાન વગેરે વાનરો તેમને મળ્યા. **સીતા** સંબંધી ખબર પૂછતાં તેમણે તેમને કેટલોક વૃત્તાંત જણાવ્યો. અન્યોન્યે કુશળ સમાચાર અને કુળ વગેરે પૂછ્યા પછી તેઓમાં મિત્રતા થઈ. **રામે** **સુગ્રીવ** કે જેના બળ-

## સીતા અને રાવણ.



સીતાએ ભિક્ષુકના વેષમાં આવેલા રાવણને ઉંબરામાં ઉભાં ઉભાં ભિક્ષા આપવા માંડી.



પૃ. ૪૨.

Lakshmi Art, Bombay.

વાનૂ બંધુ **વાલિ**એ તેની સ્ત્રી અને રાજ્ય લઈ લીધાં, તે તેને પાછાં મેળવી આપવામાં સહાય કરવાનું વચન આપ્યું, અને **સુગ્રીવે** **સીતા**ની શોધ કરવાનું તથા **સીતા**ને મેળવવાને સૈન્યની સહાય જોઇએ તો તે આપવાનું કબુલ કર્યું. પછી તે સર્વે કિષ્કિંધાના વાનરરાજા **વાલિ** ઉપર હલ્લો લઈ ગયા. ઇન્દ્રના પુત્ર **વાલિ**એ તેમની સાથે નગર બહાર નીકળીને યુદ્ધ કર્યું, પરંતુ આખરે **રામે** તેને રણમાં હણ્યો અને **સુગ્રીવ**ને કિષ્કિંધાની ગાદી અપાવી.

**સુગ્રીવે** કિષ્કિંધા કબજે કરી રાજ્યની વ્યવસ્થા કરી, એટલામાં ચોમાસુ આવવાથી **રામ** અને **લક્ષ્મણ** ઋષ્યમૂક નામના પર્વત ઉપર જઇને ચાતુર્માસ ગાળવા રહ્યા. ત્યાં **સુગ્રીવે** તેમની સારી મેમાનગીરી કરી અને પ્રસંગ આવ્યો ત્યારે **હનૂમાનૂ** વગેરે કેટલાક વાનરોને **સીતા**ની શોધ કરવા માટે દક્ષિણ દિશા તરફ મોકલ્યા. **નળ**, **નીલ**, **કુમાર**, **અંગદ** અને **જાંબવાન** સાથે **પવન**નો પુત્ર **હનૂમાનૂ**, પર્વતો અને ખીણોમાં શોધ કરતા કરતા મલય પર્વતમાં થઇને લંકામાં જવાને તૈયાર થયા. લંકા જવા માટે સમુદ્રનું ઉલ્લંઘન કરવું પડે તેમ હતું. તે કરવાને માટે **હનૂમાન**ને તેના સાથી વાનરોએ ઉત્તેજન આપ્યું. છેવટ એક મોટા પર્વતના શિખરપર ચઢી મોટો હુંકારવ કરી, **હનૂમાનૂ** સમુદ્ર કૂદીને લંકામાં જઈ પડ્યો. **રાવણ**ની રાજધાની લંકામાં આવ્યા પછી **હનૂમાનૂ** **સીતા**ની શોધ કરતા ઘણે ઘણે ઠેકાણે ફરતા પોતાનાં પરાક્રમોથી રાક્ષસોને ચકિત કરતા છેવટ 'અશોક' નામે સુંદર વાટિકામાં ગયા. આ વાટિકામાં **રાવણે** **સીતા**ને હરી લાવીને રાક્ષસીઓના રક્ષણમાં રાખ્યાં હતાં. **હનૂમાનૂ** જ્યારે ત્યાં આવ્યા ત્યારે દેવી **સીતા** ક્રૂર અને ભયંકર દેખાવની રાક્ષસીઓની વચ્ચે એક મોટા અશોક વૃક્ષની નીચે બેઠાં હતાં, અહિં ચાલતી સર્વ હકીકત જાણ્યા પછી જે ઝાડને અઢેલીને **સીતા** બેઠાં હતાં, તે ઝાડની ઘટામાં **હનૂમાન** છુપાઇને બેઠા. થોડીવારમાં **રાવણ** કેટલાએક રાક્ષસો સાથે **સીતા**ની પાસે આવ્યો. તે તેમને કહેવા લાગ્યો કે '**હે સીતા**! હવે હઠ છોડી દે. તારા ફોગટ જતા યૌવનને મારી સાથે સંબંધ બાંધીને સફળ કર! તારા કદળીના ગર્ભ જેવાં સકોમળ શરીરને અને નાજુક અંગોને દુઃખને લીધે કરમાવી ન નાખ. **રાવણ**ની સાથે

લગ્ન કરવાથી તું ત્રણ ભુવનની પટરાણી બનીશ.' **સીતા** તેનો તિરસ્કાર કરીને બોલ્યાં કે, "હે નિર્લજ્જ! લંપટ! તું પ્રજાનો રાજા થઇને આવું નીચ કૃત્ય કરવાને કેમ તૈયાર થયો છે! તારે તો સર્વ સ્ત્રીઓના તરફ માતાના અને બહેનના જેવી દૃષ્ટિ રાખવી જોઇએ. રાજા તો પ્રજાનો પિતા ગણાય છે, છતાં તું કેમ આવો અધર્મ આદરી બેઠો છે! તારાં આ કૃત્યથી તારા કુળનો અને આ નગરીનો નાશ થશે, અને તારા નામ ઉપર લોકો ધિક્કારનો વરસાદ વરસાવશે. હું કોણ છું, તેની તને ખબર છે? હું રઘુકુળતિલક **રામ**ચંદ્રની ધર્મપત્ની છું, મહાત્મા એવા જનક રાજાની પુત્રી છું, શ્રી**રામ**ની ભુજાનું ઓસીકું કરીને સુનારી છું, તે હું બીજાની થનાર નથી. આ હાથ **રામ** વિના બીજાના હાથમાં કદી પણ શોભે નહિ." **રાવણ** સીતાનાં આવાં તિરસ્કાર ભરેલાં વચનોથી ઉશ્કેરાઇ ગયો અને આસપાસ ચોકી કરતી રાક્ષસીઓને કહ્યું કે, 'આ સ્ત્રીને હજી સમજાવજો, અને તે જો ન સમજે તો પછી હું તેને મારા ક્રોધનો સ્વાદ ચખાડીશ.' આમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

રાક્ષસીઓ સીતાને વિનવતાં કહેવા લાગી કે, 'તું હવે હઠ છોડી દઇને **રાવણ**ની પ્રાર્થના માન્ય કર.' રાક્ષસીઓને તિરસ્કારી કાઢ્યા પછી **સીતા** પોતાની ઉપર ગુજરેલી વિપત્તિ માટે પોતે એકલાં બેઠાં બેઠાં વિલાપ કરવા લાગ્યાં. તે જોઇને હનુમાને ઝાડ ઉપરથી **રામ**નામવાળી મુદ્રિકા તેમના શરીર ઉપર નાંખી. **સીતા** તે મુદ્રિકા જોઇને પ્રથમ તો ભ્રમમાં પડી ગયાં, કારણ કે, રાક્ષસો અનેક પ્રકારની માયા કરતા હતા, પરંતુ થોડીવારમાં હનૂમાને પોતે નીચે ઉતરી **રામ** સંબંધી સર્વ હકીકત કહી ત્યારે તે પ્રસન્ન થયાં અને તેમણે પોતાના માથાપરનો ચાક નિશાની તરીકે આપ્યો. હનૂમાન્ ત્યાંથી પાછા આવ્યા અને **રામ**ને **સીતા**ના સમાચાર આપ્યા. તેપરથી **રામ** વાનરસૈન્ય લઇ લંકા તરફ ગયા.

લંકા નગરી ઉપર **રામ** ચઢી આવ્યાના સમાચાર સાંભળી **મંદોદરી**એ **રાવણ**ને સમજાવવા માંડયો કે, 'હે પ્રિય! **રામ** મહાવીર પુરુષ છે, તેની સ્ત્રીને હરણ કરી તમે લઇ આવ્યા છો, તે તમે મહા જોખમનું કામ કર્યું છે, માટે તમે તેમને પાછાં સોંપી દો, અને કરેલા અપરાધ માટે તેમના

પગમાં પડીને માફી માંગો, નહિ તો કુળનો નાશ થશે. હે સ્વામીનાથ! તમારી રાંકડી રાણીનો આ હિતોપદેશ ગ્રહણ કરો. પરસ્ત્રી વિષસમાન ગણાય છે અને તેનો ત્યાગ કરવામાંજ કલ્યાણ છે.' **विनाशकाले विपरीत बुद्धिः** એ ન્યાય પ્રમાણે **મંદોદરી**નાં વચનો રાવણે લક્ષમાં લીધાં નહિ. **રામ**ની સામે **રાવણે** યુદ્ધ કર્યું, તેમાં **રામચંદ્રે** સર્વ રાક્ષસોનો સંહાર કરી નાંખ્યો, અને છેવટે તેને પણ મારી નાંખીને **વિભીષણ**નો રાજ્યપર અભિષેક કર્યો. **સીતા**ને તેડવા માટે અશોક વાડીમાં જ્યાં તે બેઠાં હતાં ત્યાં હનૂમાનને મોકલ્યો. **હનૂમાન્ સીતા**ની પાસે ગયા, અને તેમને **રામ**ની પાસે આવવાની વિનંતિ કરી, **સીતા**જી તરત વાહનમાં બેસીને **રામ**ની છાવણીમાં આવ્યાં. **રામે** વિયોગદુઃખથી દુર્બળ થઈ ગયેલાં **સીતા**ને જોઇ કહ્યું કે, 'મેં શત્રુને મારીને મારું કર્તવ્ય બજાવ્યું છે, પરંતુ હવે તમારું એક કર્તવ્ય બાકી રહ્યું છે. તમારા શીયળને માટે મને તો સંપૂર્ણ ખાતરી છે, તોપણ તમારે જગતની ખાતરી કરી બતાવવાની જરૂર છે. અહિં તમને માર્ગમાં **રાવણ**નો અપવિત્ર સ્પર્શ થયો હશે, તે સ્પર્શદોષ દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત આપવાની જરૂર છે. સામે જે અગ્નિનો ઢગ પડ્યો છે, તેમાં તમે ઉઘાડે પગે ઉભાં રહીને અગ્નિસ્નાન કરો, એટલે સર્વના મનમાં ખાતરી થાય.' **રામ**નાં આવાં વચન સાંભળી **સીતા**એ તરત **રામ**ને પ્રદક્ષિણા કરીને ભડભડાટ બળતા અગ્નિમાં પ્રવેશ કર્યો કે, અગ્નિદેવે તરત **સીતા**જીને પોતાના મંગળમય ઉત્સંગમાં ઝીલી લઈ પવિત્ર મૂર્તિ સ્વરૂપે **રામ**ને પાછાં અર્પણ કર્યાં. તે વેળા દેવનાં દુંદુભિ વાગ્યાં ને જયજયકાર થઈ રહ્યો. ઋષિઓ બોલ્યા કે, 'હે રઘુકુળમણિ **રામ**! તમારી પત્ની **સીતા** પવિત્ર છે, પતિવ્રતા છે, દેવી છે, આખા જગતની સ્ત્રીઓને પૂજનીય અને અનુકરણીય છે. તેમના વિષે કોઈપણ જાતની શંકા રાખશો નહિ. **રામે** અગ્નિદેવને માન આપ્યું અને **સીતા**! **સીતા**! એમ કહેતાંજ **સીતા રામ**ની પાસે હાજર થઈ તેમને પ્રણામ કરી ઉભા રહ્યાં. ઋષિઓના તથા બીજા લોકોના હર્ષનો અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

તે પછી **રામ** લંકાનું રાજ્ય **વિભીષણ**ને સોંપી, **લક્ષ્મણ**, **સીતા**, **હનૂમાન્**, **સુગ્રીવ** વગેરે વાનર સેનાપતિઓને વાનરોની સેના સાથે લઈ,

લંકાનો મહાસાગર ઓળંગી ભરતખંડના તટપર આવ્યા. એ સર્વને વિદાય કરીને **રામ**, **સી**તા અને **લક્ષ્મણ** પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યાં. તેમના આવ્યાની ખબર સાંભળી **ભ**રતાદિક ભાઇઓએ તથા પ્રજાજનોએ મોટા આદર સત્કાર સાથે **રામ**ને નગરીમાં પધરાવ્યા, **રામ**ના આવ્યાની વાટ જોતા ભાતૃભક્ત **ભ**રતે તેમનો રાજ્યાસન ઉપર મોટા ઠાઠમાઠથી અભિષેક કર્યો.

**રામ** રાજ્યાસન ઉપર આવ્યા પછી હંમેશ છુપા દૂતોદ્વારા નગરચર્યા કરાવતા હતા, અને રાજ્યકાર્યભાર સંબંધી જે નબળાઈ જાણવામાં આવતી, તે સુધારવાનો પ્રયત્ન કરતા હતા. એક વખત એક દૂતે આવી **રામ**ને કહ્યું કે, " આજે હું નગરચર્યા નિહાળતો નિહાળતો ધોબીવાડામાં ગયો. ત્યાં એક ધોબી અને ધોબણ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થતી મારા સાંભળવામાં આવી. ધોબીએ સ્ત્રીને ધમકાવતાં કહ્યું કે, હું કંઈ **રામ** નથી કે, તને ઘરમાં રાખું. **સી**તા **રા**વણના ઘરમાં રહી આવી તોપણ **રા**મે તેને સંઘરી, પરંતુ હું તને સંઘરવાનો નથી." તે વાત સાંભળી **રામ** ખિન્ન થયા અને તેમણે પોતાના મન સાથે વિચાર કર્યો કે, '**સી**તા અગ્નિમાં સ્નાન કરીને શુદ્ધ થયાં, એ વાત છુપી રહી અને **રાવ**ણના ઘરમાં રહ્યાં એ વાત લોકમાં ચર્ચાતી રહી. પારકાનાં છિદ્રો શોધવાં, એજ મનુષ્યોનું કામ છે, પરંતુ મારે તેટલો દોષ પણ મારી ઉપર રહેવા દેવો નહિ. હું જાણું છું કે, **સી**તા પવિત્ર છે, પરંતુ લોકોના મનના સમાધાન માટે મારે તેનો ત્યાગ કરવો જોઇએ. કારણ કે, જેથી હું પ્રજામાં શુદ્ધચરિત્ર ગણાઉં. પ્રજાને મારા નિષ્પક્ષપાતપણામાટે સંપૂર્ણ ખાતરી થવી જોઇએ. આવો વિચાર કરી **રા**મે **લક્ષ્મણ**ને તેડાવ્યા અને તેમને સર્વ વાત કહી. **લક્ષ્મણે** **સી**તાનો ત્યાગ ન કરવા માટે **રામ**ને બહુ બહુ સમજાવ્યા, પરંતુ **રામ** એકના બે ન થયા, આખરે નિરુપાયે **લક્ષ્મણે** પોતાના મોટા ભાઇનાં વચનને માન્ય રાખ્યું. **સી**તાને તે દિવસે નિદ્રામાં દુષ્ટ સ્વપ્નાં આવ્યાં હતાં. તેમને પોતાના પર આવી પડનારી ભયંકર વિપત્તિની અનિષ્ટસૂચનાઓ થઈ હતી, પરંતુ તે તેનાં ખરાં પરિણામો જાણતાં ન હતાં. હમણાં તે ગર્ભવંતાં હતાં, પ્રસૂતિના દિવસો પાસે આવી

પહોંચ્યા હતા, તેથી **રામ** હંમેશ અનેક જાતના વિનોદ કરાવી તેમની ઇચ્છાઓને પૂર્ણ કરતા હતા. આજે પોતાનીપર આવી પડનારી વિપત્તિના પૂર્વરૂપ તરીકે દુષ્ટ સ્વપ્ન આવતાંજ નિદ્રાવસ્થામાં **સીતા** રડવા લાગ્યાં, અને તરત જાગીને જુએ છે તો **લક્ષ્મણ**ને પોતાની પાસે ઉભેલા દીઠા. **સીતા**એ અંગ મરોડતાંમરોડતાં **લક્ષ્મણ**ને પૂછ્યું કે 'કેમ દિયરજી! તમારા ભાઈ ક્યાં છે ? **લક્ષ્મણ** ઉત્તર આપ્યો કે "ભાભી ! તેઓ રાજસભામાં ગયા છે, અને મને હુકમ કરતા ગયા છે કે, તમે આજે એમને રથમાં બેસારીને અરણ્યમાં વનલીલા જોવાને લઈ જજો.' **સીતા**ને **રામ**ની આજ્ઞા સર્વદા માન્ય હતી, તેથી મનમાં જરાપણ મુંઝાયા વિના **લક્ષ્મણ** સાથે રથમાં બેઠાં. પછી સારથિ ગંગા નદીની પડોશમાં આવેલા **વાલ્મીકિ**ના આશ્રમ તરફ નિર્જન વનમાં રથને હંકારી ગયો. ત્યાં ગયા પછી રથને ઉભો રખાવી, **લક્ષ્મણ** નીચે ઉતર્યા અને **સીતા**ને પણ નીચે ઉતરવાની પ્રાર્થના કરી **રામ**ની આજ્ઞાથી પોતે તેમને વનમાં મૂકી દેવા આવ્યા છે, એ વાત કહેતાં તેમનો કંઠ રુંધાઈ ગયો. **સીતા** રુદન કરતાં કરતાં રથમાંથી નીચે ઉતર્યાં, **સીતા**ની આંસુભરી સુંદર મુખશ્રીને નિહાળતાં. **લક્ષ્મણ**ના મનમાં અત્યંત ખેદ થયો. ખેદ સાથે તેના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તે પણ આંસુભરી આંખે **સીતા**ના મુખ સામું જોઈ રહ્યા.

થોડીવાર પછી ગર્ભના ભારથી મ્લાન થઈ ગયેલાં **સીતા** સાવધાન થઈને બોલ્યાં કે, 'મેં પૂર્વ જન્મમાં એવાં તે શાં પાપ કર્યાં હશે કે મારા પર ઉત્તરોત્તર વિપત્તિઓ આવ્યા કરે છે ? હા દૈવ ! હું આ નિર્જન વનમાં એકલી કેમ રહી શકીશ ? **રામ**ના વિયોગમાં મારા દિવસો કેમ જશે ?' પછી પોતાના પગમાં પડેલા અને શોકથી વિહ્વળ થઈ ગયેલા **લક્ષ્મણ**ને ઉઠાડી બોલ્યાં ; "વીરા **લક્ષ્મણ** ! તમે અયોધ્યામાં જઈને આ હીણભાગી **સીતા**નાવતી મારાં સાસુઓને પ્રણામ કહેજો તથા તમારા વડીલ બંધુ **રામ**ને પ્રણામ કરી મારી તરફથી કુશળ સમાચાર પૂછજો અને કહેજો કે, તમે મને લોકાપવાદના ભયથી તજી છે. મારે લીધે લોકોમાં તમારી નિંદા થઈ અને તમારાઉપર અપવાદ આવ્યો તે હું સારી

રીતે જાણું છું તથાપિ મારે તો એક તમારોજ આશ્રય છે. સ્ત્રીને પતિ એજ પરમ દૈવત છે, ને તેજ મારા જીવનનો મુખ્યધર્મ છે. તમે મારા વિયોગથી વિહ્‌વળ થઈ ગયેલા તમારા વડીલ બંધુ રામની સેવા કરજો અને મારા વિયોગના દિવસોમાં તેમને કોઈ પણ જાતનું ઓછું આવવા દેશો નહિ. જાઓ! વીરા લક્ષ્મણ જાઓ! રડો નહિ, મનુષ્યને પોતાનાં કર્મને આધીન થવાની જરૂર છે.” આમ કહેતાં કહેતાં પૂર્વનો વૈભવ યાદ આવતાં સીતા પાછાં મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડ્યાં. લક્ષ્મણ સીતાની ક્ષમા માગવા જતા હતા, પરંતુ સીતાને મૂર્ચ્છિત થયેલાં જોઇને તેનો શોક પણ ઉભરાવા લાગ્યો. લક્ષ્મણ માત્ર ડુસકાં ભરતા ભરતા પ્રણામ કરીને રથમાં બેઠા અને અયોધ્યા નગરીમાં આવ્યા.

થોડીવાર પછી સીતાને મૂર્ચ્છા વળી અને તે એક ઝાડની છાયાતળે બેસીને પોતાનીપર વીતેલાં અનેક દુ:ખોનો વિચાર કરવા લાગ્યાં. તે સમય વાલ્મીકિ મુનિના શિષ્યો, યજ્ઞનાં કાષ્ટો, દર્ભ તથા પુષ્પો લેવાને વનમાં આવ્યા હતા, સીતાપર તેમની નજર પડી. સીતાના અલૌકિક તેજે ઋષિકુમારોના મનમાં આશ્ચર્ય સાથે જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. ઋષિકુમારોએ સીતાની પાસે જઈ પૂછ્યું, ‘બહેન! તું કોણ છે અને અહિં અરણ્યમાં કેમ બેઠી છે?’ સીતાએ પોતાની માતાપિતાની અને પતિકુળની ઓળખાણ આપી અને વનમાં આવવાનું કારણ કહ્યું. પછી ઋષિકુમારોએ ધીરજ આપી. પછી પોતાનાં આશ્રમમાં લઈ જઈ ગુરુને તેમનું વૃત્તાંત કહી સંભાળાવ્યું. વાલ્મીકિ મુનિએ મોટા સત્કાર સાથે તેમને પોતાના આશ્રમમાં રાખ્યાં. સીતાને પુરા દહાડા હતા, તેથી થોડા સમયમાં તેમણે બે પુત્રને જિંડવે જન્મ આપ્યો. ઋષિએ આમાંના મોટાનું નામ લવ અને નાનાનું નામ કુશ પાડ્યું: તે બન્ને કુમારો શુકલ પક્ષના ચંદ્રની પેઠે દિવસે દિવસ વધવા લાગ્યા અને અગિયાર વર્ષના થયા કે, ઋષિની પાસેથી ઉપનયન સંસ્કાર લઈ ધનુર્વેદનો તથા બીજી વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યા. સીતા પણ વખતો વખત પોતાના પુત્રોને ધર્મની તથા નીતિની ઉપદેશાત્મક કથાઓ કહીને, તેમનાં મનને કેળવતાં હતાં. બન્ને પુત્રો કેટલાએક વર્ષોમાં ધનુર્વેદ શીખી મોટા પરાક્રમી યોદ્ધા થઈ ગયા.

**રામ** મહા જ્ઞાની અને એકપત્નીવ્રતધારી હતા. જેમ **સીતા**ને **રામ** પ્રાણસમાન પ્રિય હતા, તેમ **રામ**ને **સીતા** ઉપર પણ અથાગ વહાલ હતું. તેમણે માત્ર લોકનિંદાથી ડરીને તેમનો ત્યાગ કર્યો હતો, પરંતુ **સીતા** તેમના હૃદયમાંથી ખસ્યાં ન હતાં. **સીતા** જેમ **વાલ્મીકિ**ના આશ્રમમાં **રામ**ને માટે ઝુર્યાં કરતાં હતાં, તેમ **રામ** પણ રાજમંદિરમાં રાત્રિદિવસ **સીતા**ના નામની જપમાળ જપ્યા કરતા હતા. બન્નેનો આત્મા એક હતો, માત્ર ખોળિયાં જુદાં હતાં. **રામે** વિજોગમાં ઘણાં વર્ષ કાઢ્યા પછી પોતે કરેલી કેટલીએક હિંસાના દોષમાંથી મુક્ત થવા ઋષિઓ સાથે વિચાર કરી અશ્વમેધ નામનો મહાયજ્ઞ આરંભ્યો. યજ્ઞના ઘોડાને **લક્ષ્મણ**ની દેખરેખ નીચે દેશદેશ ફરવા મૂક્યો. ઘોડો ફરતો ફરતો **વાલ્મીકિ**ના આશ્રમમાં ગયો. તે વખતે **લવ** તથા **કુશ** બાર બાર વર્ષની ઉમ્મરના થયા હતા. તેઓ નિત્યના અભ્યાસથી બાણવિદ્યામાં કેળવાઈ ગયા હતા. તેઓએ ધનુષપર બાણ ચઢાવી ઘોડાને આશ્રમના દ્વાર આગળથી જતાં અટકાવી દીધો, એટલે બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયું. **લક્ષ્મણ**ની સેનાએ **લવ** તથા **કુશ** ઉપર મારો ચલાવવા માંડયો, પણ તેથી કંઈ **લવ** તથા **કુશ** નમી પડ્યા નહિ. તેઓએ પણ સામા બાણો મારીને શત્રુઓને ઉત્તર આપ્યો. બંને વચ્ચે રોમાંચ ઉભાં થાય એવું યુદ્ધ થયું. છેવટ **રામ**ને પણ ત્યાં આવવું પડયું. **લવ** તથા **કુશ**ના મુખની આકૃતિ અને પરાક્રમ જોઇને **રામ**ના મનમાં પુત્રવાત્સલ્ય અંકુરિત થયું. કેટલાએક સંકલ્પ વિકલ્પો થયા પછી **રામ**ના મનમાં ખાતરી થઈ કે, આ બન્ને મારા પુત્રો છે, રઘુવંશના કુમારો વિના આવું ક્ષાત્રતેજ બીજે કયાં હોય? આમ સંકલ્પવિકલ્પમાં **રામ** રોકાયા હતા, એટલામાં તો **લવ** અને **કુશે** **રામ**ચંદ્રનું નામ સાંભળી વિનયથી તેમની પાસે જઈ ચરણમાં પ્રણામ કર્યાં. વિનયસાથે તેમને **લક્ષ્મણ**ને અને બીજા તેમના પરિવારને પોતાના આશ્રમમાં તેડી ગયા. ત્યાં **વાલ્મીકિ**ના ચરણમાં પ્રણામ કરી **રામ** તથા **લક્ષ્મણ** બેઠા, એટલામાં **રામ**ના વિયોગથી હાડકાંનો માળો થઈ ગયેલાં **સીતા** પણ પોતાની પર્ણકુટીમાંથી બહાર આવ્યાં અને **રામ**ના ચરણમાં પ્રણામ કરી **લક્ષ્મણ**ને આશીર્વાદ દઇને ઉભાં રહ્યાં. પછી મુનિ **વાલ્મીકિ**એ **સીતા**ના પ્રસવસંબંધી સર્વ વાત **રામ**ને કહી સંભળાવી. ધન્ય છે સતી

શિરોમણિ **સીતાને**, કે જેમણે પતિના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખીને પોતાની ઉપર આવી પડેલી વિપત્તિઓની સામે ટક્કર લીધી. મનુષ્ય ઉપર વિપત્તિ આવે ત્યારે તેણે તેની સામે થઈ પોતાના સત્યથી ચળવું નહિ. એથી પરિણામે તેનો વિજય થાય છે. બહેનો! આપણાં સતી શિરોમણિ **સીતાના** ઉપર દુઃખ પડવામાં બાકી રહ્યું ન હતું, તોપણ તેમણે પતિભક્તિપર અચળ શ્રદ્ધા રાખી છેવટ સુધી દુઃખ સહન કર્યું હતું; પરિણામે તેમનો વિજય થયો અને આજે પણ લોકો તેમની મહાસતી તરીકે પૂજા કરે છે.

---

# સુમિત્રા.



સુમિત્રા અયોધ્યાપતિ દશરથનાં ત્રીજી ભાર્યા હતાં, તેમણે લક્ષ્મણ અને શત્રુઘ્ન જેવા બે સદ્‌ગુણી પુત્રરત્નોને જન્મ આપ્યો હતો. સુમિત્રા પતિને વહાલાં પતિવ્રતા સ્ત્રી હતાં. દશરથરાજા બીજી રાણીઓ કરતાં કેકયીના ઉપર અધિક પ્રેમ રાખતા હતા, છતાં સાધારણ સ્ત્રીની પેઠે સુમિત્રા તેમને દ્વેષી આંખથી જોતાં નહોતાં. 'પોતાના પતિરૂપ દેવતાને તે સદા પ્રેમભક્તિથી ભરેલી નજરે જોતાં હતાં. તેમનાં બીજાં પણ સુશીલપણાનાં ઘણાં લક્ષણો હતાં. રામ અને ભરત તેમની શોકયના પુત્ર હતા છતાં સુમિત્રા તેમની ઉપર પોતાના પુત્રો પ્રમાણેજ સ્નેહ અને મમતા રાખતાં હતાં. તેમનાજ શિક્ષણથી લક્ષ્મણ તથા શત્રુઘ્ન ઉત્તમ ગુણવાળા થયા હતા. વળી સુમિત્રા શોકયો ઉપર પણ સગી બહેનોના અથવા તો સહિયરોના જેટલી પ્રીતિ રાખતાં હતાં. તેમના ઉત્તમ વિચાર, તેમની નમ્રતા અને ધર્મ ઉપર પ્રીતિ વગેરે સદ્‌ગુણોથી કૌશલ્યા તેમને ચહાતાં હતાં. વિનય, સરળતા, સુશીલપણું, સર્વ તરફ સમભાવ, વાત્સલ્ય વગેરે કેટલાક ગુણોને લીધે સ્ત્રીઓ પિતાના તથા પતિના કુળમાં પ્રીતિપાત્ર થાય છે. પરંતુ શોકયની આગળ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ થવું, એ સૌ કરતાં વિશેષ ઉચ્ચ ગુણોનું પરિણામ છે. આ ઉપરથી સુમિત્રાના ઉત્તમ ચરિત્રની ખુબી જણાય છે.

સુમિત્રાના ઉત્તમ જીવનની ઓળખાણુ તેમના પુત્ર લક્ષ્મણના જીવનથી થઈ શકે છે. મોટા ભાઈ તરફ અત્યંત માન તથા અનુપમ સ્નેહ, સત્ય ઉપર પ્રેમ, જિતેન્દ્રિયપણું, ત્યાગ, દયા, નિડરપણું અને વિનય ઈત્યાદિ દેવતાઈ સદ્દગુણોથી તે ભરપુર હતા, જે ગુણો નરદેવતા લક્ષ્મણ પોતાની માતા સુમિત્રા પાસેથી શીખ્યા હતા. સુમિત્રા પુત્રને કેવી જાતનું અપૂર્વ શિક્ષણ આપતાં હતાં, તેનું વર્ણન નીચેના બનાવપરથી સમજાશે. જ્યારે દુષ્ટ મંથરાની ખરાબ સલાહથી કૈકયી ક્રૂર થઈ, અયોધ્યાની આશાને તોડી દશરથને મારવા તૈયાર થઈ, જ્યારે રામચંદ્ર પિતાનું વચન પાળવા વનમાં જવાને તૈયાર થયા, જ્યારે દશરથના વિલાપથી અયોધ્યાની પ્રજા હાહાકાર કરી ઉઠી અને કૌશલ્યાના રોવાથી અયોધ્યા નગરી મહાશ્મશાન જેવી થઈ પડી, ત્યારે સુમિત્રાએ શું કર્યું? તે પણ કૌશલ્યાના જેવી મમતા બતાવનાર માતા હતાં પરંતુ શોકયના બોલવાથી વ્યાકુળ ન થતાં વનમાં જવાને તૈયાર થયેલા પુત્રને તે વખતને અનુસરતું શિક્ષણ તથા સદુપદેશ આપવા લાગ્યાં. તેમણે પોતાના વહાલા પુત્ર લક્ષ્મણને કહ્યું કે "લક્ષ્મણ! તું મને ઘણોજ વહાલો છે, તોપણ મોટા ભાઈ રામ સાથે વનવાસ જવાની હું તને આજ્ઞા આપું છું. એ તારો મોટો ભાઈ થાય છે, માટે તેની આજ્ઞામાં વર્તવું. મોટાની આજ્ઞા પાળવી, એ નાનાનો ધર્મ છે. વડીલની આજ્ઞા પાળવી ને તેઓને માન આપવું, એ રઘુવંશના કુમારનું કર્તવ્ય છે. **તું હમણાં રામને પિતા, સીતાને માતા, અને વનને અયોધ્યા માનજે.** પુત્ર! હવે સુખેથી જાઓ." આ વાકયો સુમિત્રાના ઉદાર મનની ઓળખાણ આપે છે. આવી ભારે વિપત્તિમાં પણ આવી ધીરજ, આવું સ્થિરપણું, આવી સહનશીલતા અને આવું કર્તવ્યજ્ઞાન, એ સર્વ તેમની મહત્તાની પરિસીમા છે. તેમનું ચરિત્ર દૈવી હતું ને લક્ષ્મણ આવી માતાના પુત્ર હતા, તેથી મનુષ્યજાતિમાં જન્મ્યા છતાં દેવતા કહેવાય છે. લક્ષ્મણની પેઠે શત્રુઘ્ન પણ દેવના જેવાં ચરિત્રવાળા હતા.

મનુષ્યના જીવનનું ઉચ્ચપણું, સત્ય ધર્મપર પ્રીતિ રાખવામાં રહેલું છે. સુમિત્રા સત્ય ધર્મપર પ્રીતિવાળાં હતાં. રામ, લક્ષ્મણ અને સીતા વનમાં

ગયાં ત્યારે શોકાતુર દશરથ રામના શોકથી મરવા જેવા થઇને કૌશલ્યાના ઓરડામાં પડયા હતા. તે વેળાએ કૌશલ્યા પણ શોકથી બેશુદ્ધ થઈ ગયેલાં હતાં. આવા દારુણ શોકને સમયે પુત્રને વનવાસ કાઢ્યાથી દુઃખ પામતાં કૌશલ્યાને સુમિત્રાએ નમ્રતાથી કહ્યું કે—આર્યે! રામ સર્વગુણસંપન્ન છે, તેને વિપત્તિ પડવાનો સંભવ નથી, માટે તમે દીન ભાવથી રોવાનું ને વૃથા શોક કરવાનું છોડીદો. જુઓ! તમારો રામ સત્યવાદી છે, પિતાનું વચન પાળવા માટે રાજ્ય છોડી વનમાં જાય છે. સનાતન ધર્મમાં તેનો પ્રેમ છે, તેથી તેને માટે શોક કરવો યોગ્ય નથી. દયાળુ અને નિષ્પાપ લક્ષ્મણ પિતા પ્રમાણે તેની સેવા કરશે. જાનકી અરણ્યવાસનું દુઃખ સારી પેઠે જાણ્યા છતાં રામની જોડે ગયાં છે. હે દેવિ! હવે તમે શોક કરો નહિ. રામનું કોઈ પણ પ્રકારે અશુભ થવાનો સંભવ નથી. હે આર્યે! તમારે તો બીજા બધાઓને ધીરજ આપવી જોઇએ. તેને બદલે તમે ગભરાવ છો એ શું યોગ્ય છે?

જેવો કૌશલ્યાને શોક થયો હતો, તેવોજ સુમિત્રાને પણ થયો હતો. પરંતુ શોકને સમયે પણ તેનો માતૃભાવ તથા પતિ ઉપરનો દૃઢ પ્રેમ જરા પણ ઓછો થયો નહોતો, ઉલટો વધારે પ્રબળ થયો હતો. એવી અવસ્થામાં સુમિત્રાએ કૌશલ્યાને કહ્યું કે—“જુઓ, તમારો રામ સત્યવાદી છે. તે પિતાના વચનનું સત્ય રાખવા માટે રાજ્ય છોડીને વનમાં ગયો છે.” આ વાકયથી સુમિત્રાની શોકયના પુત્ર રામ પ્રતિ સંપૂર્ણ પ્રીતિ જણાઈ આવે છે. સુમિત્રા પતિવ્રતાસ્ત્રીઓમાં શ્રેષ્ઠ ગણાય છે. જે સ્ત્રી અનંત કષ્ટો વેઠીને પણ સ્વામીના કર્તવ્ય કર્મ માટે સહાયતા આપે છે ને પોતાની વેદનાને છુપાવે છે, તે સ્ત્રી ઉત્તમ છે. વળી જે સ્ત્રી પોતાના પુત્રના દુઃખદાયક દેશવટાના સમયમાં પણ સ્વામીના ચિત્તને શાંત કરવા તે વેળાએ જે સાંભળવાથી સ્વામીના મનમાં જરાક શાંતિ થાય એવું કરી શકે છે, તે ઉત્તમ સ્ત્રી ગણાય છે. સુમિત્રા આવીજ એક ઉત્તમ સ્ત્રી હતી અને તેથીજ તે અયોધ્યાની રાજરાણી થવાને તથા રવિના કુળની મહારાણી થવાને યોગ્ય હતી.

---

# ભામતી.



શ્રીમત્ શંકરાચાર્યના ભાષ્ય ઉપર ટીકા કરનાર સમર્થ વિદ્વાન્ વાચસ્પતિમિશ્રને **ભામતી** નામે વિદુષી અને શીલસંપન્ન સ્ત્રી હતી. જેવા વાચસ્પતિ વિદ્વાન્ અને ધર્મપરાયણ હતા, તેવીજ **ભામતી** તેમને સહાય કરવામાં પોતાનું કર્તવ્ય સમજનાર સ્ત્રી હતી. રાત દહાડો પઠન પાઠનમાં લીન રહેનારા વિદ્વાનો અને કવિઓ પોતાની કર્તવ્યતામાં એવા તો એકતાર થઈ જાય છે કે, તેમને પોતાની આગળ પાછળ બનતા મોટા મોટા બનાવોની પણ ખબર રહેતી નથી. અરે, એટલુંજ નહિ, પણ તેઓ રસના એકતારમાં કોઈવાર પોતાને પણ ભૂલી જાય છે. વાચસ્પતિમિશ્ર આવી જાતના વિદ્વાન હતા. એક વખત વાચસ્પતિમિશ્ર શાંકરભાષ્ય ઉપર ટીકા લખવાના કામમાં એવા તો તલ્લીન થઈ ગયા હતા કે, રાત્રિ દિવસ પોતે શું કરે છે? ક્યાં રહે છે? ક્યાં જમે છે? અને ક્યાં નિદ્રા કરે છે? તેની પણ તેમને ખબર રહેતી નહોતી. ભાષ્યનો વિચાર કરવામાં, અન્ય ગ્રંથોમાંથી ઉદાહરણો શોધી કાઢવામાં અને પોતાની ટીકાનો અવિચ્છિન્ન પ્રવાહ ચલાવવામાંથી તેમનું મન એક ક્ષણ પણ નવરૂં પડતું ન હતું.

આ વખતે તેઓ પોતે જુવાન હતા અને **ભામતી** પણ નવાંજ સાસરે આવેલાં નવવધૂ હતાં. એ દંપતી રાત્રિ દિવસ સાથે વસતાં, પરંતુ વાચસ્પતિમિશ્ર શાસ્ત્ર વિચારવામાં ઉપર જણાવ્યું તેમ એવા તો તલ્લીન રહેતા હતા કે, તેમને પોતાની સાથે કોણ રહે છે, તેનું ભાન ન હતું. રાત્રિએ શયનગૃહમાં જ્યારે તેઓ ભાષ્યની ટીકા લખતા ત્યારે **ભામતી** તેમને લેખન સાહિત્ય પુરાં પાડતાં અને વચમાં મુશ્કેલી આવતાં વાચસ્પતિ કંઈ શંકા ઉપર તેમને પ્રશ્ન કરતા તો પોતે યોગ્ય ઉત્તર આપતાં. વાચસ્પતિમિશ્ર **ભામતી**ને પોતાના સહાધ્યાયી મિત્ર સમજતા હતા. **ભામતી** લજ્જાળુ, વિનયી, નમ્ર અને સુશીલ હતાં તેથી પોતે કદીપણ સંસારસંબંધી કંઈ બોલતાં નહિ. પતિ એજ પરમેશ્વર, એવી દૃઢ માન્યતાવાળાં, પતિના મોટા કાર્યમાં રખેને સંસાર માંડતાં વિક્ષેપ થાય, એવા

ભયથી પોતાની મનોવૃત્તિઓને માર્ગ સુદ્ધાં આપતાં ન હતાં. એ ટીકા કરતાં કરતાં **વાચસ્પતિમિશ્ર**નું અને **ભામતી**નું યૌવન પુરૂં થયું અને પ્રૌઢ ઉમ્મર થઈ પણ પતિએ પત્નીને મિત્ર સમાન જોયા કરી અને પતિવ્રતા **ભામતી**એ પતિને શાસ્ત્રાભ્યાસમાં વિક્ષેપ થાય, એવા ભયને લીધે સંસારની સૂચના સુદ્ધાં કરી નહિ.

યૌવન ઉતરી ગયું અને ભાષ્ય ઉપરની ટીકા પુરી થવા આવી, તેવામાં એકવાર મધ્યરાત્રિને સમયે એકાંત શયનગૃહમાં નિરંતર થતા ઉજાગરાઓને લીધે **ભામતી**ની આંખ મળી ગઈ. જે દીવાને અજવાળે **વાચસ્પતિમિશ્ર** ટીકા લખે જતા હતા, તે દીવો દિવેલ ને દિવેટ ખુટવાથી નિસ્તેજ થઈ ગયો, અંધારૂં થયું અને કલમ અટકી ત્યારે **વાચસ્પતિમિશ્રે** ઉંચું જોયું અને તે વખતેજ મોટા આશ્ચર્યથી તેમણે **ભામતી**ને નિદ્રાળુ જોઈ. તેઓ તેના સામું જોઈને ચમકયા. ઘણે વર્ષે તેને પોતાની સ્ત્રી જાણીને પ્રસન્ન અંતઃકરણે બોલ્યા કે, "હે સુંદરિ ! તને ધન્ય છે! તેં મને જિત્યો છે અને મારા શ્રમને તેં સફળ કર્યો છે. આ ટીકા, કે જે મેં તારી અપૂર્વ સહાય અને અનન્ય ગુણને લીધે પુરી કરી તે હું તારાજ નામથી બહાર પાડું છું. આમ કહી તેમણે એ ટીકાનું નામ "**ભામતી**" પાડયું અને **ભામતી**નો બહુ આભાર માન્યો.

**ભામતી**એ પોતાને ઉંઘ આવવા માટે ક્ષમા માગી, બે હાથ જોડી કહ્યું કે "હે પ્રાણેશ્વર ! આ સંસારનાં ઉપર ઉપરથી રમણીય લાગતાં ક્ષણિક સુખો કરતાં મેં આપના જ્ઞાનમય કાર્ય સાથે રહીને બહુ સુખ ભોગવ્યું. મને હવે બીજા સુખની અભિલાષા નથી. આપની વાણીના પવિત્ર જ્ઞાનમય પ્રવાહમાં સ્નાન કરતી હું, આ સંસારસાગરને તરી ગઈ છું."

**વાચસ્પતિ** બોલ્યા—"ધન્ય છે સુહાગણ ! તને ધન્ય છે—! તેં મારા આવા મોટા દોષને ગણકાર્યો નથી અને ઉલટો ગુણ લીધો છે. તારા જેવી પતિપરાયણ, પતિસહાયક અને પતિરંજક સ્ત્રીઓને ધન્ય છે."

**ભામતી** બોલ્યાં–"હે નાથ! અતિ વિનયનું શું પ્રયોજન છે? કેટલાએક દોષ કહેવાતા છતાં પણ મોટા ગુણરૂપ હોય છે અને તેથીજ લોકો તેને વખાણે છેઃ—

**दोषमपि गुणवति जने दृष्ट्वा गुणरागिणो न खिद्यन्ति ।**
**प्रीत्यैव शशिनि पतितं पश्यति लोकः कलंकमपि ॥**

ચંદ્રમામાં પડેલું કલંક લોકો જેમ પ્રીતિથી જુએ છે, તેમ ગુણને ચહાનારા માણસો ગુણવાન્ મનુષ્યનો દોષ જોઇને પણ ખેદ કરતા નથી. આપમાં મેં દોષ જોયો નથી અને હું આપ સાથે વસતાં બહુ આનંદ પામી છું.”

**ભામ**તી પોતે વિદુષી હતાં અને તેમણે કલ્પતરુ નામના ગ્રંથ ઉપર વ્યાખ્યા કરેલી છે, એમ બુલર સાહેબ જણાવે છે. આવી લોકોત્તર ગુણશાળી સ્ત્રીઓવડેજ ભારતવર્ષની કીર્તિ અદ્યાપિ દિગંતમાં ગાજી રહીછે. ભવિષ્યમાં માતા થનારી બાળાઓ જો **ભામ**તીની પેઠે સદ્વિદ્યા ઉપર પ્રીતિ રાખે અને પોતાના પતિને સંસારના અને ધર્મના કાર્યમાં સહાયતા આપે તો ભારતવર્ષનો ઉદય થાય !

---

# અરૂન્ધતી.



તપસ્વિની અરુંધતી મહાત્મા વસિષ્ઠનાં પત્ની હતાં. તે નિત્ય પતિ સાથે રહીને પતિસેવા રૂપ વ્રત કર્યા કરતાં હતાં. દિવ્ય તપના પ્રભાવથી હજારો ઋષિઓ અને ઋષિપત્નીઓ તેમના ચરણનું વંદન કરતાં હતાં. પતિ સાથે તીર્થયાત્રા કરતાં એક વખત મોટો દુષ્કાળ પડ્યો અને સર્વ ઠેકાણે અન્ન ખૂટી ગયું. અરુંધતી એ દુકાળમાં પતિની સાથે તીર્થાટન કરતાં હતાં.

બીજા અત્રિ વગેરે ઋષિઓ સાથે હતા. તે સમયે વસિષ્ઠ અને અરુંધતી ઉપવાસો કરીને પોતાના દિવસો કાઢતાં હતાં, તે વાતની વૃષાદર્ભિ નામના રાજાને ખબર પડી. તે રાજાએ અરુંધતીને અને તેમના પતિને અન્ન તથા પુષ્કળ ધન આપવા માંડયું પરંતુ અરુંધતીએ તે લેવાની ના પાડી, એટલે રાજાએ કરગરીને કહ્યું કે માજી! તમે ઘણા દહાડાનાં ભૂખ્યાં છો, માટે મારું અન્ન સ્વીકાર કરી મને કૃતાર્થ કરો. અરુંધતી ઘણા દિવસના

ઉપવાસથી કૃશ થઈ ગયાં હતાં. તેમણે ઉત્તર આપ્યો કે, રાજાનો પ્રતિગ્રહ અર્થાત્ રાજાનું દાન મધના જેવું મધુર લાગેછે પરંતુ તેથી પરિણામે લેનારને નરક ભોગવવું પડેછે. ધર્મ કરવા માટે ધનનો સંગ્રહ કરવો એ એક પક્ષ છે, પરંતુ તેના કરતાં પણ તપનો સંગ્રહ ઉત્તમ છે. અમને તમારૂં કંઈપણ જોઈતું નથી. એમ કહી તે ત્યાંથી આગળ ચાલવા લાગ્યાં. રાજાએ પાછળથી દૂતો મોકલી તેમને ધન તથા ધાન્ય લેવાને લલચાવ્યાં પરંતુ ઋષિપત્ની ડગ્યાં નહિ, તેમણે તપનો નાશ કરનાર ધનની બીલકુલ દરકાર કરી નહિ. રાજાએ એક કૃત્યા ઉત્પન્ન કરી તે દંપતીને મારી નાંખવાને મોકલી. તે વસિષ્ઠ અને અરૂંધતીની પાછળ પાછળ ગઇ. આ વખતે અરૂંધતી ભૂખ્યાં અને તરસ્યાં પતિ સાથે વનમાં ફરતાં હતાં. તેઓ ફરતાં ફરતાં એક તળાવડી ઉપર જઈ ચઢયાં, જ્યાં પેલી કૃત્યા તેમની વાટ જોતી બેઠી હતી. અરૂંધતી તળાવડી તરફ જવા લાગ્યાં તે સમયે પેલી કૃત્યાએ તેમને અટકાવીને પૂછયું કે બાઇ! તારૂં નામ શું તે મને કહે? પછી ખુશીથી પાણી પીવા માટે જજે. અરૂંધતી કૃત્યાનું કર્તવ્ય જાણી ગયાં. તેમણે પોતાનું નામ એવી રીતે કહ્યું કે જેથી પેલી કૃત્યા તેમનું નામ સ્પષ્ટ રીતે જાણી શકી નહિ, તેથી તેમને જવાની રજા આપી. વસિષ્ઠે પોતાનું નામ ગુચવણ ભરી રીતે કહ્યું તેથી તેમને પણ કૃત્યાએ જવાની રજા આપી. પછી વસિષ્ઠ અને અરૂંધતી બન્નેએ વાવમાં સ્નાન કરી પાણી પીધું તથા કમળનાં નાળ ખાઇ ક્ષુધાને શાંત પાડી.

ક્ષુધા સહન કરી પરંતુ રાજાના દાનની દરકાર કરી નહિ. અરૂંધતીનો આ ટેક જોઇને ઇંદ્ર પ્રસન્ન થયો. તે પતિપત્ની સદેહે સ્વર્ગમાં ગયાં. અરૂન્ધતી પોતાનાં સાસુ તથા સાસરાની સેવામાં રાત્રિ દિવસ પરાયણ રહેતાં હતાં, દરેક કોઈ વસ્તુ સર્વને વહેંચી આપ્યા પછી પંડે તેનો ઉપયોગ કરતાં હતાં. પ્રાણીઓ તરફ દયા, પરગજુપણું, વડીલો તરફ શ્રદ્ધા, ભક્તિ, અને પોતાથી નાની વયનાં હોય તેમની તરફ પ્રીતિ રાખતાં, આ સર્વ ગુણો તેમનામાં અનુપમ હતા.

---

## અનસૂયાનું સતીત્વ.



બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, છ છ મહિનાના બાલકો બની ગયા.

પૃ. ૫૭.

Lakshmi Art, Bombay.

# અનસૂયા.



કર્દમ ઋષિને દેવહૂતિ નામે સ્રીથી અનસૂયા નામની એક પુત્રી અને કપિલ નામે એક મહાત્મા પુત્ર થયો હતો. કપિલ સાંખ્યશાસ્ત્ર રચીને મોટા તત્ત્વવેત્તા તરીકે જગતમાં પ્રખ્યાત થયા છે. તેમણે બિન્દુસરોવરના તીર ઉપર તેમની માતાને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરીને તેનો ઉદ્ધાર કર્યો હતો. અનસૂયા પોતાના તત્ત્વજ્ઞાની ભાઈ સાથે વિદ્યાભ્યાસ કરવામાં તથા ઇતિહાસ પુરાણની કથા સાંભળવામાં રાત્રિદિવસ મગ્ન રહેતાં હતાં. તેમના પિતાએ તેમને અત્રિ જેવા મહાન્ ઋષિ સાથે પરણાવ્યાં હતાં. અનસૂયાએ પરણીને સાસરે ગયા પછી, વડીલ જનોની સેવા કરીને, પતિને વ્યાવહારિક અને ધાર્મિક કાર્યોમાં સહાય કરીને તથા સુખદુઃખોને સહન કરીને, પોતાનાં અનસૂયા (ઇર્ષા નહિ કરનાર) નામને સાર્થ કર્યું હતું. સવારમાં સંધ્યાવંદન તથા સેવા પૂજાનાં પાત્રોને માંજીને સાફ રાખવાં, અગ્નિહોત્રનાં સાધનો તૈયાર રાખવાં, હોમસમયે પતિને સર્વ પ્રકારની સહાય આપવી, પુષ્પાદિકના હાર બનાવીને પૂજાની વખતે તૈયાર રાખવા, નિયમ પ્રમાણે ભોજન વગેરે તૈયાર કરવાં તથા વ્યાવહારિક બાબતો તરફ ધ્યાન આપવું, વગેરે ઘરનો સર્વ કાર્યભાર અનસૂયાએ પોતાને માથે ઉપાડી લીધો હતો. ઘરનાં કામકાજોમાંથી પરવાર્યા પછી તે પતિસેવામાં ગુંથાતાં. અલૌકિક પતિસેવાથી આખું જગત્ તેમનાં પાતિવ્રત્યને વખાણવા લાગ્યું. પતિથી પહેલાં ઉઠવું, પતિના સુતા પછી સુવું, તેમને નવરાવીને નહાવું, તેમને જમાડીને જમવું વગેરે નિયમો તે પાળતાં. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ તેમની આવી અલૌકિક પતિભક્તિ જોઇને આશ્ચર્યમાં પડી ગયા. એક વખત જ્યારે અત્રિઋષિ આશ્રમમાંથી બહાર ગયા હતા ત્યારે અનસૂયાની પરીક્ષા કરવા માટે તેમના આશ્રમમાં આવી, અનસૂયાને પ્રણામ કરીને તેઓ બેઠા. પતિને વિષે ઇશ્વરબુદ્ધિ રાખનારાં અનસૂયાએ તે ત્રણેય દેવોને આવકાર આપીને બેસાડ્યા. તેઓના સાક્ષી જેવી ધર્મમય દૃષ્ટિથી જોયું કે, પરીક્ષા કરવા માટે આવેલા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છ છ મહિનાના બાળકો બની ગયા. અનસૂયાએ તે ત્રણે દેવતાઓને ઝોળીમાં સુવાડ્યા.

અત્રિમુનિ એટલામાં આશ્રમમાં આવ્યા અને જુએ છે તો ત્રણેય બાળકોને ઝોળીમાં સુતેલા દીઠા. ઋષિએ ધ્યાન ધરીને જોયું તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પોતાની સ્ત્રી અનસૂયાની પરીક્ષા કરવા આવ્યા હતા, તે તેમની દૃષ્ટિ પડવાથી, છ છ મહિનાના બાળકો થઈ ગયેલા જાણવામાં આવ્યું.

પછી અત્રિ ઋષિએ તે ત્રણે દેવોને બાળભાવમાંથી મુક્ત કર્યાં અને તેઓ અનસૂયાનાં ચરણકમળમાં મસ્તક નમાવી, સતીના સત્યનાં વખાણ કરતા પોતપોતાના લોકમાં ગયા.

કેટલોક કાળ વીત્યા પછી એક વખત મોટો દુષ્કાળ પડ્યો. ઉપરા ઉપરી વરસાદ નહિ વરસવાથી નદી, વાવ, કુવા તળાવ વગેરે નવાણો સુકાઈ ગયાં. મનુષ્યો તથા પશુ પંખીઓ અન્નપાણીને અભાવે મરણ પામવા માંડયાં. મોટાં નગરો, ગામો અને આશ્રમો ઉજડ થઈ ગયા. આવી ભયંકર સ્થિતિ જોઈ, અત્રિઋષિના મનમાં અત્યંત ખેદ થયો. લોકોનું દુઃખ નજરે ન જોઈ શકવાથી સમાધિ ચઢાવી પરમાત્માના ધ્યાનમાં પડ્યા. અનસૂયા તે સમયે સમાધિમાં બેઠેલા પોતાના પતિને કોઈ જાતનું દુઃખ ન થાય, એટલા માટે ટાઢ, તડકો તથા ભૂખ તરસ વેઠી રાત્રિદિવસ એક ચિત્તથી તેમની સેવા કરવા લાગ્યાં. આમ સેવા કરતાં કરતાં સો વર્ષનો દુષ્કાળ નીકળી ગયો, પરંતુ સો વર્ષ ક્યાં ગયાં, તે અનસૂયાને જણાયું નહિ.

સો વર્ષમાં એક વરસ અધુરૂં હતું, તે વખતે અત્રિઋષિએ સમાધિમાંથી જાગ્રત થઈ પીવા માટે પાણી માગ્યું. અનસૂયા પતિ પાસે પડેલું કમંડલ લઈ પાણી લેવા આશ્રમની બહાર નીકળ્યાં ને પાસેની વાવમાં ઉતર્યાં પરંતુ તેમાં જળ નહતું, બીજા જળાશય ઉપર ગયાં, તો ત્યાં પણ પાણી મળે નહિ! આમ સર્વે નવાણોમાં ફરી વળ્યાં પરંતુ બધાં પાણી વિનાનાં જણાયાં. અનસૂયા અકળાઇને બોલ્યાં કે, "આજ દિવસ સુધી આ નવાણો પાણીથી ભરેલાં હતાં અને આજે એકાએક કેમ સુકાઈ ગયાં? આજે સો વરસે પણ મારા પતિની ઇચ્છા સફળ કરવાને હું નિષ્ફળ નીવડીશ? અરેરે દૈવ! આ શો ગજબ!" આમ વિમાસણ કરતાં સૂર્યના તાપથી ધખધખી રહેલા રણમાં પાણીને માટે આમ તેમ ભટકવા લાગ્યાં. રાત્રિદિવસ પતિની

સેવામાં એક ચિત્ત રહેવાથી જગતમાં શું બને છે, તેની તેમને બીલકુલ ખબર ન હતી. સો વર્ષનો દુષ્કાળ પડવાથી કોઈ ઠેકાણે જળનું નામ સુદ્ધાંત રહ્યું નહતું, મનુષ્યો તથા પક્ષીઓ અન્નપાણીને અભાવે ટળવળીને મરણ પામ્યાં હતાં, તે વાત પતિભક્તિપરાયણા અનસૂયાથી અજાણી હતી. પાણીની આશાએ રણમાં આમ તેમ ઘણે ઠેકાણે તે રખડ્યાં. પતિવ્રતા અનસૂયાને પાણી માટે ભટકતાં જોઇને પતિતપાવિની ગંગાએ અણચિંત્યાં તેમને દર્શન આપી કહ્યું કે, "બહેન! તમે પતિની સેવા છોડીને કયાં જાઓ છો?" અનસૂયા પાણી ન મળવાથી ગભરાઈ ગયાં હતાં, તેથી ઉભાં નહિ રહેતાં ચાલતાં ચાલતાં બોલ્યાં કે, "બહેન! હું મારા સ્વામીને માટે પાણી લેવાને જાઉંછું. આપ આશ્રમમાં પધારો! હમણાં હું ત્યાં આવું છું!" ગંગાદેવી અનસૂયાનાં વચન સાંભળી બોલ્યાં કે, "હે સતિ! તમે કયાંથી પાણી લાવશો? સો વર્ષ થયાં સુકો દુષ્કાળ ચાલે છે, સો સો ગાઉમાં કહિંએ તમને પાણી મળશે નહિ. તમે વૃથા ફાંફાં મારશો." "પાણી મળશે નહિ," આ શબ્દો અનસૂયાને વજ્ર જેવા વસમા લાગ્યા કારણ કે, તેમના પ્રાણપતિ આજે સો વર્ષે સમાધિમાંથી ઉઠ્યા હતા અને તેમની તૃષા છિપાવવાને અનસૂયા જળ માટે ફાંફાં મારતાં હતાં. ગંગાનું વચન સાંભળતાંજ તે તરત મૂર્છિત થઈ ગયાં. ભાન આવ્યા પછી ઇશ્વરની પ્રાર્થના કરતાં બોલ્યાં કે, "હે વિશ્વંભર! મેં જો આજ દિવસ સુધી મારા પતિની મન, વાણી અને કાયાવડે એકચિત્તથી સેવા કરી હોય, તો તે સત્યને આધારે મને આ કમંડલ જેટલું પાણી આપવાની કૃપા કરજો! મારા સ્વામીએ આજે સો વર્ષે મને પાણી લાવવાની આજ્ઞા કરી અને તે આજ્ઞા પણ જો મારાથી પાળી શકાય નહિ તો પછી મેં આજ દિવસ સુધી કરેલી સેવા નિષ્ફળ જાય." આમ કહીને અનસૂયા રડવા લાગ્યાં, તે જોઇને પતિતપાવિની ગંગાદેવીએ તેમને ધીરજ આપી કહ્યું કે, "હે સતી શિરોમણિ અનસૂયા! ગભરાવ નહિ! તમે અહિંજ એક ખાડો ખોદો, એટલે તેમાંથી પાણી નીકળશે. હું પોતે ગંગાદેવી છું ને તમારા પતિવ્રતનો મહિમા સાંભળીને, તમારાં દર્શન કરવા આવી છું. 'ગંગાદેવી છું,' આ શબ્દ સાંભળતાં અનસૂયા હરખાઈ તેમના ચરણમાં પડ્યાં. પછી ખાડો

ખોધો કે, અમૃતના જેવું મીઠું પાણી નીકળયું. **અનસૂયાએ** તેમાંથી કમંડળ ભરી લીધું અને આશ્રમ તરફ જતાં જતાં બોલ્યા કે, "પતિતપાવિની દેવીગંગા! મારા પતિ આપનાં દર્શન કરવા માટે આવે, ત્યાંસુધી આપ અહિંજ રહેજો. અથવા અમારા આશ્રમમાં પધારો." ગંગા બોલ્યાં, "હે સતિ! હું તમારા પતિ આવે ત્યાં સુધી અહિં રહેવાને રાજી છું, પરંતુ તેની સાથે એક સરત કરવાને ઇચ્છું છું, તે એ છે કે, તમે આજ દિવસ સુધી પતિની જે સેવા કરી છે, તેમાંથી માત્ર એક વર્ષનું પુણ્ય મને આપવાની કૃપા કરશો તો હું રહેવાને રાજી છું." 'તથાસ્તુ' એમ કહીને **અનસૂયાએ** ગંગાજીની માગણી માન્ય કરી અને આશ્રમમાં જઇ **અત્રિમુનિને** પાણી આપ્યું. **અત્રિઋષિ** પાણી પીને તૃપ્ત થયા. તે બોલ્યા કે, "હે સતી! સો વર્ષના સુકા દુકાળમાં તમે કયાંથી પાણી લાવ્યાં?" **અનસૂયાએ** સર્વ વાત કહી સંભળાવી, એટલે તે પોતાની વાટ જોતાં ગંગાજીનાં દર્શન કરવાને ગયા. ગંગાનાં દર્શન કરીને તે બોલ્યા કે, "હે પતિતપાવિની દેવીગંગા! આપે મારી ઉપર મોટી કૃપા કરી હવે આપ મારા આશ્રમમાં વાસ કરીને રહો." ગંગાજી બોલ્યાં કે, "હું તેમ કરવાને રાજી છું, પણ તમારાં ધર્મપત્ની **અનસૂયા** તેમના પતિવ્રતનું એક વર્ષનું પુણ્ય મને આપે અને તમે **શંકરને** પ્રસન્ન કરીને અહિં રહેવા મને અનુજ્ઞા અપાવો. **અત્રિઋષિએ** તે કબુલ કર્યું. ગંગાનદી **અત્રિમુનિના** આશ્રમ પાસે નદી રૂપે વાસ કરીને રહ્યાં. આજે દક્ષિણ દેશમાં **અત્રીશ્વર** મહાદેવ અને **અત્રિગંગા અત્રિઋષિના** આશ્રમની પડોશમાં છે. લોકો **અત્રિગંગામાં** સ્નાન કરી પાવન થાય છે. આવો મોટો લાભ પતિવ્રતા **અનસૂયાના** સતીપણાને લીધે લોકને મળ્યો.

એક વખત પિતૃભક્ત **રામ** અને **લક્ષ્મણ** સીતા સાથે વનવાસમાં ફરતા ફરતા અત્રિઋષિના આશ્રમમાં જઈ ચઢ્યા અને તેમને પ્રણામ કરી બેઠા. પછી અત્રિઋષિએ સીતા તરફ આંગળી કરી અનસૂયાને કહ્યું કે, "સતિ અનસૂયા! આ બન્નેની વચ્ચે બેઠલાં સીતા જનકરાયની પુત્રી અને દશરથના પુત્ર રામની પત્ની છે. તે જેમ પિયેરમાં, તેમજ સાસરામાં પણ રાજવૈભવો ભોગવતાં ઉછરેલી છે, તોપણ પોતાના પતિની સેવા કરવા

## અનુસૂયા અને ગંગાદેવી.



મારા પતિ આપનાં દર્શન કરવા માટે આવે ત્યાં સુધી આપ અહિંજ રહેજો.

(કૉપીરાઇટ) પૃ. ૬૦.

માટે તેણે અત્યારે સર્વ સુખોને તજી વનવાસ અંગીકાર કર્યો છે.” આટલું કહ્યા પછી તેમણે પોતાનાં પતિવ્રતા અનસૂયાની સીતાને ઓળખાણ આપતાં કહ્યું કે, “રઘુકુળની રાણીસીતા! આ મારી પાસે બેઠેલાં વૃદ્ધ વયનાં મારાં પત્ની અનસૂયાને માટે હું જેટલું કહું, તેટલું ઓછુંજ છે. તે મારી સેવા કરવામાં એટલાં તો તલ્લીન થઈ ગયાં હતાં કે, સો વર્ષનો મહાન્ દુષ્કાળ ક્યાં ગયો, તે જણાયું ન હતું. તેમની પતિભક્તિના પ્રભાવથી પતિતપાવિની ગંગાદેવી પ્રસન્ન થઇને મારા આશ્રમના દ્વાર આગળ આવીને રહ્યાં છે. તેમને પ્રણામ કરીને તમે **રામ** અને **લક્ષ્મણ** પોતાના આત્માને પવિત્ર કરો!”

અત્રિઋષિનાં વચન સાંભળી **રામે સીતાને** કહ્યું કે—“હે **સીતે**! અત્રિ-ઋષિએ તેમનાં ધર્મપત્ની માટે જે કહ્યું, તે તમે સાંભળ્યું? **અનસૂયાએ** નાની વયમાંથીજ અધ્યાત્મવેત્તા ભાઈના સહવાસથી અને સાસરામાં આવ્યા પછી અત્રિ જેવા પવિત્ર ઋષિની સોબતમાં રહીને ઉત્તમ પ્રતિનું શિક્ષણ મેળવ્યું છે. તેમનું ધર્મમય જીવન અત્યારે સ્ત્રીજાતિને અનુકરણ કરવા જેવું છે. જાઓ! તેમને પ્રણામ કરીને પવિત્ર થાઓ!' પતિની આજ્ઞા થતાં **સીતા**એ અનસૂયા પાસે જઈ તેમનાં ચરણમાં પ્રણામ કર્યા. **અનસૂયા**એ તેમને ‘અખંડ સૌભાગ્યવતી થા અને વીર પુત્રોની માતા થજે!' એવો આશીર્વાદ દીધો અને બોલ્યાં કે “દીકરી! તું એક મોટા રાજાની રાજકુંવરી અને મોટા રાજાના એક પાટવી કુમારની પટરાણી હોવા છતાં ઐશ્વર્યનું અભિમાન ન રાખતાં પતિની પાછળ વનમાં ચાલી આવી છે, તેને માટે તને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડોજ છે. તારાં આચરણ ઉપરથી જણાય છે કે, તું પતિવ્રતાના ધર્મને જાણે છે. હું મારી ફરજ વિચારીને તને સ્ત્રીઓના ધર્મો કહેવાને ઇચ્છું છું તે સાંભળ! ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે:—

**नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाऽशुभः ।**
**यासां स्त्रीणां प्रियो भर्त्ता तासां लोका महोदयाः ॥**

પોતાનો પતિ વનમાં કે નગરમાં રહેતો હોય, સારો હોય કે નઠારો હોય, તોપણ જે સ્ત્રીઓને પોતાનો પતિ વહાલો હોય છે તે સ્ત્રીઓને પરલોક મળે છે.

**दुःशीलः कामवृत्तो वा धनैर्वा परिवर्जितः ।**
**स्त्रीणामार्यस्वभावानां परमं दैवतं प्रभुः ॥**

પોતાનો પતિ દુષ્ટ સ્વભાવનો, દુરાચારી કે નિર્ધન હોય, તોપણ ઉત્તમ સ્વભાવની સ્ત્રીઓએ તેને પરમ દેવ સમાન ગણી તેનીજ સેવા કરવી.

**नातो विशिष्टं पश्यामि बांधवं विमृशन्त्यहम् ।**
**सर्वत्र योग्यं वैदेहि तपः कृतमिवाव्ययम् ॥**

હે **સીતા**! વિચાર કરતાં પતિના જેવો બીજો કોઈ પણ ઉત્તમ સંબંધ હોય, એમ હું જોતી નથી. પતિ એ આલોક તથા પરલોકનું સુખ મેળવવા માટે ઉત્તમ સાધન છે તથા ઉત્તમ અને અખંડ એવું તપ છે.

**नत्वेवमुपगच्छन्ति गुणदोषमसत् स्त्रियः ।**
**कामवक्तव्यहृदया भर्तृनाथाश्चरन्ति हि ॥**

દુષ્ટ સ્ત્રીઓનું હૃદય હમેશ સંસારની કામનાઓમાં રચ્યું પચ્યું રહે છે અને તેવી સ્ત્રીઓ રાત દહાડો પોતાના પતિની પાસે પોતાની કામનાઓ પૂર્ણ કરવાની પ્રાર્થના કર્યા કરે છે. આડીઅવળી રખડ્યા કરે છે, પરંતુ પોતાના ગુણ દોષનો વિચાર કરતી નથી.

**प्राप्नुवंत्ययशश्चैव धर्मभ्रंशं च मैथिलि ।**
**अकार्यवशमापन्नाः स्त्रियो याः खलु तद्विधाः ॥**

હે **સીતા**! ઉપર જણાવેલી ઉદ્ધત મનની સ્ત્રીઓ અકાર્ય કરે છે અને ધર્મ ભ્રષ્ટ થઇને જગતમાં અપકીર્તિનું પાત્ર થઈ પડે છે.

હે **સીતા**! હું તારા સદ્‌ગુણો સાંભળીને પ્રસન્ન થઈ છું તોપણ તને ભલામણ કરૂં છું કે, તું તારા પતિને પ્રત્યેક કાર્યમાં સહાયતા કરજે."

**સીતા** જે અત્યાર સુધી અનસૂયાનો ઉપદેશ સાંભળતાં હતાં તે તેમના ચરણમાં ફરીને પ્રણામ કરીને બોલ્યાં કે 'માજી! આપે મને જે ઉપદેશ આપ્યો તે ઉપદેશ પ્રમાણે હું વર્તું છું અને હવે પછી પણ વર્તીશ.' આ રીતે **સીતાને** અનસૂયાની વાતચીતમાં આખો દિવસ નીકળી ગયો અને

ઋષિ તથા ઋષિપત્ની **અનસૂયા** તરફથી કરવામાં આવેલા આતિથ્યસત્કારથી **રામ** ને **સીતા** અત્યંત પ્રસન્ન થયાં અને બીજે દહાડે ત્યાંથી આગળ ગયાં.

**અત્રિઋષિ**નાં વૃદ્ધ પત્ની સતી શિરોમણિ **અનસૂયા** આ પ્રમાણે ધર્માચરણ તથા પતિસેવામાં પોતાનું જીવન ગાળતાં હતાં. તેમને દત્ત જેવા મહાન્ ગુણગ્રાહી ને જ્ઞાની પુત્ર થયા હતા. **વિદુષી અને પતિવ્રતા** માતાના ખોળામાં બેઠાં બેઠાં સાંભળેલા જ્ઞાનના પ્રતાપે તે જગતમાં દત્તગુરૂને નામે પ્રખ્યાત થયા. પતિની સેવાથી સ્ત્રીઓ મોટાં મોટાં કાર્યો કરી શકે છે, પતિ પણ તેવી પવિત્ર સ્ત્રીઓની સહાયતાથી અલભ્ય લાભ મેળવે છે, એ આપણે **અનસૂયા**નાં પવિત્ર ચરિત્રમાં જોઇએ છીએ માટે પ્રત્યેક વધૂએ પોતાનાં જીવનની ઉન્નતિને અર્થે પતિસેવા કરવી જોઇએ.

---

# મંદોદરી.



**સ**દ્‌ગુણી **મંદોદરી** મય નામે શિલ્પવેત્તા દાનવની પુત્રી હતી. પિતાએ તેને લંકાના રાજા **રાવણ** સાથે પરણાવી હતી. **મંદોદરી** રૂપમાં તેમજ ગુણમાં બહુ ચઢિયાતી સ્ત્રી હતી. પૃથ્વી જેવી તેનામાં ક્ષમા અને ગંગા જેવી ઉત્તમ પવિત્રતા હતી. ઈન્દ્રજિત નામે મહા બળવાન્ પુત્ર તેનીજ કૂખમાં પાકેલું નરરત્ન હતું. **મંદોદરી**એ વ્યવહાર ઉપરાંત ધર્મજ્ઞાન પણ સંપાદન કર્યું હતું. **રાવણ** જેવા મહાક્રોધી પતિની અનેક આજ્ઞાઓ ઉઠાવી તેને તેણે વશ કર્યો હતો. **રાવણ મંદોદરી**ની સેવાથી તેની ઉપર અત્યંત પ્રસન્ન રહેતો. તેનામાં બળવાનપણાનું મિથ્યા અભિમાન, અહંકાર તથા કામીપણું વિશેષ હતાં, તેને લીધે આખરે તેનું મોત થયું. તેણે સ્વયંવરમાં જ્યારથી **સીતા**ને જોયાં ત્યારથી તેની બુદ્ધિ બગડી હતી. આ વાતની **મંદોદરી**ને જ્યારે ખબર પડી ત્યારે તેણે **રાવણ**ને ઉપદેશ આપ્યો, પરંતુ તેણે તેનું કહેવું ગણકાર્યું ન હતું. પરંતુ વનમાં જ્યાં જનકપુત્રી **સીતા રામ**ની સાથે રહેતાં હતાં ત્યાં જઇને **રામ**ની ગેરહાજરીમાં પાછળથી હરણ કર્યું હતું. **સીતા**ને હરી લાવ્યા પછી પણ **મંદોદરી**એ રાવણને કહ્યું હતું કે,

"હે પ્રાણેશ! તમે બહુ અન્યાય કર્યો, પરસ્ત્રીને રાજાએ માતા સમાન જાણવી જોઇએ. તમે પાછા જઈ સીતા રામને સોંપી દો નહિતર આપણા રાજ્યપાટનો અને કુળનો સંહાર થશે. પરસ્ત્રીના શિયલનો ભંગ કરવો, સતીને સંતાપવી, એના જેવું બીજું કોઈ પણ અધમ કર્મ નથી. પરસ્ત્રીની ઇચ્છા કરનારો પુરુષ સુખી થતો નથી. વિષનું પાન કરીને કોણ જીવતો રહ્યો છે? કંઠમાં પત્થર બાંધીને કોણ મહાસાગર તરી ગયો છે? હે પ્રાણનાથ! તમારી દાસીનું આ કહેવું મનમાં લઈ સીતા તેમના પતિને પાછાં સોંપી દો. રામ મનુષ્ય નથી, પરંતુ પરમાત્મા છે. તેમની સાથે વૈર કરીને તમે તેમનો અપરાધ કર્યો તોપણ તમે તેમને શરણે જશો તો તે તમારા ઉપર દયા કરશે. તે મહાદયાળુ છે." મંદોદરીનાં આવાં વચન સાંભળી રાવણે ક્રોધ કરીને કહ્યું કે, "તું શા માટે ચિંતા કરે છે? જે ભાગ્યમાં લખેલું હશે તે કદી પણ મિથ્યા થનાર નથી. સુખ કે દુઃખ જે મારેમાટે નિર્માણ થયેલું હશે તે કદી પણ મટનાર નથી. હું રામને સીતા કદી પણ પાછી આપીશ નહિ." રાવણનાં આવાં આગ્રહ ભર્યાં વેણ સાંભળીને મંદોદરી મૌન રહી. પરંતુ તે વારંવાર એકાંત પ્રસંગ શોધીને સીતા પાસે જતી અને તેમને અનેક દૃષ્ટાંતો આપી ધીરજ આપતી હતી. સીતા પણ તેને અનેક જ્ઞાનની વાતો કહીને સામો આનંદ આપતાં હતાં. સીતાજી તરફથી મંદોદરીને એવું તો જ્ઞાન મળ્યું હતું કે, સત્ય પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થયું અને તેણે સીતાના ખરા માયાવી સ્વરૂપને ઓળખી પ્રદક્ષિણા કરી તેમની સ્તુતિ કરી. "હે માતુશ્રી! તમે માયાનું સ્વરૂપ છો, એમ મેં અત્યારે જાણ્યું. તમારાથી મને મારા સત્ય સ્વરૂપનું જ્ઞાન થયું. સત્સમાગમથી ખરેખર લાભ થાય છે." આમ કહીને તે રાજમહેલમાં ગઈ અને રાવણના પગમાં પડીને તેને વિનંતિ કરી કે, "હે નાથ! સીતા મનુષ્ય નથી, પરંતુ દેવતા છે. તેનું હરણ કરવાથી આપણું ભુંડું થશે. તમે એ વિશ્વની માતાને પ્રણામ કરીને, પ્રસન્ન કરો! સતીનો કોપ મોટો અનર્થ ઉપજાવશે. સતીને દુભવવાથી કદી પણ ભલું થતું નથી, માટે સીતા રામને સોંપી દઇ કરેલાં પાપનું પ્રાયશ્ચિત્ત કરો."

આ પ્રમાણે **મંદોદરીએ** સદુપદેશ કરી સ્ત્રીનો ધર્મ બજાવ્યો, પરંતુ **રાવણ** ડગ્યો નહિ. તેણે **મંદોદરીને** કહ્યું કે–"તારૂં કહેવું બધું મેં યથાર્થ સાંભળ્યું, પરંતુ હું **રામ** જેવા એક જોગટાને કદી પણ નમીશ નહિ. જેમ **રામને** પોતાના બળનો ગર્વ છે, તેમ મને પણ મારા બળ માટે ગર્વ છે. હું જીવતો છું ત્યાં સુધી તે **સીતાનું** મુખ જોવા પામશે નહિ. પુરૂષાર્થ વગર પુરૂષનું જીવન નકામું છે. હું **રામ** સાથે યુદ્ધ કરીને જગતને મારૂં પરાક્રમ દર્શાવીશ." **મંદોદરી** સમજી ગઈ કે **રાવણ** કંઈ મારૂં માનવાનો નથી, તેથી ખિન્ન થઈ ચિંતામાં દિવસ નિર્ગમન કરવા લાગી. **રામ** ને **લક્ષ્મણ** **હનૂમાન** મારફતે '**સીતા** **લંકામાં** છે' એવા સમાચાર જાણી વાનરોની સેના સાથે **લંકા** ઉપર ચઢી આવ્યા અને બન્ને વચ્ચે યુદ્ધ આરંભાયુ. તે સમયે **વિભીષણે** **રાવણને** બહુ ઉપદેશ કર્યો, પણ **રાવણે** તેનો ઉપદેશ ગ્રહણ કર્યો નહિ. તેણે પોતાના યોદ્ધાઓને **રામની** સામે લડવાને મોકલ્યા. તેઓનો **રામે** રણમાં સંહાર કરી નાંખ્યો, એટલે **કુંભકર્ણને** તથા **ઇંદ્રજિતને** લડવા મોકલ્યા. તેમને પણ **રામે** મારી નાંખ્યા. છેવટ **રાવણ** પોતે લડવા ગયો. તે વખતે **મંદોદરીએ** **રાવણ** આગળ ફરીને તેને કહ્યું કે, "હે નાથ! મારો ઉપદેશ તમે ગ્રહણ કર્યો નહિ, તેથી આજે આપણા બધા કુટુંબનો સંહાર થઈ ગયો. વહાલામાં વહાલો શૂરવીર ભાઈ **કુંભકર્ણ** અને **ઇંદ્રજિત** જેવો પુત્ર આપણે ગુમાવ્યો. સતીનો કોપ મહા ભયંકર હોય છે. આ બધું સતીના કોપનું પરિણામ છે. માનો, હજી પણ આ દાસીનાં વચન માનો, અને **સીતાને** **રામના** ચરણ આગળ હાજર કરી અપરાધની ક્ષમા માંગો." **રાવણે** **મંદોદરીનું** કહેવું માન્યું નહિ અને તે એકદમ યુદ્ધે ચઢયો. **રામ** અને **રાવણ** વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું, લોહીની નદીઓ વહી અને **રામને** હાથે **રાવણનું** મોત થયું. **રાવણ** જેવો મહાપરાક્રમી પુરુષ **સીતા** ઉપર કુદૃષ્ટિ કરવાથી રાજપાટથી ભ્રષ્ટ થઇ પરિવાર સાથે મરણ પામ્યો. **રાવણના** મૃત્યુની ખબર રાજમહેલમાં પહોંચતાં **મંદોદરી** છુટા કેશ મૂકી રણમાં જ્યાં આગળ તેનું શબ પડ્યું હતું ત્યાં જઈ બહુ વિલાપ કરવા લાગી. તે સમયે **રામ**, **લક્ષ્મણને** લઈ **મંદોદરી** પાસે ગયા અને તેને કહ્યું કે, "હે સતિ! શા માટે વિલાપ કરો છો? નાશ થવું, એ જગતનો સ્વભાવ છે. જે જન્મ્યું તે જવાને માટેજ છે. જગતમાં કોઈ

પણ અમર રહેવાનું નથી. મનુષ્યનાં સારાં નરતાં કર્મો રહે છે. તમારો પતિ રાવણ ગમે તેવો હતો, પરંતુ તમે તમારો સતી ધર્મ છેવટ સુધી બજાવ્યો છે. પતિને ધર્મનો, નીતિનો તથા વ્યવહારનો બોધ આપી તેનો આલોક અને પરલોક સુધારવાનું કામ સ્ત્રીઓનું છે. સ્ત્રીને પતિની મંત્રી કહેલી છે, તેનું પણ એજ તાત્પર્ય છે. તમારો પાતિવ્રત્યપ્રભાવ જોઈ હું તમને આશીર્વાદ આપું છું કે, મહાસતીઓમાં તમારી ગણના થશે." મંદોદરીએ રામ, લક્ષ્મણ તથા સીતાને પ્રણામ કર્યાં અને પોતાના પતિની ઉત્તર ક્રિયા કરી. રાવણ જેવા મહાક્રોધી અને કામી પતિની એકમનથી સેવા કરીને તેના મનને વશ કરનારી મંદોદરીને પુરાણોમાં મહાસતી તરીકે વર્ણવવામાં આવી છે અને સ્ત્રીઓ પ્રભાતમાં જે સતીઓનાં નામનું સ્મરણ કરે છે તેમાં મંદોદરીનું નામ પણ આવે છે.

---

# સુલોચના.



શેષ નાગની પુત્રી સુલોચના લંકાના રાજા રાવણના યુવરાજ ઈન્દ્રજિત વેરે પરણી હતી. રાક્ષસ કુળમાં આવ્યા છતાં તેનો સ્વભાવ સૌમ્ય હતો. અસુર વૃત્તિવાળા સસરાના કુળમાં અને લંકામાં ઘણી વાર જ્યારે ક્રૂર કર્મો થતાં ત્યારે સુલોચનાને તે માટે દયા આવતી. જ્યારે દેવ, ઋષિ અને દીનજન ઉપર જુલમ ગુજરતો ત્યારે મહારાણી મંદોદરી અને સતી સુલોચના એવાં દુ:ખી જનને આશ્વાસન આપતાં. સુલોચના પતિભક્તિપરાયણ અને કુટુંબ ઉપર પ્રીતિ રાખનારી કુળની શોભારૂપ સ્ત્રી હતી. ચારે તરફ અવિવેક, ક્રૂરતા અને દુરાચરણ ચાલી રહેતાં, ત્યારે રાવણના ઓરડાના દીવારૂપ યુવરાણી સુલોચના વિવેક, દયા અને સદાચારની મૂર્તિરૂપ હોઈ વડીલોથી, ઓળખીતાંથી અને દાસજનથી સંપૂર્ણ માન પામતી હતી. પતિને પ્રભુતુલ્ય માની ઘણીવાર તેને પણ નીતિ અને સદાચારની શ્રેષ્ઠતાનાં દષ્ટાંતો આપી સદ્વર્તન માટે વિવેક પુરઃસર બોધદાયક પ્રિય વચનો કહેતી હતી.

રાવણ જ્યારે રામચંદ્રનાં પત્ની સીતાને લંકામાં લઈ આવ્યો ત્યારે સુલોચનાને બહુ ખોટું લાગ્યું. એકવાર હસતાં હસતાં તેણે પટાંતરે તેના પતિને કહ્યું હતું કે,—"પરસ્ત્રીના હરણથી અનર્થ થાય છે. ઉજળા રાજ્યના વૈભવો અને બળના મદમાં એવો અનર્થ ન થવો જોઇએ કે, જેને પરિણામે કુળક્ષય થાય. પિતાના અનર્થની વાત ઇંદ્રજિત સમજતો હતો, છતાં તેણે પુત્રધર્મને અનુસરી તેની ઉપેક્ષા કરી. જ્યારે રામચંદ્ર કિષ્કિંધાના રાજા સુગ્રીવની મદદથી મોટા વાનરસૈન્ય સાથે લંકા ઉપર ચઢી આવ્યા ત્યારે બલ અને એશ્વર્યથી ઉન્મત્ત થયેલા રાવણે રામનાં પરાક્રમોને ન ગણુકારતાં યુદ્ધ માંડયું અને તેમાં એક પછી એક તેના બળવાન સંબંધીઓ, બંધુઓ અને પુત્રો વીરધર્મને અનુસરી રણમાં પડયા. કુંભકરણના મરણ પછી યુવરાજ ઇન્દ્રજિતનો વારો આવ્યો અને મોટા બળવાન સૈન્ય સાથે તે પણ રણે ચઢયો. તેણે રણમાળ પહેરીને જ્યારે સુલોચનાની અનુજ્ઞા માંગી ત્યારે તે વીરપત્નીએ રણમાં હાક વગાડી વિજય વર્તાવી વહેલા પાછા વળવાનું કહીને શીખ દીધી. આણી તરફ રામચંદ્રનો નાનો ભાઈ સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ તેની સામે થયો. મહાઘોર યુદ્ધ થયું અને ઇંદ્રને જિતનાર ઇંદ્રજિતે પોતાના વીરત્વને શોભાવે એવું રણકૌશલ્ય દેખાડયું, છતાં આખરે લક્ષ્મણના બાણોએ તેને વિંધી નાંખ્યો. એક મહાતેજસ્વી શરે તેનું મસ્તક અને જમણો હાથ કાપી નાંખ્યાં. રાક્ષસસેનામાં હાહાકાર થઇ રહ્યો. વાનરોએ ઇન્દ્રજિતનું મસ્તક પૃથ્વી ઉપર પડતાં ઝીલી લીધું, પણ તેનો હાથ રણસંગ્રામમાંથી ઉડીને કહે છે કે, જ્યાં આગળ પતિના વિજયનું ચિંતન કરતી સુલોચના બેઠી હતી, ત્યાં જઇને ચોકમાં પડયો.

હાથ આવીને ચોકમાં પડવાથી થયેલા ધબકારાથી સતીનું હૃદય કંપ્યું. તેણે દાસીઓને 'શું પડયું ?' તે જોઈ આવવા મોકલી, પણ ઇન્દ્રજિતનો હાથ જોઈ, તેમાંની કોઇ સુલોચનાને તે માઠી ખબર કહેવાને ગઈ નહિ. દાસીઓ પાછી ન ફરી, તેથી ધબકતે અને ભારે હૃદયે સુલોચના પોતેજ હિંડોળા ઉપરથી ઉઠીને ચોકમાં ગઈ અને પતિનો હસ્ત જોઈ વિજળી

પડવાથી જેમ નાજુક કેળ કપાઈ પડે, તેમ મૂર્છાંથી ધરણી ઉપર ઢળી પડી. દાસીઓએ આશ્વાસન કરતાં અને સંજ્ઞા આવતાં, ચોધાર આંસુએ રોતાં તેણે ભવસાગર તરવાને વિવાહ સમયથી ધરેલા પતિના હાથને સંબોધીને કહ્યું કે–'મારા જીવનના સ્થંભ! વિવાહથી માંડીને મેં તારો આશ્રય લીધેલો છે માટે જે ખરેખરૂં હોય તે અત્યારે જણાવજે.' દાસીઓ તરફ જોઇ 'ચાલ, ગુહ્યમુખિ! તું કલમ ને કાગળ લાવ, ઝટ કર, સ્વામી પરલોક વાસી થયા તો મારે તેમને ઝટપટ જઇ મળવું. ચાલ ઝટ કર.' દાસી કાગળ ને કલમ લાવી અને સતીના સત્યે ઈન્દ્રજિતના હસ્તે તેને પોતાનો પરલોકવાસ વિદિત કરી, 'મસ્તક રામચંદ્રની પાસે છે,' એમ લખી જણાવ્યું. પતિમરણની નીલાક્ષર લિપિ વાંચી, ફરીને મૂર્છામાં પડતાં પડતાં સુલોચના ઉઠીને ઉભી થઈ અને સહગમનમાં વિલંબ ન થવા દેવાને, પેલા હસ્તને લઈ પતિનું મસ્તક મેળવવા રામચંદ્રની છાવણીમાં ગઈ.

લક્ષ્મણ અને વાનરો રામચંદ્રને ઈન્દ્રજિતનું મસ્તક દેખાડી તેના પરાક્રમનાં વખાણ કરતા હતા, એટલામાં સુલોચનાએ સભામાં આવી મસ્તકની માગણી કરી. વાનરોએ કહ્યું કે, 'મસ્તક હસે તો આપીએ.' સુલોચના પોતાના પતિવ્રતથી તેને વિનવતાં આજીજી કરવા લાગી. તેનાથી વિલાપમાં બોલાઇ જવાયું કે 'હે સ્વામી! મારા પિતા જીવતા હોત તો તમારી આ ગતિ ન થાત?' આ વચન સાંભળી મસ્તક હસી પડ્યું, કારણ કે, પરલોકવાસથી તેને જણાયું હતું કે, સુમિત્રાનો પુત્ર લક્ષ્મણજ શેષનો અવતાર તેને હણનાર હતો. વાનરસભા મસ્તકનું હાસ્ય જોઇ સતીના સત્યે પ્રસન્ન થઈ, અને રામચંદ્રે તેને મસ્તક અપાવ્યું. સુલોચના તે લઈ સમુદ્રના તીર ઉપર ચંદનની ચિતા ખડકી, સ્વામીનું મસ્તક ખોળામાં રાખી, અંગુઠામાંથી અગ્નિ પ્રકટાવી, બળી મુઈ. સતી થતાં તેનો સત્યાનુસારક જીવ પતિને જઈ મળ્યો અને લંકામાં, વાનરોમાં તથા જગતમાં તેનું આવું પાતિવ્રત્ય ગવાયું. પતિ એજ ગતિ, એમ માનનારી સ્ત્રી ગમે તો દેવકુળની હોય, તોપણ તે સુલોચના પેઠે પોતાના પતિવ્રતના પ્રભાવથી જગતને શોભા આપનારી થઈ પડે છે.'

---

# તારા.



સતી **તારા** સુષેણ નામના રાજાની પુત્રી હતી. તેણે નાની ઉમ્મરમાંજ પિતાના ઘરમાં ઉછરતી વખતે અર્થશાસ્ત્ર, વ્યવહારશાસ્ત્ર તેમજ અનેક ગૃહોપયોગી વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તેના પિતાએ તેને કિષ્કિંધાના રાજા **વાલી** સાથે પરણાવી હતી. **વાલી** મહા બળવાન હતો, કિષ્કિંધા નગરમાં રહી તેની આસપાસના જંગલી પ્રદેશ ઉપર રાજ્ય ચલાવતો હતો.

**વાલી** પોતે બુદ્ધિમાન હતો, તોપણ કોઈ કોઈ પ્રસંગે **તારા**ની સલાહ લેતો. **તારા** તેને બુદ્ધિ અનુસાર સલાહ આપીને સ્ત્રીધર્મ બજાવતી હતી. શાસ્ત્રોમાં સ્ત્રીને પુરૂષની મંત્રી કહેલી છે. પુરૂષને ગૃહરાજ્ય ચલાવવામાં પ્રસંગે પ્રસંગે યોગ્ય સલાહ આપી સ્ત્રી તેની અગવડોને દૂર કરે છે, એટલા માટેજ સ્ત્રીઓને વ્યાવહારિક વિદ્યા તથા ઇતિહાસ પુરાણો ભણવાની જરૂર છે. વિદ્યાવિના ગૃહરાજ્યની વ્યવસ્થા બરાબર ચાલતી નથી, તેમ પતિને સંસારવ્યવહારના કાર્યમાં મદદ પણ થઈ શકતી નથી. **તારા** ગૃહરાજ્ય ચલાવવામાં કુશળ હતી. પતિના મનમાં તેના ડહાપણ માટે તેણે સારી છાપ પાડી હતી. **વાલી** અને **તારા**એ કેટલાંએક વર્ષ સુધી આનંદમાં રાજ્ય કરી પોતાની પ્રજાને પ્રસન્ન કરી હતી. બંનેના પ્રેમના બંધનરૂપ **અંગદ** નામનો તેમને એક મહાશૂરવીર પુત્ર થયો હતો. **તારા**એ તેને બાલ્યથી રાજનીતિ અને વાક્ચાતુર્યાદિ યુવરાજપદને યોગ્ય શિક્ષણ આપ્યું હતું. તેણે **રામ** અને **રાવણ**ના યુદ્ધમાં **રામ**ના દૂત તરીકે **રાવણ**ના દરબારમાં જઈ **રામ**નો સંદેશો કહી, **રાવણ** અને તેની સભાના સભાસદો વચ્ચે પોતાને માટે ઉંચો વિચાર ઉપજાવ્યો હતો.

**તારા** અને **વાલી** બંને, **અંગદ** જેવા ઉત્તમ પુત્રને જન્મ આપીને વિનોદમાં રહેતાં હતાં પરંતુ બીજી તરફ ગૃહકુલહે તેમના ઘરમાં પગ ઘાલ્યો હતો. ઘરનો કલહ ગમે તેવા બળવાનનો પણ નાશ કરી નાંખે છે. **વાલી** અતુલ પરાક્રમી હતો અને તેની સામે ભલભલા લડવાની હામ ભીડતા નહિ,

પરંતુ તેનો હવે ઘરકલહથી અંત આવવાનો સમય આવી લાગ્યો હતો. વાલી અને સુગ્રીવ બન્ને સગા ભાઈ થતા હતા, છતાં તેમને કેટલાક દહાડા થયા રાજગાદી તથા બીજા કેટલાંક કારણોને લીધે ટંટો થયો હતો. વાલી કિષ્કિંધામાં રહીને રાજ્ય કરતો હતો, અને તેનો ભાઈ ત્યાંથી દેશનિકાલ સ્થિતિમાં દૂર રહીને તેનો નાશ કરવાની તક શોધ્યા કરતો હતો. **રામચંદ્રનાં** પ્રિયપત્ની **સીતાનું રાવણે** હરણ કરવાથી **રામ લક્ષ્મણ સીતાની** શોધ કરતા કરતા ઋષ્યમૂક પર્વત ઉપર આવી ચઢ્યા. ત્યાં સુગ્રીવ સાથે મિત્રતા થઈ. તેણે **રામને સીતાની** શોધ કરી આપવાનું વચન આપ્યું તેના બદલામાં વાલીને મારીને કિષ્કિંધા નગરી તેને અપાવવી એમ **રામે** તેને કહ્યું. **રામ** કાર્યાર્થી હતા. તેમણે સુગ્રીવની પ્રાર્થનાને આનંદથી સ્વીકારી. વાનરોની એક મોટી સેના લઈ **રામ લક્ષ્મણે** કિષ્કિંધા ઉપર ચઢાઈ કરી. વાલીને લડવા માટે તેડું મોકલ્યું. વાલી મહા પરાક્રમી અને કોઇથી ગાંજ્યો જાય તેવો નહતો. તેણે પણ યુદ્ધની તૈયારી કરી અને નગર બહાર સેના સાથે જવાને તૈયાર થયો. **તારાએ** મહેલના જરૂખામાંથી શત્રુની સેના સામે દૃષ્ટિ કરી. તેનું દળ જોઇને તેના મનમાં પતિના વિજય માટે શંકા ઉત્પન્ન થઇ. વળી તેણે સાંભળ્યું કે, **રામ** અને **લક્ષ્મણ** સુગ્રીવને સહાયતા આપવા સેનામાં આવેલા છે, તેથી તેણે પતિ પાસે જઇને કહ્યું કે–"પ્રાણપતિ! શત્રુની ગર્જના સાંભળી આ વખતે જો કે તમને ક્રોધ ચડ્યો છે, તોપણ આપ ક્રોધનો ત્યાગ કરી વિવેક બુદ્ધિથી કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરો. મારૂં માનો તો અત્યારે યુદ્ધે ચઢવામાં સાર નથી. તમે હમણાંજ તેને હરાવીને નસાડ્યો હતો, છતાં તેણે ફરીને તમારા ઉપર હલ્લો કર્યો, તેનું કારણ **રામ** અને **લક્ષ્મણ** નામે મહાવીર અને પવિત્ર પુરુષોએ તેને આશ્રય આપેલો હોવાનું છે. હમણાં યુદ્ધથી વિરામી જાઓ તો સારૂં."

વાલી મહાપરાક્રમી અને ક્રોધી હતો. તેણે **તારાના** સુવિચાર ગ્રહણ કર્યાં નહિ પણ તેને ધીરજ ભર્યાં વચનો કહીને અંતઃપુરમાં મોકલી. તે વખતે વિચારશીલ **તારાએ** પોતાના પતિને આલિંગન દઇ પ્રણામ કર્યાં અને તેના વિજયની ઈશ્વર પાસે પ્રાર્થના કરી. વાલી પોતાની સેના સાથે કિષ્કિંધા પુરીમાંથી બહાર નીકળ્યો અને મોટા જોસથી સુગ્રીવની સેના

સામે લડવા લાગ્યો. બંને સેના એકમેક થઈ ગઈ. બંને વચ્ચે મહાભયંકર યુદ્ધ થયું. છેવટ રામે સુગ્રીવને આડો રાખી જોરથી બાણ મારી વાલીને જમીનપર તોડી પડયો, તેની સેનામાં ભંગાણ પડયું. આ સમાચાર જેવા તારાને કાને ગયા કે, તરત તારા કિષ્કંધા નગરીમાંથી દાસીઓ તથા કેટલાએક આમ મનુષ્યો સાથે જ્યાં આગળ વાલી પડયો હતો, ત્યાં રણભૂમિ ઉપર આવી. તે વખતે પોતાની સેનાના કેટલાએક યોદ્ધાઓ નાશભાગમાં પડ્યા હતા. તેઓનો તિરસ્કાર કરી તેણે કહ્યું કે; " ધિક છે તમારા પાપી જીવનને ! આમ નાસો છો શા માટે ?" આમ કહી કેટલા-એકને નાસતા અટકાવ્યા. રામ અને લક્ષ્મણ જ્યાં આગળ ઉભા હતા ત્યાં જઈ ઉભી રહી અને બોલી કે " હે રામ ! અને લક્ષ્મણ ! તમે સાક્ષાત્ મહાત્મા પુરાણ પુરુષોત્તમ છો, એવું મને તમારી આકૃતિ તથા ચરિત્રો ઉપરથી જણાય છે. તમે મારા પતિનો વધ કરી મારા સૌભાગ્યનો નાશ કર્યો એ બહુજ અનિષ્ટ કર્યું. હવે તમે મને બાણ મારો, એટલે હું પણ મારા પતિના લોકમાં જાઉં. હે રામ ! સ્ત્રીના વિયોગથી પુરુષને કેટલું દુ:ખ થાય છે તે તમે જાણો છો, સ્વર્ગમાં મારા વિયોગથી તે ખિન્ન ન થાય માટે મને પણ એજ બાણ મારીને સ્વર્ગમાં મોકલી આપો."

તે સમયે હનૂમાને અને રામે તારાને ધીરજ આપતાં કહ્યું કે, "આત્મા અમર છે, અને તે કદી મરતો નથી. સુખ અને દુ:ખ કર્યાં કર્મ પ્રમાણે આવ્યાં કરે છે, તેથી જ્ઞાનીઓ હર્ષ કે શોક પામતા નથી. તમે અંગદને અને સુગ્રીવને વાલીનું ઉત્તર કાર્ય કરવાની આજ્ઞા આપો, એટલે તેઓ તેનાં કાર્ય કરવાનો આરંભ કરે." હનૂમાન આમ વાત કરતા હતા, તે સમયે વાલી રણભૂમિ ઉપર બાણના પ્રહારથી પછાડા મારતો હતો, તેના પ્રાણ પણ ખોળિયાને છોડીને જવાને તૈયાર થયા હતા, તેની દૃષ્ટિ સુગ્રીવ ઉપર પડી. ભ્રાતૃવાત્સલ્યથી તેના હૃદયમાં પ્રેમ ઉભરાઇ આવ્યો. બંધુપ્રેમ ખરેખર અંકુરિત થયો, અને ડચકાં ખાતાં તેણે સુગ્રીવને કહ્યું કે—"હે સુગ્રીવ ! મારી મરતી વખતની તને એક ભલામણ છે તે સાંભળ. જો આ તારી ભાભીના સંબંધમાં હું તને ભલામણ કરવાની ઇચ્છા રાખું છું, તેના તરફ તું લક્ષ આપજે. વ્યવહાર સંબંધી સૂક્ષ્મ વિચાર કરવામાં

તથા અનેક જાતના ઉત્પાતો વખતે શું કરવું જોઇએ, તેના સંબંધનો નિર્ણય કરવામાં તે કુશળ છે, જે કાર્ય કરવાની તે સલાહ આપે તે તારે નિઃસંશયપણે કરવું કારણ કે તે જે કહે છે તેજ પ્રમાણે થાય છે."

વાલીના જેવો શૂરવીર પુરૂષ મરતી વખતે પોતાના ભાઇને પોતાની સ્ત્રીના સંબંધમાં આવાં ઉત્તમ પ્રતિનાં વચનો કહી તેની સલાહ લેવાની ભલામણ કરે, તે કેવું બોધક છે. પછી તેણે પોતાના પ્રાણ તજી દીધા. વાલીનો તારા માટે આવો ઉત્તમ મત હતો, તેનું કારણ તેની અર્થશાસ્ત્રમાં કુશળતા, કાર્ય કરવામાં ઉત્તમ પ્રતિની પદ્ધતિ તથા બુદ્ધિમત્તા વગેરે હતું. તેણે વખતો વખત વાલીને પોતાની કુશળતા દેખાડી હતી, છેવટે વાલીએ પોતાની ડહાઇ સ્ત્રીની બુદ્ધિનો ઉપયોગ ન કર્યો, તેનું માઠું પરિણામ આવ્યું. એ વાત તેણે કૃતજ્ઞ હૃદયથી માન્ય રાખી. તે ભૂલ પોતાના કુટુંબીઓ ફરીને ન કરે, તેને માટે તારાની ઉત્તમ બુદ્ધિની ભલામણ કરી. પતિની ઉત્તર ક્રિયા સમાપ્ત થયા પછી તારા તેના દિયર સુગ્રીવ અને પુત્ર અંગદની સાથે કિષ્કિંધામાં રહીને રાજ્ય ચલાવવા લાગી. તેના ઉત્તમ ગુણોએ તેના પુત્ર અંગદમાં વાસ કર્યો હતો તેથી રામે રાવણ ઉપર સંદેશો મોકલતી વખતે અંગદને પસંદ કર્યો હતો.

ભણેલી સ્ત્રીઓ તેમના પતિના કુળની કેટલી ઉન્નતિ કરે છે, તેના દાખલા માટે આપણને વિદુષી તથા સતી તારાના જીવનમાંથી ઘણું જાણવાનું મળે છે.

---

# અહલ્યા.



સતી શિરોમણિ અહલ્યા ગૌતમ ઋષિનાં સ્ત્રી થતાં હતાં. તે પોતાના પતિ સાથે આશ્રમમાં રહી, રાતદિવસ તેમની સેવામાં પરાયણ રહેતાં હતાં. પ્રભાતમાં તથા સાયંકાલે અગ્નિહોત્રમાં હોમ આપતી વખતે પતિ સાથે બેસીને અગ્નિહોત્રના કુંડમાં હોમ કરતાં તથા બીજી ધાર્મિક ક્રિયામાં તથા વ્યાવહારિક ક્રિયામાં રાત દહાડો પતિને સહાયતા આપતાં.

મહાત્મા **ગૌતમ** મહાજ્ઞાની અને તત્ત્વવેત્તા હોઇ પોતાની પત્ની **અહલ્યાને** ધર્મ સંબંધી ઉપદેશ કરતા. **અહલ્યા** પોતાની પતિભકિતથી તથા સદ્ગુણોથી જગતમાં મહાસતીની ગણનામાં ગણાતાં. તેમને **શતાનંદ** નામનો પુત્ર અને **અંજની** નામે પુત્રી એમ બે સંતાનો થયાં હતાં, તેમાં **શતાનંદ** મહાવિદ્વાન્ અને તત્ત્વવેત્તા હતો. **અહલ્યા** જેમ ભણેલાં અને ગુણી હતાં તેમ રૂપાળાં પણ હતાં. તેમના સૌંદર્ય ઉપર મોટ મોટા દેવો મોહી પડયા હતા. **ઇંદ્રિ** તેમના મનોહર રૂપથી ગાંડો બની ગયો હતો. પવિત્ર મનનાં સતી શિરોમણિ **અહલ્યાના** સુખમાં ભંગ પાડવા રાત દહાડો તે છિંડાં શોધતો હતો. **ગૌતમમુનિનો** તેને ડર હતો, તેથી તે પોતાની ધારણા પાર પાડવા માટે આશ્રમમાં જઇ શકતો નહતો. એકવાર મધરાતે કુકડાનું રૂપ લઇ આશ્રમની પાસે આવી તે બોલ્યો, તેથી **ગૌતમ** 'પ્રભાત થવા આવ્યું છે,' એમ સમજીને પથારીમાંથી ઉઠયા અને આશ્રમની નજીક વહેતાં ગંગામાં નહાવા ગયા. પાછળથી **ઇંદ્રિ ગૌતમનો** વેષ લઇને સતીને છળવા આશ્રમમાં દાખલ થયો. સતી **અહલ્યાએ** દેવની માયામાં અંજાઇ તેને પોતાનો પતિ ધાર્યો, **ઇંદ્રિ** પોતાની ધારણા પાર પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો, એટલામાં **ગૌતમ** સ્નાન કરી, દર્ભ તથા અગ્નિહોત્ર માટે કાષ્ટ અને પુષ્પો લઇ પાછા ફર્યા. મુનિને જોઇને **ઇંદ્રિ** ભયભીત થઇ ગયો. પછી મુનિના વેષમાં રહેલા દુરાચારી **ઇંદ્રિનો** તિરસ્કાર કરી **ગૌતમે** કહ્યું કે,–"તેં મારું રૂપ લઇને આવું અકાર્ય શા માટે કર્યું ? આવું નીચ કૃત્ય કરવાથી તારા આખા શરીરમાં કાણાં પડી જશે અને તું પુરુષાર્થહીન થઇશ." તે પછી અજાણતાં અપરાધ થવાથી કંપતાં **અહલ્યા** તરફ જોઇને તે બોલ્યા કે, "હે **અહલ્યા** ! તું પણ આ આશ્રમમાં આહાર તથા પાણી વિના હજારો વર્ષો સુધી શિલા થઇને પડી રહીશ. જ્યારે **રામચંદ્ર** તેમના ગુરુ સાથે આ આશ્રમમાં પધારશે ત્યારે તેમના ચરણના સ્પર્શથી પવિત્ર થઇશ, તારાં પાપ બળીને ભસ્મ થઇ જશે. પછી તેમનો સત્કાર કરીને દિવ્ય શરીર ધારણ કરી તું મને મળીશ." આમ કહીને મુનિ હિમાલયના શિખર તરફ તપ કરવાને ચાલ્યા ગયા અને **અહલ્યા** શિલા થઇ આશ્રમમાં પડ્યાં.

કેટલાંએક વર્ષો વીત્યા પછી શ્રીરામ વિશ્વામિત્ર સાથે ગૌતમના આશ્રમમાં પધાર્યાં. તેમના ચરણનો સ્પર્શ થતાં અહલ્યાએ પાછું અસલ રૂપ ધારણ કર્યું. બે હાથ જોડી રામચંદ્રની સ્તુતિ કરીને ગળગળા કંઠે તે બોલ્યાં કે,—"હે રામચંદ્ર! આપના ચરણકમળના સ્પર્શથી મારો ઉદ્ધાર થયો છે. હું આપને પ્રણામ કરૂં છું." રામચંદ્રે તથા લક્ષ્મણે વિનયથી સતીને સામા પ્રણામ કરીને કહ્યું કે, "હે મહા ભાગ્યશાળી સતિ! શી આજ્ઞા છે? તે કહો." રામ તથા લક્ષ્મણે અહલ્યાના ચરણમાં ફરીને પ્રણામ કરી તેમના બન્ને ચરણનો સ્પર્શ કર્યો. તે પછી અહલ્યાએ અર્ઘવડે વિશ્વામિત્ર, રામ અને લક્ષ્મણનું પૂજન કર્યું અને ભોજન માટે ફલાદિ અર્પણ કર્યાં. ગૌતમમુનિ રામચંદ્ર પોતાના આશ્રમમાં પધાર્યાં છે, એવું સાંભળીને ત્યાં આવી પહોંચ્યા. રામે અને લક્ષ્મણે તે મહામુનિને પ્રણામ કર્યાં અને વિશ્વામિત્ર તથા ગૌતમ પરસ્પર નમસ્કાર કરી એક બીજાને મળ્યા. રામ તથા લક્ષ્મણને લઈ વિશ્વામિત્ર ત્યાંથી જનકપુર ગયા. ગૌતમ સતી શિરોમણિ અહલ્યાની સાથે રહીને પાછા ધર્માચરણ કરવા લાગ્યા. અહલ્યાનું પાતિવ્રત્ય અત્યંત વખાણવા યોગ્ય હતું, પરંતુ તેમનાં દિવ્ય રૂપને લીધે ઇન્દ્રે છળકપટ કરી તેનો ભંગ કર્યો હતો.

આ ઉપરથી સમજવાનું એ છે કે, દુરાચરણી પુરુષોથી સ્ત્રીઓએ બહુજ સાવચેત રહેવું, કે જેથી તેમની વૃત્તિ પોતાને પાપમાં ઘસડી જાય નહિ. અહલ્યા પોતાના ઉત્તમ પતિવ્રતપણા માટે આજે પણ લોકોમાં સતી શિરોમણિ તરીકે વખાણાય છે.

---

અહલ્યા



વિશ્વામિત્ર સાથે ગૌતમઋષિના આશ્રમમાં શ્રી રામચંદ્ર તથા લક્ષ્મણજી પધાર્યા છે તેમને અહલ્યા પ્રણામ કરે છે.

પૃ. ૭૪.

Lakshmi Art, Bombay.

# વૃંદા.



વૃંદા નામે એક મહાપતિવ્રતા સ્ત્રી જાલંધર નામે દૈત્યને પરણી હતી. તે દૈત્યે પોતાની પતિવ્રતા સ્ત્રીના પ્રભાવથી દેવતાઓને હરાવ્યા હતા. દેવો ઉપર અત્યંત જુલમ થવાથી તેમણે એકઠા થઈ વિષ્ણુ પાસે જઈ પોતાનું દુઃખ જણાવ્યું. વિષ્ણુએ દેવોને ઉત્તર આપ્યો કે, " જાલંધર તેની પતિવ્રતા સ્ત્રીના પ્રભાવથી વધી ગયો છે, પરંતુ હું કોઈ યુક્તિથી તેનો નાશ કરીશ, તમે નિર્ભય રહો."

તે પછી વિષ્ણુ ભગવાને જાલંધર સાથે યુદ્ધ કર્યું, તેમાં છેવટ સતીના પતિવ્રતને પ્રભાવે જાલંધરનો વિજય થયો. વિષ્ણુએ તે દૈત્યને વર માગવાનું કહ્યું. જાલંધરે માગ્યું કે, "તમે લક્ષ્મી સાથે મારા ઘરમાં આવીને નિવાસ કરો."

વિષ્ણુએ તેમ કરવાની હા પાડી અને તેના ઘરમાં જઇને રહ્યા. આમ થવાથી બ્રહ્મા, વિષ્ણુ તથા સર્વ સિદ્ધિઓએ પણ તે દૈત્યના ઘરમાં વાસ કર્યો.

તે પછી એક વખત યુક્તિબાજ નારદમુનિ ત્યાં આવ્યા, અને દૈત્યનું નિકંદન કાઢવા તેને કહેવા લાગ્યા કે, " તારી સ્ત્રી જો કે ઘણીજ સુંદર છે, પરંતુ શંકરની પાર્વતી જેવી સુંદર નથીજ. પેલો જાલંધર દૈત્ય મૂર્ખ અને કામાંધ હતો, તેથી તેણે કૈલાસમાં જઈ શંકરની સ્ત્રી પાર્વતીનું હરણ કરવાનો વિચાર કર્યો. તે વાત વૃંદાના જાણવામાં આવતાં તેણે તેને કહ્યું કે, "હે નાથ! તમને આ શું સૂઝયું છે? પાર્વતી તો સાક્ષાત્ શક્તિનો અવતાર છે અને તેમનાં સતીત્વનો પ્રભાવ આખા વિશ્વમાં વિખ્યાત છે. તે સતીનું હરણ તો શું, પરંતુ તે સતીની સામે કુદૃષ્ટિ કરવાને પણ કોઈ સમર્થ નથી. તમારી બુદ્ધિમાં આ શો ભ્રમ થયો છે? તમારું કાર્ય આપણા સુખનો અંત આણશે. હે નાથ! આ અબળાનું કહ્યું માનો અને અનર્થ કરવો રહેવા દો." જાલંધરે વૃંદાની ઉપેક્ષા કરી અને તરત

દૂતને મોકલી **શંકરને** કહાવ્યું કે, "તમારાં સતી **પાર્વતીને** **જાલંધરને** ત્યાં મોકલી આપો, કારણ કે, તે તમને યોગ્ય નથી. પરંતુ તે તો **જાલંધરને** શોભે તેવાં છે. જો તેમ કરવાની મરજી ન હોય તો લડવાને તૈયાર થઈ જાઓ."

દૂતે કૈલાસમાં **શંકરની** પાસે જઇને **જાલંધર** દૈત્યનો સંદેશો કહી સંભળાવ્યો. **શંકરે** તરત દૂતનું મસ્તક છેદી નાંખવાની પોતાના ગણોને આજ્ઞા કરી. દૂતે બે હાથ જોડીને પ્રાર્થના કરી કે, "હે ભોળાનાથ! દૂતનું કાર્ય બજાવવા ઉપરાંત મારો આમાં શો અપરાધ છે? મને નિરપરાધીને બચાવો!" **શંકરે** દયા કરી તેને છોડી દીધો. તે ત્યાંથી **જાલંધર** પાસે પાછો ગયો અને તેને કહેવા લાગ્યો કે, "હે મહારાજ! **શંકરની** શક્તિ અમોઘ છે. તેમની સામે કોઈ ટકી શકે તેમ નથી. તમે આ વાત જવા દો. એમાં કંઈ પણ સાર નથી."

**જાલંધરે** તેનું કહેવું સાંભળ્યું નહિ. તે **શુંભ** તથા **નિશુંભ** નામના બળવાન દૈત્યોને લઈ કૈલાસ ઉપર લડવા ગયો. **શંકર** પણ ગણોને લઇને તેની સામે યુદ્ધ કરવા બહાર પડ્યા. બન્ને વચ્ચે ઘણાં યુદ્ધો થયાં, પરંતુ **જાલંધરનું** તેમાં કંઈ પણ ચાલ્યું નહિ. આખરે **જાલંધર** એક વખત **શંકરનું** સ્વરૂપ લઈ **શંકરના** બારણામાં જઇને ઉભો રહ્યો. **પાર્વતીએ** તેને જોતાં તરત ઓળખી કાઢ્યો કે, "આ તો દુષ્ટ **જાલંધર** છે અને મને છળવા માટે આવેલો હોય એમ લાગે છે. તેમણે હરિહરનું જેવું સ્મરણ કર્યું કે તે ત્યાંથી નાસી ગયો. **વિષ્ણુ** પોતે પતિવ્રતા **પાર્વતી** પાસે હાજર થયા અને વિનયથી નમ્ર થઈ બોલ્યા કે, "હે સતિ! તમારે મને શા માટે સંભારવો પડ્યો? આજ્ઞા હોય તે કહો. હું સતીનું કાર્ય કરવાને સદાય તત્પર છું." ભગવતી **પાર્વતી** બોલ્યાં કે "તમે દુષ્ટ દૈત્યના ઘરમાં નિવાસ કરીને રહ્યા છો ત્યારથી દૈત્ય છકી ગયો છે. એક અધમ મનુષ્યને જ્યારે ઉત્તેજન મળે છે ત્યારે તે સારાં કામ કરવાને બદલે અધમ કાર્ય કરવા માંડે છે, હવે તે દૈત્યને ઉત્તેજન આપવાનું કંઈ કારણ નથી. તે દિવસે દિવસે અત્યંત નીચ કૃત્યો કરવા લાગ્યો છે, એવા પાપીનો નાશ કરવાથીજ જગતનું કલ્યાણ થશે.

**પાર્વતીનાં** વચન સાંભળી **વિષ્ણુ** બોલ્યા કે, "હે **પાર્વતિ**! આપ સતી મારે પૂજ્ય છો. હું હમણાં એ દુષ્ટ રાક્ષસને મારી નાંખું છું.

તમે ગભરાશો નહિ, તેની સ્ત્રી વૃંદા પતિવ્રતા છે તેના પુણ્યપ્રભાવથી એ દુષ્ટ આજ સુધી જીવતો રહ્યો છે. દેવો પણ સતી વૃંદાના શાપને લીધે તે દુષ્ટ દૈત્યને કંઈ પણ કરી શકતા નથી માટે તેની સ્ત્રીના સતીપણાનો જો ભંગ થાય તોજ તેનો પતિ મરે, તે વિના બીજો ઉપાય નથી. તે ઉપાયની હું યોજના કરું છું." આમ કહીને વિષ્ણુ પાછા જાલંધરને ઘેર ગયા. શરીર ઉપર રાખ–ભસ્મ ચોળી મોટા સાધુનો વેષ ધારણ કરી, તેના રાજમહેલના બગીચામાં જઇને બેઠા અને અનેક માયાઓ કરી વૃંદાને મોહિત કરવા લાગ્યા. થોડાજ સમયમાં તે સતી ચેતી ગઈ અને તરત તે સ્ત્રીએ કંપતા કંઠે શ્રીહરિને કહ્યું કે "હે હરિ! તમે આ શું કર્યું? મને છળ કપટથી છળીને છેહ દીધો. જાઓ તમને પણ સ્ત્રીનો વિયોગ થશે અને તમે વન વન વિલાપ કરતા રખડશો. વાનરો વિના બીજું કોઈ તમને સહાય કરશે નહિ" આમ કહી વૃંદાએ અગ્નિમાં પડી પ્રાયશ્ચિત્ત કર્યું. વૃંદાના મરણથી જાલંધર પરાક્રમ તથા તેજહીન થઈ પડ્યો. શંકરે તેને મારી નાંખ્યો અને દેવો ક્રૂર દૈત્યના દુઃખમાંથી છૂટી સુખી થયા. વિષ્ણુને સતીના પતિવ્રતનો ભંગ કરવાનું કારણ માત્ર જાલંધરને મારવાનું હતું. તે દૈત્ય દેવોના ઉપર બહુજ જુલમ કરતો હોવાથી વિષ્ણુને આવો ઉપાય લેવો પડ્યો હતો. બીજી તરફ સતીનો પ્રભાવ પણ અત્યંત બળવાન હતો. રામ જેવા પરમાત્માને સતીના શાપને લીધે સીતાનો વિયોગ સહેવો પડ્યો હતો.

---

# શબરી.



તપઃસિદ્ધિના પ્રભાવથી જગતમાં પ્રખ્યાત થયેલી શબરીએ નાની વયથી વનવાસ અંગીકાર કરી મહાત્મા ઋષિઓની સેવામાં પોતાનું જીવન ગાળી, મોટાં મોટાં અધ્યાત્મશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. પંપા સરોવરના પશ્ચિમ તટ ઉપર મતંગવનની નજીક આશ્રમ બાંધીને તે રહેતી

હતી. ઋષિઓની સેવા તથા યમનિયમો પાળી તેણે શરીરને તપોમય બનાવ્યું હતું. રામ તથા લક્ષ્મણ સીતાની શોધ કરતા કરતા જ્યારે તેના રમણીય આશ્રમમાં જઈ ચઢ્યા ત્યારે તપસ્વિની શબરીએ બે હાથ જોડી રામ તથા લક્ષ્મણને પ્રણામ કર્યાં અને પગ પખાળવા તથા આચમન માટે જળ આપીને આસન ઉપર બેસાર્યાં. રામે શબરીને પ્રશ્ન કર્યો કે, "હે તપસ્વિનિ! તું યમ નિયમોને બરાબર પાળે છે? તારી ગુરુસેવા નિર્વિઘ્નપણે ચાલે છે? તપમાં દિનપર દિન વૃદ્ધિ થતી રહેછે." શબરીએ નમ્રતાથી ઉત્તર વાળ્યો કે, "મહારાજ રામચંદ્ર! આપનાં દર્શનથી આજે મારાં જપ, તપ, વ્રત વગેરે સર્વ સફળ થયાં છે. હું કૃતાર્થ થઈ છું, આપનાં દર્શનથી મારો જન્મ સફળ થયો અને મને સદેહે સ્વર્ગ મળી ચૂકયું એમ હું માનું છું. આપ ચિત્રકૂટ પર્વત ઉપર પધાર્યાં, તે વખતે મુનિઓ વિમાનમાં બેસીને અહિંથી સ્વર્ગમાં ગયા. તે ઋષિ મુનિઓની હું સેવા કરતી હતી, તે ઋષિઓએ જતી વખતે મને કહ્યું છે કે, "રામ આ પવિત્ર આશ્રમમાં આવે ત્યારે તું તેમનો સત્કાર કરજે! તે તારો ઉદ્ધાર કરશે." હે મહાભાગ્યશાળી રામ! તે ઋષિઓના કહેવાથી મેં આપને માટે ઘણા દહાડા થયાં વનનાં સ્વાદિષ્ટ ફળો સંગ્રહી રાખ્યાં છે તેનો સ્વીકાર કરી આ દાસી ઉપર અનુગ્રહ કરો." આમ કહી તેણે રામચંદ્રને માટે ખાસ સંગ્રહી રાખેલાં મધુર મધુર બોર અર્પણ કર્યાં, જે બોર રામચંદ્રે બહુ ભાવથી આરોગી તે બાઈ ઉપર અનુગ્રહ કર્યો.

રામચંદ્રે શબરીને કહ્યું કે, "હે શબરી! મેં દનુથી ઋષિઓનો પ્રભાવ સાંભળ્યો છે. અમને તેઓનાં દર્શનની ઇચ્છા છે, માટે તું અમારી ઇચ્છા પૂર્ણ કર." શબરી, રામ લક્ષ્મણને મતંગવન દેખાડીને બોલી કે, "આ ઠેકાણે અમારા ગુરુઓ, વૃદ્ધવયના હોવાથી નિત્ય ધ્રૂજતા હાથે, હોમ કરતા હતા અને હજી સુધી તેમના હોમની વેદી પવિત્ર જ્વાળાઓથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતી નજરે પડે છે. તેઓ વૃદ્ધ હોવાથી સ્નાન કરવાને અશક્ત હતા, તેથી સાતે સાગરો અહિં આવીને વસ્યા છે. તેઓએ સ્નાન કરીને આ ઝાડો ઉપર સુકાવા મૂકેલાં વલ્કલ વસ્ત્રો હજી ભીનાં છે. દેવ-

કાર્યોમાં વાપરેલાં પુષ્પો ને કમળો હજી તાજાંજ છે. મારા તે ગુરુઓ અહિંથી સ્વર્ગમાં ચાલ્યા ગયા માટે હું પણ તેમની પાસે જવાની ઇચ્છા રાખું છું." સિદ્ધ પુરુષોમાં મોટા માનને પાત્ર થયેલી શબરીનાં વચન સાંભળી રામચંદ્રજી બોલ્યા કે, "હે સાધ્વિ! તારા ગુરુઓ પાસે જવાની ઇચ્છા હોય તો જા! તેં મારું પૂજન કર્યું છે તેનું તને ફળ મળો."

રામચંદ્રની આજ્ઞા લઈ, ચિતા ખડકી તેમાં અગ્નિ સળગાવીને શબરીએ તેમાં પોતાના દેહનો હોમ કર્યો અને દિવ્ય સ્વરૂપ ધરી પરલોકમાં ગઈ. શબરીએ પતિની સેવા કરી ન હતી, તેમ તે કંઈ ઉત્તમ જાતિની સ્ત્રી ન હતી, પરંતુ વનમાં વસનારી ભીલડી હતી. તેણે જ્ઞાની ઋષિઓની સેવા કરીને તથા તપ કરીને ઉત્તમ જ્ઞાન મેળવ્યું હતું. જ્ઞાનના પ્રભાવથી પરમાત્મા રામચંદ્ર જાતે તેના આશ્રમમાં ગયા અને તેને દર્શન આપ્યાં. તેના હાથનાં બોર આરોગી તેનો ઉદ્ધાર કર્યો. તપ અને જ્ઞાનનો મહિમા કેટલો બધો મોટો છે, તે જાણવાને તપસ્વિની શબરી એક ઉત્તમ સાધન છે.

---

# ઈલા.



મનુને ઈલા નામની પુત્રી હતી. તે ભણેલી ગણેલી અને ડહાઈ હતી. મહારાજા મનુ પોતે ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રજાનું પાલન કરતા અને વખતો વખત ધર્મશાસ્ત્ર, ઇતિહાસ વગેરેની કથા વાર્તા કરીને પોતાની પુત્રીને રંજન કરતા હતા. ઈલા નાની ઉમ્મરમાં પિતાના ખોળામાં બેસી ધર્મશાસ્ત્રની વાર્તાઓ સાંભળીને મહાજ્ઞાની થઈ હતી. ઉમ્મરમાં આવ્યા પછી મનુએ પોતાની સદ્ગુણી અને ભણેલી પુત્રી ઈલાને વસિષ્ઠના પુત્ર શક્તિ સાથે પરણાવી હતી. તેણે મન, વચન અને કાયાથી શક્તિની સેવા કરવા માંડી. કેટલોક કાળ ગયા પછી ઈલા ગર્ભવતી થઈ અને તેણે પરાશર નામના મહર્ષિને જન્મ આપ્યો. પરાશર પણ વિદુષી માતાના પેટમાં પાક્યા હતા તેથી તેઓ મોટા જ્ઞાની તથા ધર્મશાસ્ત્રકર્ત્તા થયા. તેમણે 'પારાશર ધર્મશાસ્ત્ર' નામનો એક ગ્રંથ

રચ્યો છે. પરાશર માતપિતાના મહાન્ ભક્ત હતા. તેમણે જાતે માતાપિતાની સેવા કરી જગતમાં પોતાનું ઉત્તમ આચરણ દર્શાવી આપ્યું હતું.

પુત્રો સારા અથવા તો નરસા થવા એમાં મુખ્ય કારણ માતા છે. પિતા કરતાં પણ માતાની જોખમદારી વધારે છે, કારણ કે જન્મ થયા પછી બાળકને માની પાસે રહેવું પડે છે. તે સમયે ઉત્તમ ઉત્તમ ધર્મની તથા નીતિની વાર્તાઓ કહીને સંતાનને કેળવવાનું કામ માતાના હાથમાં હોય છે. પરાશર આગળ જતાં ધર્મશાસ્ત્રના કર્ત્તા થયા અને તેમની કીર્તિ આખા જગતમાં ફેલાઈ, તેનું કારણ તેમની વિદુષી માતા ઈલા હતાં. સઘળી માતાઓ જો આ પ્રમાણે પોતાનાં સંતાનોને કેળવવાનો પ્રયત્ન કરે તો તેમનાં સંતાનો ધર્મનિષ્ઠ અને સદાચારી નિવડે અને તેથી દેશનો ઉદ્ધાર થાય.

# ઈન્દ્રાણી.



પુલોમ નામના રાજાને શચી નામની પુત્રી હતી. તે રૂપે રંગે ફુટડી, સદ્‌ગુણી અને ભણેલી ગણેલી હતી. ઉમ્મરમાં આવ્યા પછી તેના બાપે તેને સ્વર્ગના રાજા ઈંદ્ર વેરે પરણાવી હતી. ઈંદ્ર દેવતાઓ ઉપર રાજ્ય કરતો હતો, તેને વારંવાર દૈત્યો સામે યુદ્ધો કરવાં પડતાં હતાં. શચી તેને અનેક પ્રકારે સહાયતા આપતી. રાજાને ભણેલી ગણેલી રાણીથી રાજકાર્ય જેટલું સહેલું થઈ પડે તેટલું બીજા મંત્રીઓ વગેરેથી થઈ પડતું નથી. સ્ત્રીનેજ શાસ્ત્રમાં પુરુષની મંત્રી કહેલી છે. તેની યોગ્ય સલાહથી પુરુષ, ગૃહરાજ્યનો તેમજ કુટુંબના વ્યવહારનો કાર્યભાર સરળતાથી ચલાવી શકે છે. ઈંદ્ર રાજા પણ ઈન્દ્રાણી જેવી પતિવ્રતા અને નીતિકુશળ સ્ત્રીને પરણીને સુખી થયો હતો.

એક વખત દૈત્યો તરફથી વૃત્ર નામે બ્રાહ્મણ ઈન્દ્રની સામે લડવા માટે આવ્યો. તે યુદ્ધમાં ઈન્દ્રે વૃત્રને મારી નાંખ્યો. વૃત્ર બ્રાહ્મણ હતો, તેથી ઈન્દ્રને બ્રહ્મહત્યા લાગી અને તે તેની પાછળ પડી. ઈન્દ્ર તેનાથી નાશ-

ભાગ કરવા લાગ્યો, પરંતુ જ્યાં તે જાય ત્યાં બ્રહ્મહત્યા તેની પાછળ ને પાછળ જાય. આખરે કીડાનું સ્વરૂપ લઈ ઈંદ્ર માન સરોવરની અંદર કમળના નાળમાં છુપાઈ ગયો. બ્રહ્મહત્યા ત્યાં આગળ જઈ શકી નહિ. બીજી તરફ ઇન્દ્રના નાસી જવાથી સ્વર્ગની રાજ્યગાદી રાજા વિનાની થઈ પડી. નિરાધાર ઈંદ્રાણી રાત દહાડો ઈંદ્રના વિયોગથી ઝૂરવા લાગી. તે પછી દેવતાઓએ ઇન્દ્રાણીને શાસ્ત્રના અનેક દાખલાઓ આપીને ધીરજ આપી અને સ્વર્ગના રાજ્યાસન ઉપર નહુષ નામના રાજાનો અભિષેક કર્યો. તે રાજા પ્રથમ ઘણોજ ધર્માત્મા હતો. પરંતુ પાછળથી ઇન્દ્રાણીનાં રૂપ તથા ગુણ જોઇને તેનીપર મોહી પડ્યો. રાતદહાડો ઇન્દ્રાણીને તે કહેણ મોકલવા લાગ્યો કે, "હવે તું ઇન્દ્રને માટે વૃથા શા માટે દુ:ખી થાય છે? મારી રાણી થઇને સ્વર્ગના રાજ્યનો લહાવો લે. કાલની કોને ખબર છે! આવી લાગેલા સુખને લાત મારીને શા માટે દુ:ખને સ્વીકારે છે? ઇન્દ્ર હવે કંઈ અહિં આવવાનો નથી, મારું કહેવું માની જા અને મારી અર્ધાંગના થઇને સ્વર્ગનું અનુપમ રાજ્યસુખ ભોગવ." પતિવ્રતા ઈંદ્રાણીએ નહુષના કહેણનું અપમાન કર્યું અને તેને કહેવરાવ્યું કે "તમે ગમે તેવી લાલચ આપશો, પરંતુ હું મારું શિયળરૂપી અમૂલ્ય ધન ગુમાવીશ નહિ. રાજ્યસુખ તો આજે છે ને કાલે નથી. પરંતુ તેને માટે હું કંઈ મારો પરલોક બગાડીશ નહિ." નહુષ ઈંદ્રાણીની હઠ જોઇને બહુજ ક્રોધે ભરાયો અને ફરીને તેને કહેવરાવ્યું કે, "તને મારી પત્ની થવામાં શી અડચણ છે?" તું તો ગાદીની રાણી છે, અને અત્યારે હું ગાદીપતિ છું. આ રીતે કામથી આંધળો થયેલો નહુષ વારંવાર ઇન્દ્રાણીને પોતાની પટરાણી થવાનું કહેવા લાગ્યો.

ઇન્દ્રાણીએ થોડો વખત નહુષને આડા અવળા જવાબો આપી તથા ક્રોધ દર્શાવીને અટકાવ્યો, પરંતુ છેવટ નહુષે જ્યારે બળાત્કાર ગુજારવાનું કહેવરાવ્યું ત્યારે ઇન્દ્રાણી મુંઝાઇને રાજગુરુ બૃહસ્પતિ પાસે ગઈ. તેમને નહુષના દુષ્ટ વિચારની વાત કહી, અને પૂછ્યું કે, "હવે મારે મારા પતિવ્રતનું રક્ષણ કેવી રીતે કરવું, તે મને કહો. નહુષની બુદ્ધિ બગડી છે તેને ધર્મ અધર્મની ખબર નથી. નક્કી તે મારા શિયળનો ભંગ કરશે. હે

ગુરુદેવ ! તમે કોઈ પણ ઉપાયથી મારી રક્ષા કરો. તમે પૂર્વે મને આશીર્વાદ આપતાં કહ્યું હતું કે, 'તું અખંડ સૌભાગ્યવતી રહીશ, પતિવ્રતા થઇશ અને અત્યંત સુખ ભોગવીશ.' માટે અત્યારે તે તમારા આશીર્વાદની વાણીને ખરી કરી બતાવો." ઇંદ્રાણીનું કહેવું સાંભળી બૃહસ્પતિએ તેને ધીરજ આપી કહ્યું કે "હે પુત્રિ ! ગભરા નહિ. તને ઇન્દ્રનાં દર્શન થોડા વખતમાં થશે. તારું શિયળપણું સચવાશે. તારે નહુષથી ડરવું નહિ."

નહુષ રાજાને ઇંદ્રાણીએ બૃહસ્પતિ પાસે ફરિયાદ કર્યાના સમાચાર મળ્યાથી તે બૃહસ્પતિ ઉપર કોપાયમાન થયો. તે વખતે દેવતાઓએ અને ઋષિઓએ નહુષને શિખામણ આપીને કહ્યું કે, "તમે ક્રોધ કરો નહિ, શાંત થાઓ. ક્રોધ કરવો, એ તમારા જેવાને ઘટે નહિ. હે દેવોના રાજા! ઇંદ્રાણી તો પરસ્ત્રી છે. પારકી સ્ત્રીના શિયલનો ભંગ કરવાથી પાપ લાગે માટે તેવાં પાપી કર્મ કરવામાં મન રાખો નહિ; પરંતુ ધર્મથી પ્રજાનું પાલન કરો" નહુષે દેવોનું અને ઋષિઓનું કહેવું માન્યું નહિ, પરંતુ તે ઇંદ્રના દોષો ઉઘાડા કરતાં બોલ્યો કે "ઇંદ્રે પણ પૂર્વે ઘણા અપરાધો કર્યા છે. કેટલાંક છળકપટ કર્યાં છે તથા ગૌતમની સ્ત્રી અહલ્યાના શિયલનો ભંગ કર્યો હતો, તેને તમે કેમ વાર્યો ન હતો ? તમે ઇંદ્રાણીને મારા મહેલમાં મોકલી આપો. તમારું પણ તેમ કરવાથી કલ્યાણ થશે." પછી દેવો નહુષ પાસેથી બૃહસ્પતિને ઘેર જ્યાં ઇન્દ્રાણી છુપાઇ બેઠી હતી ત્યાં ગયા અને બૃહસ્પતિને કહેવા લાગ્યા કે "હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ બૃહસ્પતિ! અમે તમને વિનવીએ છીએ કે, તમે ઇન્દ્રાણી નહુષને સોંપી દો. ઇન્દ્રના રાજ્યાસનપર બિરાજતા નહુષને પતિ તરીકે કબુલ કરે, કારણ કે અત્યારે નહુષ ઇન્દ્ર કરતાં મોટી પદવી ઉપર છે." તે વખતે ઇન્દ્રાણી આંખમાં આંસુ આણી રડતી રડતી બોલી કે, હે બૃહસ્પતિ ! હું તમારે શરણે આવી છું. તમે મારું રક્ષણ કરો !" બૃહસ્પતિએ ઇન્દ્રાણી તરફ દૃષ્ટિ કરીને કહ્યું કે 'હું શરણાગતનો ત્યાગ કરતો નથી. તેમાં વળી તું તો ધર્મ જાણનારી અને સત્યવાદિની છે, હું બ્રાહ્મણ છું, કદી પણ અકાર્ય કરીશ નહિ. કારણ કે હું ધર્મને સારી રીતે જાણું

છું, સત્યવાદી છું અને ધર્મની શિક્ષાને જાણું છું. પૂર્વે આ બાબતમાં બ્રહ્માએ એવું કહ્યું છે કે, જે મનુષ્ય શરણાગતની રક્ષા કરતો નથી, તે મનુષ્ય વર્ષાકાળમાં બીજ વાવે છે તોપણ ઉગતું નથી. વરસાદના સમયમાં તેને વરસાદ પાણી આપતો નથી. તેનો ધર્મ નાશ પામે છે, તે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થાય છે, તેની પ્રજા અકાળે મરણ પામે છે, માટે હું ઈન્દ્રાણી નહુષને કદી પણ સોંપીશ નહિ. ઈન્દ્રાણીના શિયળનું રક્ષણ થાય, તેવો તમે પ્રયત્ન કરો.” તે પછી દેવોએ બૃહસ્પતિને કહ્યું કે, તમે ઇન્દ્રાણીને એવો કોઈ ઉપાય બતાવો કે, જેથી તે પોતાના શિયળનું રક્ષણ કરી શકે. બૃહસ્પતિ બોલ્યા કે, ઇન્દ્રાણી નહુષની પાસેથી અમુક સમયની અવધિ માંગી લે, કારણ કે કાળ તેના દુઃખનો છેડો આણશે. તે ઉપરથી ઇંદ્રાણી નહુષ પાસે ગઈ અને તેને પ્રણામ કરીને બોલી કે, ‘મહારાજા! મારા સ્વામી ઈંદ્ર ક્યાંક ગયા છે માટે થોડાક સમયની મને અવધિ આપો. એટલા સમયમાં જો તે નહિ આવે તો પછી હું નક્કી તમને વરીશ.’ નહુષ પ્રસન્ન થયો અને ઇંદ્રાણીને જવાની રજા આપી. તે ત્યાંથી બૃહસ્પતિને ઘેર ગઈ. પછી દેવતાઓએ એકઠા મળી વિચાર કર્યો કે, હવે આપણે ઇંદ્રને બ્રહ્મહત્યામાંથી છોડાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે, માટે વિષ્ણુને તેનો ઉપાય પૂછી જોઇએ. આમ સલાહ કરી સૌ દેવો વિષ્ણુ પાસે ગયા ને તેને પ્રાર્થના કરીને પૂછ્યું કે, ઈન્દ્ર બ્રહ્મહત્યાના દોષથી નાસીને કમળમાં ભરાઈ બેઠા છે, માટે હવે તે બ્રહ્મહત્યામાંથી છૂટે એવો ઉપાય બતાવો. વિષ્ણુએ બ્રહ્મહત્યામાંથી છૂટવાના તથા ઇંદ્રના પદ ઉપર આવવાના ઉપાય તરીકે અશ્વમેધ યજ્ઞ કરવાનું કહ્યું. તે ઉપરથી દેવતાઓ જ્યાં ઈન્દ્ર રહેતો હતો ત્યાં ગયા અને તેની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થઇને તે પાછો નિર્દોષ તથા બળવાન થયો. તેની પાસે યુદ્ધની જોઇએ તેવી સામગ્રી નહતી, તેમ તેનો ઉદયકાળ પણ નહતો તેથી તે સરોવરમાં કમળના નાળોની અંદર છુપાઈ રહ્યો. અહિં સતી ઇન્દ્રાણી મુંઝાણી, તેણે માંગેલી મુદ્દત દિવસે દિવસે ઓછી થવા લાગી. એટલામાં ઇંદ્રાણીના પતિવ્રતના પ્રભાવથી દેવ તથા શ્રુતિએ ઈન્દ્રાણીને એકાંતમાં મળી તેને તેના પતિ ઇંદ્ર સાથે મેળવી. ઇંદ્રાણી ઇંદ્રનાં દર્શન કરી બોલી કે “હે નાથ! નહુષ હવે મારા

શિયળનો ભંગ કરશે, માટે જેમ બને તેમ તમે મારું રક્ષણ કરો." ઈન્દ્રે ઇંદ્રાણીને ધીરજ આપતાં કહ્યું કે, "વહાલી! હમણાં મારાથી કંઈ થઈ શકે તેમ નથી. તે મહા બળવાન છે, માટે એક નીતિ બતાવું તે પ્રમાણે તું કર. નહુષ રાજાને એકાંતમાં તારે જઈને કહેવું કે "મહારાજા! તમે ઋષિઓની પાસે પાલખી ઉંચકાવી તેમાં બેસી મારે ત્યાં આવો તો હું ખુશીથી તમારી સેવા કરવાને તૈયાર થાઉં." ઇંદ્રાણી ઇંદ્રે બતાવેલો ઉપાય ધ્યાનમાં લઈને સ્વર્ગમાં આવી અને નહુષ પાસે એકાંતમાં જઈ ઉભી રહી. નહુષ ઇન્દ્રાણીને જોઈ મંદ મંદ હસીને બોલ્યો કે "હે સુંદરી! ભલે પધાર્યાં, બોલો શી આજ્ઞા છે? તમારી જે આજ્ઞા હશે, તે હું ઉઠાવીશ. તમે મારી સેવા કરો. શરમાવ નહિ ને ખુલ્લા મનથી મારાપર વિશ્વાસ મૂકો. હે દેવિ! હું સત્યના સોગન ખાઈ કહું છું કે, તમારા કહ્યા પ્રમાણે હું કરીશ."

ઈન્દ્રાણીએ મુખ મલકાવીને કહ્યું કે, 'રાજાજી! જો તમારી મારાપર પ્રીતિ હોય અને તમે જો મનગમતું કરવાને ઇચ્છતા હો તો મારી એવી ઇચ્છા છે કે, જે વાહન વિષ્ણુને, રુદ્રને, અસુરોને કે રાક્ષસોને પણ ન હોય, તેવા વાહનમાં બિરાજીને, આપ મારે મહોલે પધારો. આપ પાલખીમાં બેસો અને તે પાલખી ઋષિઓ પાસે ઉંચકાવી મારે ઘેર પધારો'. નહુષ રાજા કામી અને અવિચારી હતો. તેણે ઈન્દ્રાણીની માગણી સ્વીકારી અને વંદન કરવા યોગ્ય સપ્તર્ષિઓ પાસે પાલખી ઉપડાવી તેમાં બેસીને ઈન્દ્રાણીને મહોલે જવાને નીકળ્યો. માર્ગમાં તેણે ઋષિઓનું અપમાન કર્યું અને કહ્યું કે, ઝટ ચાલો. તે ઉપરથી ઋષિઓ કોપાયમાન થયા. અગસ્ત્ય ઋષિએ નહુષને પૂછ્યું કે બ્રાહ્મણો અને ગાયોના પ્રોક્ષણ મંત્રો તને માન્ય છે કે નહિ? નહુષે બુદ્ધિભ્રષ્ટ થવાથી કહ્યું કે—ના, મને તે માન્ય નથી. ઋષિઓએ નહુષને શાપ દીધો કે—જા તું અજગર નામનો સર્પ થા. આ પ્રમાણે શાપ થતાં નહુષ રાજા અજગર થઈ ગયો. ત્યાર પછી ઇન્દ્ર પાછો સ્વર્ગમાં આવ્યો ને પોતાના રાજ્યાસન ઉપર બેસી દેવો ઉપર રાજ્ય કરવા લાગ્યો. બ્રહ્મહત્યાથી દૂષિત મહાપાતકી થયેલો ઇન્દ્ર બ્રહ્મહત્યામાંથી મુક્ત થઈ પાછો સ્વર્ગના રાજ્યાસન ઉપર બેઠો. આ બધાનું કારણ પતિવ્રતા ઈન્દ્રાણી હતું. ઈન્દ્રાણી

પોતાના પતિવ્રતને માહાત્મ્યે ઇન્દ્રનો દુ:ખમાંથી ઉદ્ધાર કરવાને સમર્થ થઈ હતી. તેણે લાંબા સમય સુધી સૌભાગ્ય ભોગવ્યું હતું. તે ઉપરથી હમણાં પણ લોકમાં વિવાહ સમયે વરકન્યાને ઇંદ્ર ઇન્દ્રાણીનું સૌભાગ્ય આપવામાં આવે છે.

---

# ઉષા—ઓખા.



એક સમયે ભગવાન **શંકર** તપ કરવાને તૈયાર થયા ત્યારે દેવી**પાર્વતી**એ કહ્યું કે, "મહારાજ! આવડા મોટા સુના કૈલાસમાં આપના વગર મને ગમશે નહિ. આપની ઇચ્છા હોય તો હું એક બે બાળક ઉત્પન્ન કરું અને તેની સાથે હું વિનોદ કરીને આપના વિયોગના દહાડા ગાળીશ." **શંકરે** તેમ કરવાની રજા આપી. **પાર્વતીએ** જમણા **અંગમાંથી** મેલ કાઢીને એક પુત્ર અને ડાબા **અંગમાંથી** મેલ લઈ રૂપરૂપની અંબાર એક સુંદર કન્યા બનાવી. આ બે બાળકો સાથે **પાર્વતી** કૈલાસમાં આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં. એક વાર **નારદજી** ફરતાફરતા કૈલાસ આવ્યા અને બાળકોને જોઈ ચકિત થયા. પછી **શંકર**, જ્યાં **હિમાલય** પર્વતની ખીણમાં ગંગા નદીના મનોહર અને એકાંત પ્રદેશમાં તપ કરતા હતા ત્યાં જઈ, તેમને કહ્યું કે, "હે **મહાદેવ**! તમે તો ભોળા તે જન્મારો ભોળાજ રહ્યા. તમે અહિં લાંબા સમયથી તપ કરો છો અને ઘેર બે છોકરાં ઉત્પન્ન થયાં છે." **શંકરને** આ વાત સાંભળી નખશિખ ક્રોધ ચઢ્યો. **પાર્વતીને** તપ કરવા આવતી વખતે બે બાળક ઉત્પન્ન કરવાનું પોતેજ કહ્યું હતું, તે **મહાદેવ** ભૂલી ગયા અને અત્યંત ક્રોધથી ત્રિશૂળ લઈ કૈલાસ તરફ ગયા.

જ્યારે **શંકર** કૈલાસમાં આવ્યા ત્યારે દેવી **પાર્વતી** "કોઈ આવે તો અંદર આવવા દેશો નહિ" એમ કહી બે બાળકને બારણે બેસારી સ્નાન કરતાં હતાં. **શંકર** ધસમસ્યા ઘરમાં પેસવા ગયા પણ છોકરાએ હાથ પકડી કહ્યું કે, "હે યોગી! ક્યાં જાય છે? અંદર જવાય એમ નથી. મારાં માતાજી સ્નાન કરવા બેઠાં છે, માટે અહિં ઉભો રહે. પછી તને ભિક્ષા

આપશે." **શંકર** મૂળે તો ક્રોધમાં હતા, તેમાં આ બાળકે અટકાવ્યાથી બળતામાં ઘી હોમાયું. બાળક **શંકરથી** ડરી જાય તેવો ન હતો. બાપ દીકરા વચ્ચે આંગણામાં યુદ્ધ મંડાયું, તે જોઈ બાળકી **ઓખા** મીઠાની કોટડીમાં સંતાઈ ગઈ. યુદ્ધ કરતાં કરતાં કાળના પણ કાળ એવા **શંકર ભગવાને** ત્રિશૂળ મારી છોકરાનું મસ્તક કાપી નાંખ્યું. મસ્તક ત્યાંથી ઉડી, ચંદ્રના લોકમાં જઈ પડ્યું. દ્વારમાં લાત મારી **શંકર** અંદર ગયા. **પાર્વતીજીએ** પૂછ્યું કે, "તમે ક્યાંથી ? મારાં બે બાળકો બહાર હતાં તે ક્યાં ગયાં ? તેમણે તમને રોક્યા નહિ ?" **શંકર** બોલ્યા કે, "છોકરાનું તો મેં મસ્તક ઉડાવી દીધું અને છોકરી તો કોણ જાણે ક્યાં ગઈ." વિજળી પડવાથી કેળ કપાઈ પડે તેમ દેવી **પાર્વતી** ધરણીપર ઢળી પડ્યાં. હવે **શંકરને** સ્મરણ થયું કે, મેં તપ કરવા જતાં બાળક ઉત્પન્ન કરવાની દેવીને રજા આપી હતી અને આ તો પેલા **નારદ** મુનિએ અમસ્તોજ ભવાડો કરાવ્યો. દેવી **પાર્વતીનું** તેમણે બહુ રીતે મન મનાવ્યું, પણ માતાનું મન માને ? આખરે **શંકરે** કહ્યું કે, "દેવિ ! શાંત થાઓ. હું તમારા પુત્રને સજીવ કરું છું." પછી નંદી સામું જોઈ બોલ્યા કે, 'આ છોકરાને ધડ છે પણ મસ્તક નથી, માટે તમે ઝટ જે કોઈ સામું મળે તેનું મસ્તક કાપી લાવો.' નંદી અને ગણો દોડ્યા. બહાર નીકળતાં તેમને એક હાથી સામો મળ્યો, તેનું મસ્તક કાપી લીધું. એ મસ્તક ધડ ઉપર મૂકી બાળકને સજીવન કર્યો, પણ પાર્વતીનું મન માન્યું નહિ. **શંકરે** કહ્યું કે. હવે એમાં કંઈ ફેરફાર થાય નહિ, પણ તમારી ઇચ્છા છે તો તેત્રીસ ક્રોડ દેવતાઓમાં હું તેની પ્રતિષ્ઠા વધારું. "આ ગણપતિ કહેવાશે ને કોઈ પણ શુભ કાર્ય પ્રથમ તેની પૂજાથી શરુ કરવામાં આવશે. તે નિત્યે મોદકનો આહાર કરશે ને સિદ્ધિ તથા બુદ્ધિ તેની પટરાણીઓ થઈ રહેશે." દેવ લોકોએ ભગવાન **શંકરના** આશીર્વાદથી પ્રસન્ન થઈ પુષ્પવૃષ્ટિ કરી. દેવી **પાર્વતી** પ્રસન્ન થયાં. પછી નારદે આવી હસીને ક્ષમા માગી.

આ બધું થઈ રહેતાં દેવીને ઓખા યાદ આવી. શોધ કરતાં લવણની કોટડીમાંથી તે મળી આવી ત્યારે **પાર્વતીએ** ગુસ્સે થઈ તેને શાપ દીધો કે, "લવણની માફક તું ઓગળજે." થરથર કંપતી ઓખાએ આજીજી કરી

કે, "માતાજી! ક્ષમા કરો. છોરું કછોરું થાય પણ માબાપથી નિષ્ઠુર ન થવાય." તેની આંખમાંથી પડતાં આંસુને લીધે **પાર્વતીજીએ** તેને છાતી સરસી ચાંપી વરદાન દીધું કે, તારે નિમિત્તે ચૈત્ર માસમાં જે સ્ત્રીઓ અલુણાં કરશે, તેમનું સૌભાગ્ય વધશે."

આ સમયે નર્મદાના પ્રદેશમાં **શોણિતપુર** નામના નગરમાં બલિ રાજાના પુત્રનો પુત્ર **બાણાસુર** રાજ્ય કરતો હતો. સોરઠમાં દ્વારિકા નગરીમાં **શ્રીકૃષ્ણચંદ્ર** છપ્પન કોટી **જાદવ** સાથે પૃથ્વીનું પાલન કરતા હતા. **બાણ** બળની ઇચ્છાવાળો હોવાથી કૈલાસ ગયો અને રાવણની પેઠે મહા કઠણ તપશ્ચર્યા કરી. જ્યારે એના તપથી પ્રસન્ન થઈ **શંકરે** વર માગવાનું કહ્યું ત્યારે તેણે હજાર હાથીના બળવાળા હજાર હાથ અને અમરત્વ માગ્યું. **શંકરે** હાથ આપ્યા, પણ અમરત્વ આપ્યું નહિ. બળથી ઉન્મત્ત થયેલો **બાણાસુર** પૃથ્વી, આકાશ અને પાતાળના રાજાઓ ઉપર જીત મેળવવા લાગ્યો. દિવસે દિવસ તેને પોતાના બળનું વધારે અને વધારે અભિમાન આવતું ગયું. વિજયની પરંપરાઓમાં એને સંસારસુખની કંઈ અસર થઈ નહિ, પરંતુ એકવાર પ્રભાતમાં ઊઠી તે બારીએ ગયો ત્યારે એક ચંડાળણીએ તેનું મુખ નહિ જોવા માટે આડે સાવરણી ધરી. **બાણે** અને રાણીએ તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે, વાંઝિયા રાજાનું મુખ જોવાને હું ખુશી ન હતી. **બાણાસુર** અને રાણી બેઉને આથી માઠું લાગ્યું. કેવી રીતે વાંઝિયામહેણું ટાળવું, તે માટે **બાણ** વિચારમાં પડ્યો. રાણીએ તેને કાલાવાલા કરી જણાવ્યું કે, "તમે **શંકરના** ભક્ત છો, માટે **શંકરની** પાસે જઇ તેમની આરાધના કરો અને સંતાન માંગો. **શંકર** આપણી આશા પુરશે." **બાણાસુરે** કૈલાસ જઈ તપ કરી **શંકરને** પ્રસન્ન કર્યા અને સંતાન માગ્યાં. **શંકરે** કહ્યું કે, "આખું જગત પોતાના કર્મથી બંધાયેલું છે. ભાગ્યમાં હોય તેજ દેવો પણ આપી શકે છે. તારા કર્મમાં પુત્રસંતાન નથી, માટે તે તને નહિ મળે." **બાણ** નિરાશ થયો નહિ ને તેણે **પાર્વતીજીને** પ્રસન્ન કર્યાં. તેમણે **ઓખા** પુત્રી **બાણને** આપી અને કહ્યું કે, "આ છોકરીને લાલનપાલનથી ઉછેરી સંતાનનો લાવો લેજે." **બાણ ઓખાને** લઇને ઘેર આવ્યો. રાણી અને આખું નગર

આનંદ પામ્યું. **ઓખા** શુકલ પક્ષના ચંદ્રની માફક દિવસે દિવસ વધતી ગઈ. પ્રધાનની પુત્રી **ચિત્રલેખા** સાથે નાના પ્રકારની બાળ રમત રમતાં અને સુખ ભોગવતાં તે પરણવાને યોગ્ય થઈ. **બાણ** આ વખતે લગભગ ત્રિભુવન જીતી મહાગર્વમાં આવ્યો હતો. દેવલોક જીતી પાછા ફરતાં તે કૈલાસ ગયો અને પોતાના હાથનું બળ અજમાવવા વાસ્તે મૂળમાંથી બાથ ભરી કૈલાસને ઉપાડ્યો. ઓચિંતો કૈલાસ ઉપડવાથી **પાર્વતીજી** મંદિરમાં પડી ગયાં. **શંકર** ગુસ્સે થયા અને **બાણને** શાપ દીધો કે, "તને જે હજાર હાથનું બળ છે, તે હાથ કપાઈ તારો ગર્વ ઉતરશે." **બાણ** પગે પડ્યો, ત્યારે ભોળા **શંકરે** તેને એક ધ્વજ આપીને કહ્યું કે, "આ ધ્વજ તારા રાજમહેલ ઉપર મૂકજે. જ્યારે તે તૂટી પડે ત્યારે જાણજે કે, શત્રુ ઉત્પન્ન થયો છે. તારી પુત્રી **ઓખાનો** વડસસરો તારા હજાર હાથ કાપી નાંખશે." **બાણ** દિલગીર થઇને ઘેર આવ્યો. **કૌભાંડે** કહ્યું કે, "તમે નહિ પરણાવો તો, તે પોતાની મેળે પરણશે." **બાણે** કહ્યું કે, "પરણશે શું? હું તેને એકદંડિયા મહેલમાં રાખી નીચે સખત પહેરો મૂકીશ." **બાણની** રાણીએ ઘણુંએ કલ્પાંત કર્યું પણ તે ડગ્યો નહિ. ઘણી ઘણી વિનવણીએ છેવટ પ્રધાનપુત્રી **ચિત્રલેખાને** તેની સાથે રાખી. થાંભલા ઉપર મહેલ બંધાવી **ઓખા** અને **ચિત્રલેખાને** તેમાં રાખ્યાં, પહેરો મૂક્યો અને માત્ર બે માણસનું અનાજ પાણી ત્યાં મોકલવા માડ્યું. **ઓખા** પરણવાને બહુ આતુર હતી, પણ શું કરે? તે હમ્મેશ 'વર, વર' જંખ્યા કરતી ને **ચિત્રલેખા** તેનું મન મનાવતી અને ધીરજ આપતી.

એક વખત **ઓખાને** સ્વપ્નું આવ્યું તેમાં તે પરણી. સ્વપ્નમાં ને સ્વપ્નમાં વિવાહનું સુખ લેતી તે બડબડવા લાગી, એટલે **ચિત્રલેખાએ** તેને જગાડી. પોતાને આવા સુખમાંથી જગાડવા માટે ગુસ્સે થઈ તે બોલી કેઃ—

**ઓખા** ભર રે નિદ્રામાંથી જાગી, અંગોઅંગ અંગીઠી લાગી;
ફટ પાપિણી આ શું રે કીધું, મને અમૃત લેઈ વખ દીધું.

ઉષાનું સ્વપ્ન.



ઉષા સ્વપ્નમાં અનિરૂદ્ધનું દર્શન કરે છે.

પૃ. ૮૮.

Lakshmi Art, Bombay.

# ઉષા અને ચિત્રલેખા



ચિત્રલેખાએ તે ઉપરથી રાજકુમારોનાં ચિત્ર ચિતરી ચિતરીને તેને બતાવ્યાં.

(કૉપીરાઇટ) પૃ. ૮૯

પછી **ઓ**ખાકુંવરી બહુ વલોપાત કરીને બોલી કે, "બહેન ચિત્ર-લેખા ! તું ગમે તેમ કર, પણ સ્વપ્નમાં મારી સાથે પરણેલો વર મને મેળવી આપ.

આંખે આંસુની ધારા વહે છે, કર જોડીને કન્યા કહે છે;
બાઈ રે તું છે દીન દયાળ, એવું કહીને પગે લાગી બાળ.
માબાપ વેરી થયાં મારાં, મેં તો ચરણ સેવ્યાં છે તારાં.

આ પ્રમાણે **ઓ**ખાએ બહુ બહુ આજીજી કરી ત્યારે ચિત્રલેખાએ કહ્યું કે, 'સ્વપ્નમાં તું કોની સાથે પરણી તે તને યાદ છે?' **ઓ**ખાએ જવાબ દીધો કે, 'એ તો યાદ નથી પણ હું જોઉં તો ઓળખું ખરી.' ચિત્ર-લેખાએ તે ઉપરથી રાજકુમારોનાં ચિત્ર ચિતરી ચિતરીને તેને બતાવ્યાં. દ્વારકાંના રાજા **શ્રી**કૃષ્ણના પૌત્ર અને **પ્ર**દ્યુમ્નના પુત્ર અનિરુદ્ધને જોઈ ઓખા શરમાઈ ગઈ. પોતાના વર તરીકે ઓળખાવી તેને એકદંડિયા મહેલમાં લઈ આવવા ચિત્રલેખાને વિનંતિ કરી. ચિત્રલેખાએ કહ્યું કેઃ—

દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાય ત્યાં મારાવતી;
રક્ષા કરવા ફરે છે રે ચક્ર, ત્યાં તો જઈ ન શકે રાય શક્ર.

આવાં આવાં બહાનાં બનાવ્યાં પણ **ઓ**ખાએ તેનું કહેવું માન્યું નહિ. છેવટ રાજકુમારી ઉપર દયા લાવી ચિત્રલેખા ત્યાંથી આકાશ માર્ગે દ્વારિકાં ગઈ. દ્વારિકાંની આસપાસ સુદર્શન ચક્ર રક્ષા કરવા ફરતું હતું. **નારદજીએ** આવી યુક્તિથી તેને અંદર દાખલ કરાવી દીધી. ચિત્રલેખા **પ્ર**દ્યુમ્નજીના મહેલમાંથી હિંડોળામાં **અ**નિરુદ્ધ સુતો હતો તેને લેઈ **શો**ણિતપુર એકદંડિયા મહેલમાં આવી. **ઓ**ખા પોતાના વરને આવેલો જોઈ ખુશ થઈ, પણ તેને જગાડયો નહિ. ચિત્રલેખા કેવી રીતે ગઈ ને કેવી રીતે આવી, એ સંબંધી તેઓ વાતો કરવા લાગ્યાં એમ કરતાં કરતાં **પ્ર**ભાત થયું. બંદિજનનાં ગાયન સંભળાયાં ત્યારે **અ**નિરુદ્ધ ઓચિંતો જાગી ઉઠ્યો. તેણે પરણવાની ના પાડી. ચિત્રલે-ખાએ **અ**નિરુદ્ધને શાંત પાડી માળિયામાં" **ઓ**ખાને તેના હાથ મેળવી પરણાવ્યાં અને પછી કહ્યું કે, 'બહેન ! મને રજા આપ. હું મારા લોકમાં

જાઇશ, પછી **ચિત્રલેખા** ગઈ. માળિયામાં વરવહુ—**ઓખા** અને **અનિરુદ્ધ** રહ્યાં. બીજે દિવસે પહેરેગીરોને શક પડયો કે, માળિયામાં **ચિત્રલેખા** નથી, પણ કોઈ પુરુષ છે. તેમણે **બાણ**ની પાસે જઈ ખબર આપી. એથી **કૌભાંડ** મંત્રી તપાસ કરવાને આવ્યો. **ઓખા**એ થોડીવાર તેને ઉડાવ્યો, પણ **કૌભાંડે** માન્યું નહિ. તેણે માળિયાની તપાસ કરવાનો હુકમ કર્યો. કાલાવાલાથી પ્રધાન સમજ્યો નહિ ત્યારે **ઓખા**એ તેને દમ ભરાવ્યો.

**કૌભાંડે** કાલાવાલા કે ધમકી કશાને નહિ ગણકારતાં, મેડી તપાસવાનો હુકમ કર્યો. બારણાની ભુંગળ લઈ, ક્રોધથી **અનિરુદ્ધ** તેની સામે થયો અને રાક્ષસોને તથા **કૌભાંડ**ને મારીને નસાડી મૂકયા. **કૌભાંડે** **બાણ**ને સર્વ હકીકત જાણ કરી. **બાણ** ગુસ્સે થયો. બળવાન માણસો સાથે તે એકદંડિયા મહેલ ઉપર ગયો અને **નાગપાશ**થી **અનિરુદ્ધ**ને બાંધી કેદી કરાવ્યો તથા **ઓખા**ને રાજમહેલમાં સખત પહેરામાં રાખી. **નારદજી**એ બંધીખાનામાં આવી **અનિરુદ્ધ**ને દર્શન આપી ધીરજ દીધી અને ત્યાંથી **દ્વારિકા** જઈ **શ્રીકૃષ્ણ**ને કહ્યું કે, 'તમે તો અહિં મોજ કરો છો, પણ **પ્રદ્યુમ્ન**નો દીકરો **અનિરુદ્ધ** તો **શોણિતપુર**માં બંધીખાને પડયો છે. **રુકિમણી**એ **શ્રીકૃષ્ણ**ને ઉશ્કેર્યાં અને જાદવનું મોટું સૈન્ય લઈ, **શોણિતપુર** ઉપર ચઢી ગયા. **બાણ** બહુ બળથી લડયો, પણ તેનું કંઈ વળ્યું નહિ. તેના હજાર હાથ કાપી નાંખ્યા ત્યારે તેણે જાણ્યું કે **શંકર**ના શાપનું આ ફળ મળે છે. **શંકર**ની સ્તુતિ કરતાં તે તેની વહારે આવ્યા. **શિવ** તથા **વિષ્ણુ** સામસામા લડવાને તૈયાર થયા ત્યારે **બ્રહ્મા**એ જાણ્યું કે, સૃષ્ટિનો સંહાર થઈ જશે. **બ્રહ્મા**એ આવી સલાહ કરાવી. **બાણે** પ્રેમથી **ઓખા** **અનિરુદ્ધ**ને પરણાવી. **કૃષ્ણ** પરમાત્મા વરકન્યાને લઈ મોટી ધામધુમથી **દ્વારિકા** પધાર્યાં અને સર્વત્ર જયજયકાર થઈ રહ્યો.

---

નાગપાશ.



નાગપાશથી અનિરૂદ્ધને બાંધી કેદી કરાવ્યો.

પૃ. ૯૦.

Lakshmi Art, Bombay.

# મૈત્રેયી.



આ ધર્મનિષ્ઠ અને પવિત્ર બાઈ મહાત્મા **યાજ્ઞવલ્કય** ઋષિનાં પત્ની થતાં હતાં. તે ઇશ્વિરભક્ત અને પતિવ્રતા હતાં. આધ્યાત્મિક જ્ઞાનથી તેમણે પોતાનું અંત:કરણ સ્વચ્છ કર્યું હતું. મહાત્મા **યાજ્ઞવલ્કય**ને **કાત્યાયની** નામે બીજી પણ પત્ની હતી. તેની સાથે **મૈત્રેયી** સ્નેહભાવથી વર્તતાં હતાં. **મૈત્રેયી**ની કથા બૃહદારણ્ય ઉપનિષદમાં આ પ્રમાણે વર્ણવેલી છે. એક વખત **યાજ્ઞવલ્કયે મૈત્રેયી**ને કહ્યું કે, "હવે મારી આખર અવસ્થા થઈ છે માટે તમે અહિં રહો અને હું વનમાં જઈ ત્યાં તપોમય જીવન ગાળું. મારી બધી સંપત્તિ તમને બન્ને જણને સરખે હિસ્સે વહેંચી આપું તે તમે લો." કાત્યાયની કંઈ પણ બોલ્યાં નહિ, કારણ કે, તે કેવળ ઘરના કામમાં કુશળ હતાં, પરંતુ તેજસ્વી બુદ્ધિનાં **મૈત્રેયી** બોલ્યાં કે, "હે પ્રભુ! આ જગત જો ધનથી પરિપૂર્ણ થઇને મારા હાથમાં આવે તો તેનાથી હું શું નિર્વાણ પદ મેળવી શકું?" **યાજ્ઞવલ્કયે** કહ્યું કે, ધનથી તમારૂં જીવન ધનવાનના જીવન સરખું થશે. પૈસાથી અમર થવાની આશા નથી." **મૈત્રેયી**એ ઉત્તર આપ્યો કે "જેનાથી અમર થવાની સંભાવના નથી, તે લઇને હું શું કરૂં? જેનાથી અમરત્વ મેળવી શકાય, એવા બ્રહ્મજ્ઞાનનો મને ઉપદેશ કરો."

**યાજ્ઞવલ્કયે** કહ્યું કે, "**મૈત્રેયી**! તમે મને ઘણાં પ્રિય છો, તે ઉપરાંત પરમ કૃપાળુ પરમેશ્વર સંબંધી પ્રશ્ન પૂછીને તથા તે જાણવાની ઇચ્છા કરી મને વધારે પ્રિયકર થયાં છો. તમે મને જે પ્રશ્ન પૂછ્યો તેનો ઉત્તર આપું તે સાંભળો. કોઈ સ્ત્રી સ્વામીની ઇચ્છાનુસાર તેને પ્રિય થવાની ઇચ્છા રાખતી નથી, પરંતુ આત્માની કામનાના અનુરૂપ ભર્તારને પ્રીતિપાત્ર થાય છે. સ્ત્રી પોતાની ઇચ્છા પરિપૂર્ણ થયાથી સંતુષ્ટ રહે છે. પત્ની પતિને ન ગણકારે તો તે સ્વામીની વિરક્તિને પ્રાપ્ત થઈ પડે. પુત્રો પિતાને પ્રિય હોવાનું કારણ એ છે કે, તેઓ ભવિષ્યમાં તેને સુખ આપે. પુત્ર પિતાને તાબે ન રહે તો તે કદી પણ પિતાને પ્રિય થતો નથી. તેજ

પ્રમાણે ઘોડા, ગાય વગેરે પશુઓ પણ સ્વાર્થને લઇને પ્રિય છે. જ્યારે તેઓ પોતાનું કામ કરવાને અસમર્થ થાય છે ત્યારે અપ્રિય થઈ પડે છે. વેદ લોકોને પ્રિય છે તેનું કારણ એ છે કે, તેનું અધ્યયન કંઈ પ્રયોજનવાળું છે એમ તેઓ સમજે છે. વેદથી આલોકમાં સંમાન અને પરલોકમાં સુખ મળતું હોવાથી લોકો તેને પ્રિય સમજે છે. આ સર્વ દૃષ્ટાંતોનું તાત્પર્ય એ છે કે, આત્મા સિવાય બીજું કંઈ પુરુષને પ્રિય નથી. આત્માજ ખરેખર પ્રિય છે. પુત્ર તથા સ્ત્રી વગેરે જે પ્રિય થાય છે, તે આત્માના સ્વાર્થને અંગે છે, માટે હે મૈત્રેયિ! પરમાત્માને સાક્ષાત્કાર કરવો, એજ સારનો સાર છે. આત્માનો પ્રતિપાદક વેદ તે પ્રથમ સાંભળવો. પછી યુક્તિથી તેના અર્થનું મનન કરવું, પછી નિદિધ્યાસન એટલે તેનો અર્થ સારી રીતે ધ્યાનમાં લેવો. પરમાત્મા સાંભળ્યો અને જાણ્યો, એટલે પરમાત્માના તત્ત્વથી સાક્ષાત્કાર થયેલું આ સર્વ જગત જણાય છે.

આત્માજ દર્શન, મનન, શ્રવણ અને ધારણાને યોગ્ય છે. હે મૈત્રેયિ! અંતરમાં જે લોક છે તે આત્માને જુએ તોજ તે લોકે સર્વ કંઇ જાણ્યું, સાંભળ્યું, મનન કર્યું અને ધારણ કર્યું કહેવાય. એક વસ્તુ જાણ્યાથી બીજી વસ્તુ કેવી રીતે જણાય? પરમાત્મા સિવાય બીજી કોઈ સત્તા નથી. જો હોય તો તે આપણને જાણ થવાની નથી. ટુંકમાં બીજું કંઇજ નથી. પરમાત્મા સ્વતંત્ર છે, માટે આત્માજ સર્વત્ર જણાય છે. જેમ ઢોલનો અને વીણાનો શબ્દ સાંભળ્યાથી ઢોલને મારવાનો તથા વીણાને વગાડવાનો શબ્દ સંભાળાય છે તેમ પરમાત્માને જાણ્યાથી સર્વ જાણવામાં આવે છે. સમુદ્ર સઘળાં પાણીનું સ્થાન છે, ત્વચા સ્પર્શનું કારણ છે, જીભ રસનો સ્વાદ લેવાનું સાધન છે અને નાક ગંધ લેવાનું સાધન છે. જો નાક ન હોત તો શ્વાસ લેવાત નહિ. કાન એજ શબ્દ શ્રવણભૂમિકા છે, ચિત્ત બધી વાસનાનું મંદિર છે, હૃદય સઘળી વિદ્યાનું મંદિર છે, હાથ બધા કર્મનો આશ્રય છે, મરુત બધી કુદરતી વસ્તુનો ભંડાર છે અને વાક્ય એ શ્રુતિનું અવલંબન સ્થાન છે. જો વાક્ય ન હોય તો વેદ રહી શકત નહિ. સર્વ પદાર્થોના આશ્રયોનો આશ્રય બ્રહ્મ છે. હે મૈત્રેયિ! તમે બ્રહ્મને અવલંબીને જીવતાં રહો."

**મૈત્રેયી**–"પ્રભુ ! આપે જે મહાન્ આત્મા સંબંધી કહ્યું, તે શું મોહમાં ફસાઈ શકે છે ?"

**યાજ્ઞવલ્કય**–" નહિ, તે આત્મા અવિનાશી, સ્થિતિ તથા નાશ રહિત છે. અજ્ઞાન આત્માને સ્પર્શ કરવા સમર્થ નથી. "

**મૈત્રેયી** આ આધ્યાત્મિક તત્ત્વ ભરેલાં વચનો સાંભળ્યાથી વિદુષી, બુદ્ધિશાળી અને બ્રહ્મજ્ઞાનમાં પ્રીતિવાળી થઈ. તેની વિદ્યાગ્રહણ કરવાની બુદ્ધિ ઘણીજ વિશાળ હતી. તેમજ તેની ધર્મપ્રવૃત્તિ ઉત્તમ હતી. તેનું ઉપનિષદમાં કહેલું વેદવાક્ય ઘણુંજ ઉત્તમ છે. તે બ્રહ્મવાદિની થઈ હતી, એવું શ્રુતિમાંથી જણાય છે. '**तयोर्ह मैत्रेयी ब्रह्मवादिनी बभूव**' અધ્યાત્મ-તત્ત્વની જિજ્ઞાસા તેનામાં ઘણી બળવાન્ હતી, જ્યારે **યાજ્ઞવલ્કય** ઋષિ વનમાં તપ કરવા ગયા ત્યારે પતિવ્રતા **મૈત્રેયી** યોગિનીનો વેષ ધારણ કરી સ્વામી સાથે વનમાં ગયાં હતાં અને સ્વામી સાથે બ્રહ્મ–તદાકારમાં લીન થયાં હતાં.

---

# દેવહૂતિ.



**સ**રસ્વતી અને દૃષદ્વતી નદીઓના વચલા ભાગમાં **બ્રહ્મવર્ત** દેશના રાજા **સ્વાયંભૂ મનુ**ની પુત્રી **દેવહૂતિ** બાલ્યવયથીજ બુદ્ધિમાન હતી. તેની સદ્બુદ્ધિ જોઇ તેના પિતાએ તેને ધર્મશાસ્ત્ર, ન્યાય, વિજ્ઞાન, વગેરે વિદ્યાઓનું અધ્યયન કરાવ્યું હતું. વિદ્યામાં તેમજ સૌંદર્યમાં તે વિદ્યુત જેવી તેજસ્વી હતી. **સ્વાયંભૂ મનુ**એ તેનાં જ્ઞાન, ગુણ, રૂપ અને સ્વભાવને મળતાં જ્ઞાન, ગુણ અને સ્વભાવવાળા મહાત્મા **કર્દમ** મુનિ વેરે શાસ્ત્ર-વિધિથી તેને પરણાવી હતી.

**દેવહૂતિ**ને **કર્દમ** મુનિના કેટલાક ગુણોનો પાશ લાગ્યો. તે હંમેશ પતિ સેવામાં, ગૃહકાર્યમાં અને ઇશ્વરારાધનામાં તત્પર રહી નિત્ય કર્મ કરતાં. નવરાશના વખતમાં પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવવાનો યત્ન કરતાં.

બ્રહ્મજ્ઞાન તેમને બહુ પ્રિય હતું. કાળે કરીને દેવહૂતિને એક પછી એક એમ નવ પુત્રીઓ થઈ. કર્દમમુનિએ વનમાં તપ કરવા જવા ધાર્યું ત્યારે દેવહૂતિએ કહ્યું કે, “આપ સંસારાશ્રમ છોડી વનમાં જાઓ છો, તો આપની ગેરહાજરીમાં મને જ્ઞાનનો ઉપદેશ કોણ કરશે? મને તત્ત્વજ્ઞાન શિખવવા માટે કોઇને યોજો.” મુનિના મનમાં કરુણાનો ઉદય થયો અને તેમણે દેવહૂતિને ઇશ્વરભક્તિમાં ચિત્ત રોકવાનો ઉપદેશ કરવા થોડા દિવસ વનમાં જવાનું મુલતવી રાખ્યું. દેવહૂતિને પેટે એક પરમ સુંદર અને તેજસ્વી પુત્રનો જન્મ થયો. તેનું નામ કપિલદેવ પાડયું. દેવહૂતિને પુત્ર થયા પછી કર્દમમુનિ તપ કરવા ગયા. દિવસ જતા કપિલ મોટા થયા. તેમણે માતાના અભિપ્રાય પ્રમાણે ચાલી, ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. સાંખ્યશાસ્ત્ર તેમણે બનાવેલું છે. તેમાં એવો ઉપદેશ છે કે, ચોવીસ તત્ત્વને જાણીને તેનાથી હું ભિન્ન છું એમ જાણે છે તથા છવ્વીસમા પુરુષને ઓળખે છે તો તેને મોક્ષ મળે છે. બ્રહ્મવિદ્યાથી આત્મસ્વરૂપનું જ્ઞાન અને સુખદુ:ખની નિવૃત્તિ થાય છે. ચિત્તજ જીવનું બંધન છે. પરમેશ્વરમાં એકતાર થવાથી મુક્તિ મળે છે. દેવહૂતિએ પોતાના પુત્રને એવો મોટો જ્ઞાની થયેલો જોઈ, તેની સાથે તત્ત્વજ્ઞાન સંબંધી જે વાતચીત કરી હતી તે આ પ્રમાણે:—

કપિલ—મારા અભિપ્રાયમાં યોગ એજ મુક્તિ મેળવવાનો સર્વથી મોટામાં મોટો માર્ગ છે. યોગસાધન મનને તાબે કર્યાં સિવાય એટલે અંત:કરણની એકાગ્રતા સિવાય કદી પણ થઈ શકતું નથી. મનને જે તરફ ચલાવવામાં આવે તે તરફ દોડે છે. ભોગની વસ્તુ તરફ ચિત્તનું વલણ થવાથી જીવને નિવૃત્તિ મળવાનો સંભવ નથી, પરંતુ ઇશ્વરમાં લીન થયા પછી અજ્ઞાન, પાપ, પ્રલોભન, વગેરેથી તેનો છુટકો થઈ શકે છે. ત્યારપછી આત્મસમર્પણ વિના યોગીઓને બ્રહ્મજ્ઞાન મેળવવાનો બીજો કોઈ માર્ગ નથી. સાધુઓનો સમાગમ આ સર્વનું મૂળ છે.

દેવહૂતિ–પુત્ર! ભગવાનની કેવી રીતે ભક્તિ કરવી જોઇએ, તે હું જાણતી નથી. હું સ્રી છું, માટે મારે ઇશ્વરની કેવી રીતે ભક્તિ કરવી તે

મને કહે ? ભક્તિયોગથી મારો જન્મ સાર્થક થાય, એવું જે તત્ત્વ હોય તે બતાવ.

કપિલ—વેદમાં કહેલાં કર્મો કર્યાથી ભગવાનપર ભક્તિ થાય છે. ભક્તિના બળથી મોક્ષ મળે છે, પરંતુ ઘણા જણ આવી રીતિથી સંતોષ પામતા નથી. તેઓ મુક્તિ કરતાં ભક્તિયોગથી પરમેશ્વરની સેવા કરવાનું પસંદ કરે છે. હે માતાજી ! જેના યોગે હૃદયની શંકાઓ દૂર થઈ પરમાત્માનો સાક્ષાત્કાર થાય તેજ ઉત્તમ જ્ઞાન કહેવાય. મોક્ષને જ્ઞાન ઉત્તમ છે અને તે સંબંધી હું તમને કહું તે સાંભળો. જે આત્મસ્વરૂપ, આદિરહિત, સ્વયં-પ્રકાશ અને ગુણ તથા પ્રકૃતિના સંગ રહિત તથા અખિલ બ્રહ્માંડ જેના પ્રભાવથી પ્રકાશે છે તે પરમપુરુષ છે. પ્રકૃતિ શક્તિરૂપ, ધૃતિરૂપ અને અવ્યક્ત ગુણથી યુક્ત છે. તે લીલાક્રમથી વિષ્ણુપાસે ગયાથી તેને ગ્રહણ કરે છે. હે માતાજી ! પુરુષ સ્વયંસાક્ષી માત્ર સુખસ્વરૂપ છે. કોઈ કામમાં તેનું પ્રભુત્વ નથી. પ્રકૃતિ, કાર્ય કારણ અને કરવાનું મૂળ કારણ છે. પુરુષ તો કેવળ સુખદુ:ખનો ઉપભોક્તા છે.

દેવહૂતિ—આ દૃષ્ટિએ પડતા વિશ્વનું નાનામાં નાનું અને મોટામાં મોટું કાર્ય પ્રકૃતિ અને પુરુષથી ઉત્પન્ન થયું છે, તે હું સમજી પરંતુ હવે તું તેનાં લક્ષણ મને કહે.

કપિલ—માતાજી ! સનાતન સત્વ, રજ અને તમોગુણની જે સામાન્યાવસ્થા તે પ્રકૃતિ. પાણી, પૃથ્વી, આકાશ, અગ્નિ, વાયુ એ પાંચ મહાભૂત છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ આ પાંચ તન્માત્રા છે; કાન, જીભ, ત્વચા, નાક, આંખ, એ પાંચ જ્ઞાનેન્દ્રિય તથા વાણી, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ પાંચ કર્મેન્દ્રિય છે; અહંકાર, ચિત્ત, મન અને બુદ્ધિ એ ચાર અંતરિન્દ્રિયો છે. આ બધાં ચોવીસ તત્ત્વો છે. એ સગુણ બ્રહ્મમાં છે. "કાળને ગણતાં" પચીસ તત્ત્વ થાય છે. કેટલાએક કાળને જુદો પદાર્થ ગણતા નથી. તેઓ કહે છે કે, એક વિશ્વપતિના પ્રભાવ વિના બીજું કશું નથી. પુરુષ સૂર્યની પેઠે નિર્ગુણ અને નિર્વિકાર છે. "હું કરનારો છું." આવું અભિમાન જે પુરુષ જે પળમાં કરે છે, તે પળે તે વિકૃતિમાં આસક્ત થાય છે અને તેથી શોક ઉત્પન્ન થવાનું તેને

કારણુ મળે છે. અર્થ સિવાય આ સંસાર ચલાવવો કઠિન છે. વિષય-વ્યાપાર વગેરેના વિચારમાં ગુંથાયાથી પુરુષ માયાની જાળમાં પડે છે, માટે ચિત્તવૃત્તિ કુમાર્ગે દોડે તો દૃઢભક્તિથી અને વૈરાગ્યથી તેને વશ કરવી જોઇએ.

બીજું યમ નિયમાદિ યોગથી ચિત્તને વશ કરીને શ્રદ્ધાપૂર્વક ઈશ્વરમાં આત્માર્પણુ, મૌનનું અવલંબન, સર્વ ધર્મનું અનુષ્ઠાન, વિષયવાસનાનું નિઃસ્પૃહપણું, એકાંત જગામાં રહેવું, બ્રહ્મચર્ય અને પ્રકૃતિ પુરુષનું જ્ઞાન મેળવવા માટે જ્ઞાનનો સંગ્રહ, આ બધું કરવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે. હે માતાજી! પાણીમાં પ્રતિબિંબિત થયેલો સૂર્ય પૃથ્વી ઉપર દેખાય છે અને પાણી તથા પ્રતિબિંબના મેળાપથી ગગનમાંનો ચંદ્ર જોવાય છે. ઇન્દ્રિય, ભૂત અને મનોમય આત્માના પ્રતિબિંબથી તથા ત્રણ ગુણવાળો અહંકાર બ્રહ્મના પ્રતિબિંબરૂપે છે અહંકારથી પરમાર્થ પરિજ્ઞા-નરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

દેવહૂતિ–પુત્ર! પ્રકૃતિ અને પુરુષ બન્ને નિત્ય છે અને બંને અન્યોન્યા-શ્રય સ્વરૂપ છે, તે મારા સમજવામાં આવ્યું. પૃથ્વી અને ગંધ જેમ એક બીજાથી જુદાં થઈ શકતાં નથી, રસ અને પાણીમાં જેવો અભેદ સંબંધ છે તેવો પુરુષ અને પ્રકૃતિનો નિત્ય સંબંધ છે. તે છુટાં પડીને સ્વતંત્ર ભાવથી રહી શકતાં નથી, તેમ પ્રકૃતિ અને પુરુષ ન છૂટે એવા બંધનથી બંધાયેલાં છે.

કપિલ–હવે યોગનું વર્ણન કરું તે સાંભળો. એનાથી મન સન્માર્ગે જનારૂં થાય છે. યથાશકિત સ્વધર્મનું ધર્માનુષ્ઠાન, નિર્વાહ જેટલી વસ્તુ ઉપર પ્રીતિ ને અપવિત્ર વસ્તુ ખાવી નહિ, અલ્પ આહાર કરવો, એકાંત વાસ રાખવો, અહિંસા વગેરે ઉત્તમ વ્રત આચરવાં, સત્ય બોલવું, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, શુદ્ધાચાર, ઈશ્વરની આરાધના અને પ્રાણાયામ વગેરે નીધ્યાય-તાથી અંતઃકરણને યોગ તરફ દોડાવવું, અગ્નિ અને વાયુથી સોનાની શુદ્ધિ થાય છે તેમ યોગી શ્વાસોચ્છ્વાસને રોકી અંતર શુદ્ધ કરે છે. પ્રાણાયામથી વાયુ, પિત્ત, ને શ્લેષ્માદિ દોષની ધારણાથી મનના દોષ અને ધ્યાનથી

નાસ્તિકતા દૂર થાય છે. યોગના માહાત્મ્યથી ચિત્ત શુદ્ધ થયા પછી, નાકના અગ્ર ઉપર દૃષ્ટિ રાખી બ્રહ્મના વિચારમાં મનને રોકવું જોઇએ. ભક્તોનું હૃદય તેના ઉપદેશનું આસન છે.

દેવહૂતિ—સાંખ્યદર્શનમાં પ્રકૃતિ ઇત્યાદિનો વૃત્તાન્ત જે પ્રકારે કહેલો છે તે પ્રકારે તેનું વર્ણન તેં કર્યું. હવે તેનું મૂળ સ્વરૂપ ભક્તિયોગના વિષયનું વર્ણન કર. એ સાંભળવાથી જીવ સંસારના વ્યવહારથી નિ:સ્પૃહ થાય છે. જેવી રીતે તત્ત્વનો ઉપદેશ તેં કર્યો તે ઉપરથી મારી ખાતરી થાય છે કે, તું યોગનો પ્રકાશ કરવામાં સૂર્યરૂપ છે.

કપિલ—માતાજી! ભક્તિયોગ જુદા જુદા પ્રકારનો છે. ભેદદર્શી યોગ તામસ એટલે નિકૃષ્ટ યોગ છે. ધન, માન અથવા પ્રખ્યાતિ મેળવવાની આશાથી જે યોગ કરવામાં આવે છે, તેને રાજસ યોગ કહ્યો છે. તે પણ સારો યોગ નથી પરંતુ તે મધ્યમ પ્રકારનો યોગ છે. જગદીશ્વરપ્રતિ પ્રીતિ નહિ દેખાડવાથી જીવની સદ્ગતિ થતી નથી, સાત્વિક યોગ સર્વથી ઉત્તમ છે. એનું બીજું નામ નિર્ગુણ ભક્તિ યોગ છે. જેમ નદીનું પાણી સમુદ્રના પાણીમાં મળવા સાગરના પાણીના ગુણને ગ્રહણ કરે છે, તેમ નિષ્કામ મનોગતિ (એટલે ઇશ્વર આગળ સાંસારિક કામના વિનાની પ્રાર્થના) ઇશ્વરભાવને ધારણ કરે છે.

એ પ્રમાણે મહાત્મા કપિલમુનિએ શિક્ષણ મેળવીને, પોતાની માતા દેવહૂતિને ખરા તત્ત્વનું જ્ઞાન આપ્યું હતું. મા દીકરાની વચ્ચે અધ્યાત્મ વિષયની વાતચીત થઈ હતી. પૂર્વે ભારતવર્ષની માતાઓ દેવહૂતિની પેઠે તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયમાં ઉંડી ઉતરી આત્માની ઉન્નતિ માટે યત્ન કરતી હતી.

---

# લોપામુદ્રા.



લોપામુદ્રા વિદર્ભ રાજાનાં પુત્રી અને મહાત્મા અગસ્ત્યનાં પત્ની થતાં હતાં. તે બુદ્ધિમાન અને ઇતિહાસ તથા પુરાણોનું શ્રવણમનન કરનારાં હતાં. વિદર્ભરાજે લોપામુદ્રાને તપસમૃદ્ધિવાળા મહાત્મા મિત્રાવરુણના પુત્ર અગસ્ત્યઋષિ, કે જે મહા વિદ્વાન્, તેજસ્વી, સદ્‌ગુણી અને તપસ્વી હતા, તેમની સાથે પરણાવ્યાં હતાં. ઋષિની સમૃદ્ધિમાં જોઇએ તો ખાખરાનો દંડ, પાણી પીવાને કમંડળ, રહેવાને ઝુંપડી અને પહેરવાને વલ્કલ વસ્ત્ર સિવાય કંઈ ન હતું. લોપામુદ્રાએ તેમાં સુખ માની રાજવૈભવને તુચ્છ ગણી, ઋષિની જોડે ખુશીથી લગ્ન કર્યાં હતાં. અગસ્ત્યે વિદર્ભ રાજા પાસે લોપામુદ્રાની માંગણી કરી ત્યારે રાજવૈભવના સુખમાં ઉછરેલી પુત્રી ઋષિને આપતાં તે કચવાયો. 'ઋષિને શો ઉત્તર આપવો' તેની રાજાને ચિંતા પડી. આ વાત લોપામુદ્રાના જાણવામાં આવતાં તેણે પિતાને કહ્યું કે, "પિતાજી! મહર્ષિની પત્ની થવામાં હું લગારે દિલગીર થતી નથી. આપ શા માટે પરિતાપ કરો છો? આપને શી અડચણ છે? આપના સૌભાગ્યનો ઉદય થશે. ત્રિલોકથી પૂજાયેલા અને આખા વિશ્વનું હિત ઇચ્છનારા ધાર્મિક અગસ્ત્ય આપના જમાઈ થવાને ઇચ્છે છે, તો તે મહાત્માની સ્ત્રી થવાથી મને કંઈ કષ્ટ નથી. પૃથ્વીમાં જેટલા પ્રકારનાં સુખ છે તેમાં ધર્માચરણનું સુખ એજ મોટું સુખ છે. બીજાં બધાં સુખ નાશવંત છે. ધર્મનું સુખ રાજમહેલ કરતાં વધારે સુલભ છે. શાંત વૃત્તિવાળા સાધુ પુરુષ સાથે વનમાં રહેવા કરતાં સંસારીઓ સાથે રાજભવનમાં રહેવું, શું વધારે સુખદાયક છે? નહિ. હું મહર્ષિની પત્ની થવાની ઇચ્છા રાખું છું માટે આપ સુખેથી મારું કન્યાદાન દો."

વિદર્ભના રાજા, કન્યાનાં ધર્મયુક્ત વચન સાંભળી પ્રસન્ન થયો. લોપામુદ્રાને અગસ્ત્ય સાથે પરણાવી. તેણે રાજવૈભવને તુચ્છ માની, પિતા

તરફથી સાસરવાસમાં જે ઉત્તમ વસ્ત્રાલંકાર વગેરે મળ્યું હતું તે દૂર ફેંકી, પતિની સમૃદ્ધિને યોગ્ય વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં. વાઘ, વરુ, ચિત્તા, વગેરે ફાડી ખાનારાં પશુઓથી ભરેલા અને ભયંકર શબ્દોથી ગાજી રહેલા અરણ્યમાં પતિ સાથે વાસ કર્યો. જેણે કદી તાઢ, તાપ કે વરસાદ વેઠેલો નહિ, જે કદી પગે ચાલેલાં નહિ તેવાં લોપામુદ્રા મન, વચન અને કર્મથી સ્વામીની સેવામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

રાજવૈભવમાં ઉછરેલાં લોપામુદ્રા યોગિનીને વેષે, પતિ સાથે પોતાનું કર્તવ્ય કરવા મંડ્યાં. પતિની આજ્ઞાનુસાર રહી, તેમની છાયા પ્રમાણે સદા ચાલતાં, તે પોતાનું મન ધાર્યું કંઈ પણ કરતાં નહિ. નિત્ય તેમને ભોજન કરાવ્યા પછી ભોજન કરતાં, સુતા પછી સુતાં અને ઉઠ્યા પહેલાં ઉઠતાં. અસંતોષી રહેતાં નહિ અને નિરંતર અતિથિ, ગાય, અનાથ તથા કુટુંબીઓને જમાડ્યા પછી જમતાં. આવો ગૃહસ્થાશ્રમ તેમણે જિંદગી-પર્યંત પાળ્યો, તેમનો ધ્યાનજ્ઞાનનો વિષય માત્ર ઇશ્વર અને પતિજ હતો. તેમણે પતિ પાસેથી તત્ત્વજ્ઞાન મેળવ્યું હતું અને તપશ્ચર્યા કરી દેહનો ઉદ્ધાર કર્યો હતો. ઋગ્વેદમાં કેટલીક ઋચાનાં તે દ્રષ્ટા છે. લોપામુદ્રાએ એક મહા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો. તેનું નામ દૃઢદસ્યુ હતું. સુતીક્ષ્ણ મુનિએ રામને જે માર્ગ બતાવ્યો હતો, તે ઉપરથી જણાય છે કે, તેમનો આશ્રમ દંડાકારણ્યમાં હતો. ગોદાવરી નદીના ઉત્તર તીર ઉપર લોપામુદ્રાનો આશ્રમ હતો, એમ રામાયણથી જણાય છે, જ્યારે મહાભારતમાં તે આશ્રમ ગયા પાસે હતો એમ જણાવેલું છે. લોપામુ-દ્રાએ પતિસાથે દેશ વિદેશમાં તીર્થયાત્રા કરી હતી. અગસ્ત્યમુનિએ ઘણી શોધો કરી હતી. લોપામુદ્રા એક રાજાની કન્યા છતાં, તેમણે રાજ-વૈભવનાં સુખની સ્પૃહા ન રાખતાં, વૈભવરહિત જંગલમાં રહેનાર ઋષિને પસંદ કર્યાં હતા. જ્ઞાન તેમને સુખદાયી અને ઉદ્ધારક થઈ પડયું હતું એટલુંજ નહિ, પણ તેમનું કીર્તિવંત નામ જગતમાં કાયમ રાખવાને અધ્યાત્મ કારણભૂત થયું હતું. મહાત્મા અગસ્ત્ય જેવા મહર્ષિની પત્ની થઇને લોપામુદ્રાએ જે લાભ મેળવ્યો છે, તેવો રાજદ્વારમાં કોઈ રાજાની

રાણી થઇ મેળવી શક્ત નહિ. તેમણે દીર્ઘદષ્ટિથી પોતાના આત્માના કલ્યાણનો માર્ગ ગ્રહણ કરતાં પોતાને જન્મ આપનાર પિતાનું શુભ ઇચ્છયું હતું. એકંદરે વિચાર કરતાં લોપામુદ્રાની પિતૃભક્તિ, પતિભક્તિ અને સહનશીલતા અનુકરણીય છે.

---

# રુકિમણી.



વિદર્ભદેશમાં ભીમક નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રુકિમણી નામની એક પુત્રી અને બીજા પાંચ પુત્રો હતા. મોટા પુત્રનું નામ રુકમી હતું ને પુત્રીનું નામ રુકિમણી હતું. તે ભણેલી ગણેલી તથા વ્યવહારકુશળ હતી. પિતાની પાસે આવતા અનેક પંડિતોના મુખથી તેણે શ્રીકૃષ્ણનાં પરાક્રમો સાંભળ્યાં હતાં. તેની ધર્મનિષ્ટાનાં ઘણાંજ વખાણ સાંભળ્યાં હતાં, તેનું મન તેને પરણવા માટે ઉત્સુક થયું હતું. આ વાત તેના પિતાને તથા માતાને પણ ગમતી હતી, પરંતુ તેના મોટા ભાઈ રુકમીને તે વાત ગમતી નહતી. તે શિશુપાળનો અને કંસનો મિત્ર હતો, રુકમીએ રુકિમણીની ઇચ્છા ન છતાં પોતાનાં માતા પિતાના વિચારથી વિરુદ્ધ થઇને પોતાની બહેનનું શિશુપાળ સાથે સગપણ કર્યું અને વિવાહનો દિવસ નિશ્ચય કરી, શિશુપાળને કુંકુમપત્રિકા મોકલી અને બીજા રાજારાણાઓને આ વિવાહમાં પધારવાને માટે કુંકુમપત્રીઓ મોકલીને બોલાવ્યા. કુંડીનપુર વિવાહમાં ઉત્સવથી ઉભરાઈ જવા લાગ્યું. આખા નગરમાં વિવાહ નિમિત્તે આનંદ મંગળ થવા લાગ્યાં. બીજી તરફ વિવાહના દિવસ થોડા રહ્યા કે, મંડપારોપણ થયું. રુકિમણીને પીઠી આપવા માંડી અને વિવાહનાં ગીતોથી રાજમહેલ ગાજી રહ્યો. આવા આનંદના અવસરમાં રુકિમણી એકલી બેઠી બેઠી સંતાપ કરતી હતી. તેણે વિચાર કર્યો કે, હવે શ્રીકૃષ્ણને કેવી રીતે સંદેશો પહોંચાડવો. મારો પ્રાર્થનાપત્ર ત્યાં કોણ લઈ જાય? મારી પ્રાર્થના પ્રભુને કોણ જાણ કરે? આમ વિચાર



તેણે બ્રાહ્મણને માન આપીને આસન ઉપર બેસાડયો અને પછી ધીરેથી તેને પુછયું.

(કૉપીરાઇટ) પૃ. ૧૦૧.

Lakshmi Art, Bombay.

કરતાં તેને પોતાના ઘરનો આશ્રિત વૃદ્ધ બ્રાહ્મણ યાદ આવ્યો, તેને પોતાની સખીદ્વારા બોલાવ્યો અને એક પત્ર લખીને તે બ્રાહ્મણને આપ્યો. શ્રીકૃષ્ણને મોઢે કહેવાની કેટલીએક વાતની સમજણ પાડીને દરબાર ગઢના પાછલા દ્વારથી રવાના કર્યો. બ્રાહ્મણ રૂકિમણીનો પત્ર લઇને દ્વારકાપુરી ગયો. કેટલેક દહાડે દ્વારકાપુરી પહોંચ્યો અને શ્રીકૃષ્ણને પત્ર આપ્યો. શ્રીકૃષ્ણે રૂકિમણીનો પોતાની ઉપર પ્રેમ છે, એ વાત ઘણા દિવસથી જાણી હતી. તેણે બ્રાહ્મણને માન આપીને આસન ઉપર બેસાડયો અને પછી ધીરેથી તેને પૂછ્યું 'મહારાજ! કેમ પધાર્યા છો? અમારાં જેવાં શાં કામ છે? બ્રાહ્મણે આશીર્વાદ આપી કહ્યું કે, રાજાજી! આપનાં ઘણાં કામ છે. અમારા રાજાની પુત્રી રૂકિમણીએ આપને પત્ર મોકલ્યો છે, તે વાંચી આપ સર્વ જાણશો.' એમ કહીને વાંસની વાંસળીમાં ઘાલેલો કાગળ બહાર કાઢયો ને શ્રીકૃષ્ણના શ્રીહસ્તમાં આપ્યો. શ્રીકૃષ્ણ ઘણાજ આનંદથી તે કાગળ વાંચવા લાગ્યા, જેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

### કાગળ.

દ્વારિકાં પુરી પુરી સોહામણી, તાહાં બિરાજે શ્રીકૃષ્ણ;
જીવણ વ્હેલા આવજે. ટેક.
માન મૂકી લુખી લૂખી વીનવું, કાળચક્ર ભમે શીર ઉષ્ણ. જી० १
કોઈ નજરે જોયા નથી આપને, ઓળખાણ વિના ધરું હામ; જી०
માટે માફ કરી હરિ મુજને, વ્હાલા વ્હેલા વળો કહું આમ. જી० २
મારી છાતી દોડે ધસી તમભણી, ઝીલી લેજો વેળાસર યાર; જી०
પૂઠે ભમતો શિશુપાળ કાળ તે, મૂઓ આવશે સાંજ સવાર. જી० ३
અહો રાય હું છું દીન કિંકરી, ઉલટયો ઘરનો સહુ સાથ; જી०
મારું અબળાનું શું જોર ફાવશે, માટે આવી ગ્રહો મુજ નાથ. જી० ४
મારું ચિત્ત પ્રોવાયું તમમાંહે, વરું તો વરું શ્રી જદુરાય; જી०
પ્રીતિજોશ તે નારીની જાતમાં, દૂધ ઉભરો ના જ સમાય. જી० ५
માગી માન મૂકી સામું હૂં કરું, માની શખો કરી તમ વામ; જી०
અર્પ્યાં પ્રાણમેં તો વાસુદેવને, હવે ભયથી ઉગારજો સ્વામ. જી० ६

મોટા મોટા રાજા ગુણ સાંભળ્યા, નહીં ભીષ્મક મન મનાય; જી૦
પછી બોલ્યો મોટો ભાઇ રૂકમ તે, યોગ્ય એક શિશુપાળરાય. જી૦ ૭
ભારી ગજવી કીરતી તેહની, તારે બાપે ધર્યાં કંઈ કાન: જી૦
વચ્ચે બોલી ઉઠયો રૂકમકેશ તે, બ્હેન લાયક છે નંદકહાન. જી૦ ૮
નામ સુનતાં ગમ્યો વરરાયને, સાચી વાત કહી રૂકમકેશ: જી૦
નથી એની સમાન કો લોકમાં, એ તો ગુણરૂપરૂડે વેશ. જી૦ ૯
ક્રોધ આવેશમાં રૂકમ ભાઇ તો, ઘણી નિંદા બકયો બહુ વાર; જી૦
ઘણાં વચનો કહ્યાં વળી બાપને, નથી શિશુપાળસમ કોઈ સાર. જી૦ ૧૦
તારે કંકાસનું મોઢું બાળવા, એમ જાણી ભણી હા રાય; જી૦
શિશુપાળને ટીકો મોકલ્યો, તે તો ભાગ્યવાન મનાય. જી૦ ૧૧
મારે પલ્લું નથી કાંઈ જોઇતું, પલ્લું મોટું પરાક્રમ દેવ: જી૦
માટે રાક્ષસ વિધિએ વરો, વ્હેલા થાઓ કયારે કરું સેવ. જી૦ ૧૨
અંબા મંદિર પૂરીની બહાર છે, હું ત્યાં આવીશ પૂજવા માત: જી૦
તમે વ્હેલા પધારજો ત્હાંખાસ, પછી થાશે ત્યાંહાં સંવીવાત. જી૦ ૧૩
હવે ઘડીએ તે ઘુંટ ભરાય છે, માટે આવીને લાજ સંભાળ: જી૦
મૂર્ખ સાથે તે શું ઘર માંડવું, જેથી બન્યો બને બેહાલ. જી૦ ૧૪
રંક રૂકિમણી કિંકરી દાસીના, સ્વામ સ્વીકારજો સાષ્ટાંગ: જી૦
પાણી પીવા રહેશો નહિ નાથજી, આવી રાખી કરો અરધાંગ. જી૦ ૧૫

(કવિ નર્મદ.)

કાગળ વાંચી રહ્યા પછી બ્રાહ્મણે કહ્યું કે ‘યદુદેવ! હું આ રીતનો ગુપ્ત સંદેશો લાવ્યો છું. હવે આમાં વિચાર કરીને જે કંઈ કરવા યોગ્ય હોય તે આપ કરો. ભગવાને કહ્યું કે, હું જાણું છું કે રૂકમીએ દ્વેષને લીધે મારો વિવાહ અટકાવ્યો માટે ક્ષુદ્ર રાજાઓનો નાશ કરી, મારે આધારે રહેલી નિર્દોષ રૂકિમણીને હું લાવીશ. રૂકિમણીને જેમ મારા-પર આટલો બધો પ્રેમ છે, તેમ મારું મન પણ તેની ઉપર આસક્ત છે. પછી શ્રીકૃષ્ણ ભગવાન રથ જોડાવી તેમાં બેસી બ્રાહ્મણને સાથે લઈ, એક રાત્રિમાં વિદર્ભદેશ આવી પહોંચ્યા.

અહિં કુંડિનપુરના રાજા **ભીષ્મકે** પુત્રપર સ્વાભાવિક વાત્સલ્યને લીધે તેને આધીન હોવાથી, પોતાની કન્યા **શિશુપાળને** પરણાવવા માટે નગરને શણગારવાનો તથા ગણપતિ વગેરેની પૂજા કરવાનો આરંભ કરાવી દીધો. **ઋકિમણીને** સારી રીતે મંગળસ્નાન કરાવી, ઉત્તમ વસ્ત્રો ઓઢાડી તેને સ્વસ્તિવાચન કરાવ્યું. **ઋકિમણી** જે **શ્રીકૃષ્ણ** ભગવાનના આગમનની વાટ જોતી હતી, તે મોકલેલા બ્રાહ્મણને પાછો ન આવેલો જોઈ ચિંતા કરવા લાગી. તે મન સાથે કહેવા લાગી કે, 'મારા વિવાહને માત્ર ત્રણ પ્રહરજ આડા છે છતાં હજી કમળનયન **શ્રીકૃષ્ણ** આવ્યા નહિ. ન આવવાનું કારણ શું હશે, તે હું જાણી શકતી નથી.' આમ વિચાર કરે છે, એટલામાં તો તેનું ડાબું અંગ ફરકવા લાગ્યું અને પેલો બ્રાહ્મણ **ઋકિમણીની** પાસે આવીને ઉભો રહ્યો અને **ઋકિમણીએ** તેને પૂછ્યું કે, 'હે બ્રાહ્મણદેવ ! **શ્રીકૃષ્ણ** ભગવાને મારો સંદેશો સ્વીકાર્યો કે નહિ ?' ત્યારે બ્રાહ્મણે **શ્રીકૃષ્ણના** આવવાની વાત તથા તેણે **ઋકિમણીને** પરણવા માટે આપેલું સત્ય વચન એ સર્વ કહી સંભાળાવ્યું. **ઋકિમણી** તે બ્રાહ્મણના મુખથી આ વાત સાંભળી હર્ષઘેલી થઈ ગઈ. જેમ પૂર્વના સમયમાં રાજાઓની કન્યા દેવીની પૂજા કરવા પગે ચાલીને જતી, તેમ તે પણ પગે ચાલીને દેવીની પૂજા કરવા ગઈ. પૂજા કરી રહ્યા પછી **ઋકિમણી** જેવી બહાર આવી કે, **શ્રીકૃષ્ણે** તેને રથમાં બેસાડી દીધી તથા રથને હાંકી મૂક્યો. એકઠા મળેલા સર્વે રાજાઓને કહ્યું કે, 'હું **ઋકિમણીને** પરણવાનો છું, માટે હરણ કરી જાઉં છું.' **ઋકિમ** પોતાની બહેનનું હરણ થયેલું જોઈ અત્યંત ગુસ્સે થયો ને મોટું સૈન્ય લઈને **શ્રીકૃષ્ણની** પાછળ દોડયો. **શિશુપાળ** રાજા મોટા ઠાઠમાઠ સાથે અનેક રાજાઓને લઈ **ઋકિમણીને** પરણવાને આવ્યો હતો. તે પણ **શ્રીકૃષ્ણની** પાછળ દોડયો. પછી **શ્રીકૃષ્ણે** એમને યુદ્ધ આપવા રથ ઉભો રાખ્યો. **શિશુપાળના** પક્ષના તથા **ઋકિમના** પક્ષના ઘણા માણસો લડાઈમાં મરી ગયા તથા **ઋકિમ** જાતે પકડાયો. **શ્રીકૃષ્ણ** ખડ્ગ લઈ તેને મારવા જતા હતા, તેવામાં **ઋકિમણીએ** વચમાં પડી કહ્યું, "તમે જો મારાપર પ્રેમ રાખતા હો તો મારા મોટાભાઈને મારશો નહિ. એના મૃત્યુથી

મને અત્યંત કષ્ટ થશે દયા લાવી એને છોડી દો.” શ્રીકૃષ્ણે રુક્મિને છોડી મૂક્યો. ત્યારપછી નગરમાં ગયો નહિ પણ ત્યાં નગર વસાવી પોતે રહ્યો. યથાવિધિ શ્રીકૃષ્ણ ભગવાનનું તથા રુક્મિણીનું લગ્ન થયું તથા ભિષ્મક અને તેની રાણીને આ લગ્નથી અત્યંત સંતોષ થયો. પછી શ્રીકૃષ્ણ ભગવાને તથા રુક્મિણીએ પ્રેમપૂર્વક પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. રુક્મિણી રાજનીતિમાં જેવી કુશળ હતી, તેવીજ ધર્મપરાયણ હતી. તેમણે શ્રીકૃષ્ણને અનેક કર્મોમાં સહાયતા આપી સંતોષ આપ્યો. તે પતિપરાયણ પતિવ્રતા સતી હતી.

# ગાર્ગી.



અધ્યાત્મશાસ્ત્રમાં પારંગત વિદુષી ગાર્ગી વચક્નુ ઋષિનાં પુત્રી થતાં હતાં નાની વયથી વેદો અને વેદનાં અંગોનું અધ્યયન કરીને તેમણે ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું. વિદ્વન્મંડળમાં વારંવાર ભાગ લઇ બ્રહ્મનિષ્ઠાવાળાં તથા વિદુષી તરીકે પ્રખ્યાતિ પામ્યાં હતાં. એક વખત વિદેહી જનકે બહુદક્ષિણ નામનો યજ્ઞ આરંભ્યો. કુરુ અને પંચાલ દેશના વિદ્વાન બ્રાહ્મણો વિદેહી એવા જનકના યજ્ઞમાં એકઠા થયા હતા. યજ્ઞ પ્રસંગે એકઠા મળેલા બ્રાહ્મણોમાં કયો બ્રાહ્મણ વેદ પારંગત અને બ્રહ્મનિષ્ઠ છે તે જાણવાની રાજાને ઇચ્છા થઈ. તે ઉપરથી તેમણે જેનાં પ્રત્યેક શિંગડામાં એક ચતુર્થાંશ પળ કરતાં કંઇક વધારે સુવર્ણ બાંધેલું હતું એવી એક હજાર ગાયો એક વાડામાં પુરી, અને યજ્ઞમાં આવેલા વિદ્વાન બ્રાહ્મણોને કહ્યું કે–“હે મહા ભાગ્યશાળી વિદ્વાન બ્રાહ્મણો! તમારામાં જે બ્રાહ્મણ બ્રહ્મનિષ્ઠ હોય, તેને આ સામેના વાડામાં એકઠી કરેલી એક હજાર ગાયો આપવાનો મેં સંકલ્પ કરેલો છે.” જનક રાજાનું વચન સાંભળી, કોઇપણ પંડિત બ્રાહ્મણ બ્રહ્મવેત્તા હોવાનો દાવો કરી શક્યો નહિ. યાજ્ઞવલ્ક્યે પોતે પોતાના સામશ્રવા નામના બ્રહ્મચારી શિષ્યને હાંક મારીને

કહ્યું કે ' હે **સામશ્રવા** ! આ બધી ગાયોને આપણા આશ્રમપ્રત્યે હાંકી જા. ' ગુરુની આજ્ઞા થતાં **સામશ્રવા** તે બધી ગાયોને ગુરુને આશ્રમે લઈ ગયો. તે જોઇને એકઠા થયેલા બ્રાહ્મણોને ક્રોધ ચઢયો તેથી બોલી ઉઠયા, ' અરે **યાજ્ઞવલ્કય** ! તમે કેવી રીતે બ્રહ્મવેત્તા છો ? તમારે તમારું બ્રહ્મવેત્તાપણું દર્શાવવું પડશે. ' યજ્ઞમાં એકઠા મળેલા વેદ તથા શાસ્ત્રમાં પારંગત વિદ્વાન બ્રાહ્મણોમાંથી અશ્વલ, આર્તભાગ, ભુજ્યુ, ઉષસ્ત, કોહલ, ઉદ્દાલક અને શાકલ્ય નામે શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોએ **યાજ્ઞવલ્કયની** બ્રહ્મજ્ઞાન સંબંધી પરીક્ષા કરવા સભા વચ્ચે પ્રશ્નો કર્યા. વિદુષી **ગાર્ગીએ** પણ **યાજ્ઞવલ્કયને** ઈશ્વર સંબંધી પ્રશ્નો પૂછી, તેમના બ્રહ્મજ્ઞાનની પરીક્ષા કરી હતી.

**યાજ્ઞવલ્કયે** કોહલના પ્રશ્નના ઉત્તરો આપ્યા પછી **ગાર્ગીએ** પૂછયું કે, ' હે **યાજ્ઞવલ્કય** ! આ સર્વ પાર્થિવ વસ્તુનો સમુદાય જળમાં ઓતપ્રોત છે, પરંતુ તે જળ શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે, ' વાયુમાં તે ઓતપ્રોત છે. ' **ગાર્ગીએ** પૂછયું; ' વાયુ શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે, ' અંતરિક્ષમાં. ' **ગાર્ગીએ** પ્રશ્ન કર્યો કે, ' અંતરિક્ષ શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો કે, ' ગંધર્વલોકમાં. ' ગંધર્વલોક શામાં ઓતપ્રોત છે ? **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો—' આદિત્ય લોક. ' **ગાર્ગીએ** પૂછયું, ' આદિત્યલોક શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો, ' હે **ગાર્ગી** ! તે ચંદ્રલોકમાં ઓતપ્રોત છે. ' ફરીને **ગાર્ગીએ** પ્રશ્ન કર્યો કે,—ચંદ્રલોક શામાં ઓતપ્રોત છે ?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,—' નક્ષત્રલોકમાં. ' **ગાર્ગીએ** પુનઃ પૂછયું, ' નક્ષત્રલોક શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,—' હે **ગાર્ગી** ! તે દેવલોકમાં ઓતપ્રોત છે. ' **ગાર્ગીએ** પ્રશ્ન કર્યો, ' દેવલોક શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,—' હે **ગાર્ગી** ! ઇંદ્રલોકમાં ઓતપ્રોત છે. ' ' ઇંદ્રલોક શામાં ઓતપ્રોત છે ? ' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો,—' પ્રજાપતિ બ્રહ્મલોકમાં. '

**ગાર્ગીએ** ફરીને પ્રશ્ન કર્યો કે,—' બ્રહ્મલોક શામાં ઓતપ્રોત છે ? ' તે સાંભળીને **યાજ્ઞવલ્કય** બોલ્યા કે, ' હે **ગાર્ગી** ! તારો આ પ્રશ્ન અતિપ્રશ્ન

છે. તારા જેવી **વિદુષીએ** અતિપ્રશ્ન કરવો યોગ્ય નથી.' **ગાર્ગીએ** પ્રશ્ન પૂછવા બંધ કર્યા અને ઉદ્દાલક પ્રશ્નો કરવા લાગ્યો. ઉદ્દાલકે પ્રશ્નો પૂછ્યા પછી ફરીને **ગાર્ગી** **યાજ્ઞવલ્કયને** પ્રશ્ન પૂછવાને તૈયાર થઈ અને તેણે સભામાં બેઠેલા પંડિતો તરફ મુખ કરી કહ્યું કે, 'હે પંડિતો ! હું **યાજ્ઞવલ્કયને** ફરીને બે પ્રશ્નો પૂછું છું, તે જો મારા પ્રશ્નોનો ઉત્તર આપશે તો હું ખાતરીથી કહું છું કે, 'કોઈ પણ પંડિત બ્રહ્મવાદમાં તેમનો પરાજય કરી શકશે નહિ..' એમ કહીને તેણે **યાજ્ઞવલ્કયને** પૂછયું કે, 'હે **યાજ્ઞવલ્કય** ! જે સ્વર્ગની ઉપર છે, જે પૃથ્વીની નીચે રહેલ છે તથા જે બ્રહ્માંડના મધ્ય ભાગમાં સ્વર્ગ તથા પૃથ્વી છે તે અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ બધું શામાં ઓતપ્રોત રહેલું છે ?' **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો, 'હે **ગાર્ગી** ! જે સ્વર્ગની ઉપર છે, જે પૃથ્વીની નીચે છે તથા મધ્યમાં સ્વર્ગ અને પૃથ્વી છે તે તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ બધું આકાશમાં ઓતપ્રોત છે.' **ગાર્ગીએ** પોતાના પ્રશ્નનો ઉત્તર મળવાથી પ્રેમપૂર્વક **યાજ્ઞવલ્કયને** નમસ્કાર કરી ફરી પૂછયું 'તે આકાશ શામાં ઓતપ્રોત છે. **યાજ્ઞવલ્કયે** ઉત્તર આપ્યો, 'તે આકાશ પરબ્રહ્મમાં ઓતપ્રોત છે, જે પરબ્રહ્મને અક્ષર કહે છે. તે નથી સ્થૂલ, નથી અણુ, નથી હ્રસ્વ, નથી દીર્ઘ, નથી લોહિત, નથી સ્નિગ્ધ, નથી છાયારૂપ, નથી વાયુરૂપ કે નથી આકાશરૂપ. વળી તે નેત્ર, કર્ણ, જિહ્વા, મન, પ્રાણ અને તેજરહિત છે. તે કોઈનું ભક્ષણ કરતું નથી, તેમ તેનું પણ કોઈ ભક્ષણ કરી શકતું નથી.

'હે **ગાર્ગી** ! એ અક્ષરની આજ્ઞાને અધીન રહી સૂર્ય તથા ચંદ્ર રહેલા છે. એ અક્ષર પરમાત્માને અધીન સ્વર્ગ, પૃથ્વી, નિમેષ, મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ અને સંવત્સર પોતાની સ્થિતિ કરી રહ્યાં છે. પર્વતોમાં વહેતી નદીઓ પણ એ અક્ષરબ્રહ્મની આજ્ઞામાં રહીને પોતપોતાની દિશા તરફ વહે છે. હે **ગાર્ગી** ! એ અક્ષર બ્રહ્મને ઓળખીને જે પુરુષ હોમહવન કરે છે તથા તપ કરે છે, તેના હોમ તથા તપ સફળ થાય છે. જે આ અક્ષરને જાણ્યા વિના આલોકમાં મરણ પામે છે, તે વારંવાર જન્મ-

મરણ પામ્યા કરે છે. પરંતુ તે અક્ષર બ્રહ્મને જે ઓળખે છે તે બ્રહ્મવેત્તાનો જન્મમરણનો ફેરો ટળી જાય છે.

'હે ગાર્ગી ! તે અક્ષર બ્રહ્મને કોઇએ દીઠા નથી, પરંતુ તે સર્વના દ્રષ્ટા છે. તેને કોઇએ સાંભળ્યા નથી, છતાં તે સર્વના શ્રોતા છે. તે મનના પણ વિષય નથી, પરંતુ તે સર્વના મનનકર્તા છે. તેને કોઈ જાણતું નથી, છતાં તે સર્વના જ્ઞાતા છે. એના સરખા બીજા દ્રષ્ટા, શ્રોતા, મંતા, અને જ્ઞાતા છેજ નહિ. આવા અક્ષર બ્રહ્મમાં આકાશ ઓતપ્રોત રહેલું છે અને તે પરબ્રહ્મને જાણ્યાપછી બીજું કંઇપણ જાણવાનું બાકી રહેતું નથી. તેને જાણનારો મોક્ષને પામે છે.

ઉપર પ્રમાણે પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળી ગાર્ગીએ સભામાં બેઠેલા બ્રાહ્મણોને બે હાથ જોડીને કહ્યું કે, 'હે બ્રાહ્મણો ! મારી ખાતરી થઈ છે કે, 'તમે યાજ્ઞવલ્કયને બ્રહ્મવાદમાં જીતશો નહિ. તેમની બુદ્ધિ અગાધ અને તે બ્રહ્મવિદ્યામાં પારંગત છે. માટે નમસ્કાર કરી વાદ પડતો મૂકો.' આમ કહી ગાર્ગી મૌન રહ્યાં. ગાર્ગી બ્રહ્મચારિણી હતી. તેણે નાની વયમાંથી વેદ તથા શાસ્ત્રનો અભ્યાસ કરી અધ્યાત્મ વિદ્યાનું જ્ઞાન સંપાદન કર્યું હતું. જ્યાં જ્યાં યજ્ઞયાગ પ્રસંગે વિદ્વાનો એકઠા થઇને વિદ્યાવનોદ કરતા, ત્યાં ત્યાં ગાર્ગી હાજર થતાં અને પોતે વિવાદમાં ઉતરી પોતાની વિદ્વત્તાનો બીજાઓને લાભ આપતાં. તેમણે સાંસારિક ખટપટમાં નહિ પડતાં પોતાના જીવનને વિદ્યાથી તેજસ્વી બનાવ્યું હતું, પોતાનાં સદ્વર્તનથી પોતાની વિદ્યાને વધારે તેજસ્વી કરી હતી. સંસારના મિથ્યા વિષયો પાછળ ઘેલી થયેલી આર્ય બહેનો ! ગાર્ગીની પેઠે વિદ્યા ભણીને ઉદ્ધત નહિ થતાં સાદું જીવન ગાળતાં શીખે તો તેમનું જીવતર અને વિદ્યા સફળ થાય. ખરેખર હાલના જમાનામાં આર્ય સ્ત્રીઓ ગાર્ગીના જીવનમાંથી કંઈ સાર ગ્રહણ કરશે તો દેશનું કલ્યાણ કર્યા વિના રહેશે નહિ.

---

# સુભદ્રા.



યાદવોના રાજા દ્વારિકાધીશ શ્રીકૃષ્ણચંદ્રનાં બ્હેન સુભદ્રા જ્યારે પરણવા જેવડાં થયાં ત્યારે એકવાર રાજકુટુંબ રૈવતાચળ ઉપર ઉત્સવ કરવાને ગયું. પાંડુરાજાનો પુત્ર અર્જુન સંન્યાસીના વેષમાં ફરતો ફરતો યાત્રા પ્રસંગે ત્યાં આવી ચઢ્યો. યાદવકુલની સ્ત્રીઓ રૈવત વનમાં રમતાં ઉત્સવના દિવસો ગમતમાં ગાળતી હતી અને અર્જુન પરોક્ષ રીતે તેમનાં ક્રીડન જોતો હતો. એકવાર એક બાગમાં સુભદ્રા સખીઓ સાથે ફરતી હતી તેને જોઇને તે મોહ પામ્યો. બન્ને વચ્ચે તારામૈત્રક થયાં અને બેઉ એક બીજા ઉપર પ્રીતિવાળાં થયાં. અર્જુન મામાની કન્યામાં પ્રીતિવાળો થયો અને સાંજ એક કુંજમાં તેને મળ્યો.

સુભદ્રાનો વિવાહ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન સાથે કરવાનો હતો. એટલામાં આ જોડું સહેજ બંધાયું. તે વાતની ચર્ચા થતાં બળભદ્રને પસંદ પડયું નહિ. શ્રીકૃષ્ણની તેમાં સંમતિ હોવાથી પ્રેમથી પરવશ જેવી થઈ રહેલી સુભદ્રા કુંતી ફોઇના પુત્ર અર્જુન સાથે જવાને તૈયાર થઈ અને તે કાળે રાજકુંવરો માટે ઉત્તમ ગણાતી વીરભાવનાવાળી પ્રીતિને અનુસરી અર્જુને તેનું હરણ કર્યું. બળદેવને ક્રોધ ચઢ્યો તેથી તેમણે અર્જુનની સામે શસ્ત્રનો ઉપયોગ કર્યો હોત, પરંતુ શ્રીકૃષ્ણે તેમને સમજાવીને શાંત પાડ્યા. હસ્તિનાપુરથી કુંતાજી વગેરેને બોલાવી યથાવિધિ અર્જુન ને સુભદ્રાનાં લગ્ન કર્યાં.

શ્રીકૃષ્ણ અને અર્જુનને મિત્રતા હતી, તેમાં આ લગ્નથી વધારો થયો અને ફોઇના પુત્રને પરણી સુભદ્રા સંબંધમાં સંબંધ વધવાથી વધારે સુખિણી થઈ. તે જેવી વીરભગિની અને વીરપત્ની હતી, તેવીજ સ્ત્રીપણાંના ઉત્તમ ગુણવાળી હતી. દ્રૌપદી અને તે બે બહેનોની માફક વર્તતાં.

તેઓ પાંડુરાજાના પુત્રોના ગૃહ કાર્યભારનાં મંત્રીરૂપ થઈ પડ્યાં. પતિભક્તિ, વડીલોની સેવા, ગૃહકાર્ય અને એવાજ બીજા સ્ત્રીજાતિને શોભાવનારા ગુણો સાથે ગુર્જરીઓનો પ્રધાન ગુણ અર્થાત્ વિલાસ અને રમણીય સાંસારિક લહાવા લેવાનો સ્વભાવ સુભદ્રામાં રાજકુટુંબને પ્રિય થઈ પડે તેવોજ હતો. સુખ લેતાં અને વડીલોની સેવાનો સંતોષ મેળવતાં તે સગર્ભા થયાં. જ્યારે સીમંતોન્નયન સંસ્કાર કરવાનો અવસર આવ્યો ત્યારે તેમણેજ પોતાને પિયેર કુમકુમપત્રિકા મોકલાવી, સર્વેને તે પ્રસંગ ઉપર હસ્તિનાપુર બોલાવ્યાં. એ પત્રિકા અઘરણીના અવસરમાં આપણા લોકો નીચે પ્રમાણે ગાય છે:—

## સુભદ્રાની કંકોતરી.

કંકુ છાંટી કંકોતરી મોકલી, કોડે કા'વે સુભદ્રા બેન, વીરા વ્હેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવો, તમ આવ્યે થશે સુખચેન. વીરા.
ભાઈ ભતરીજા સરવે શોભાય છે, છે પવિત્ર પિતા વસુદેવ. વીરા.
જગત જનેતા દેવકી ને રોહિણી, આવજો સરવે મળી તતખેવ. વીરા.
મારે પિએર પનોતો પરિવાર છે, જોતાં વાધે છે ઝાઝો સ્નેહ. વીરા.
ભય ભંજન મારી રે ભાભીઓ, શોળ સહસ્ર ને એક સો આઠ. વીરા.
વેદવંતા બ્રાહ્મણ સાથે લાવજો, ભવ જળના તારણ તરનાર. વીરા.
સંગે જાદવ સર્વેને લાવજો, બીજી વરણ જે ઉત્તમ અપાર. વીરા.
મેં તો પ્રેમશુ પગરણ માંડીઆં, રુડો જગન રચ્યો રાજસૂય. વીરા.
થોડું કા'વ્યું ઘણું કરી માનજો, છોજી નોંધારાના આધાર. વીરા.
વાંચી પત્રિકા વ્હેલા પધારજો, કોડે લઇને કુટુંબ પરિવાર. વીરા.
મારા સસરાને ડગલા ને ડોટીઓ, મારાં સાસુને દખણીનાં ચીર. વીરા.
મારા જેઠને લાવ વીરા ધોતીઆં, જેઠાણીને જાદરનાં ચીર. વીરા.
મારા દીએરને લાવ વીરા પામરી, દેરાણીને છાયલની જોડ. વીરા.
મારી નણંદને જોઇશે ચુંદડી, નણદોઇને પહેરવા ઝુલ. વીરા.
મારા કુટુંબને લાવ વીરા કાંચળી, પાડોશીને નાલીયરની જોડ. વીરા.
મારા અર્થે લાવજો ઘરચોળડાં, માથે બતરીસ ભમરીનો મોડ. વીરા.
મારા ઘરનાને લાવ વીરા ઘોડલો, જેનાં મોતિડે જડિત્ર પલાણ. વીરા.

વીરા એટલી સંપત હોય તો આવજો, નહિ તો રે’જો તમારે ઘેર. વીરા.
મારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા, એક નાવ્યો માડી જાયો વીર. વીરા.
હું તો ઉંચી ચઢું ને નીચી ઉતરું, હું તો જોઉં મારા વીરાની વાટ. વીરા.
વીરો ક્યારે ગાજ્યો ને ક્યારે ગડગડ્યો, ક્યાં વરસ્યો અસાડો મેહ. વીરા.
મારી નણંદ તે મસરકે બોલીયાં, ભાભિ ! નાવ્યા તમારા વીર. વીરા.
મારા દિએર વધામણી લાવિયા, ભાભિ ! આવ્યા તમારા વીર. વીરા.
વીરો દ્વારકાંગાજ્યો ને ગોકુળ ગડગડ્યો, હસ્તિનાપુર વરશ્યો મેહ. વીરા.
એવે ઝળક્યાં વીરા માથે મોળીઆં, ઝળકી ભાભીને માથે છાબ. વીરા.
વીરો આવ્યા ને વાડીએરે ઉતર્યાં, “ મારી બેનીને તેડવા જાઓ.” વીરા.

**સુભદ્રાએ** પહેલેજ ખોળે **અભિમન્યુ** જેવા વીરપુત્રને જન્મ આપ્યો. **સુભદ્રા** બાળકને પિયેરમાં ઉછેરતાં હતાં, એટલામાં પાંડવોએ તેર વર્ષનો વનવાસ પુરો કર્યો. તેરમા વર્ષના અજ્ઞાત વાસમાંથી જાહેર પડતાં વિરાટ્ દેશના રાજાએ **અર્જુનની** સેવાઓના બદલામાં તેની કુંવરી ઉત્તરા **અર્જુનને** પરણાવવા માંડી, પરંતુ **અર્જુને** જેને પુત્રી ગણીને ભણાવી હતી, અને તે તેની શિષ્યા થતી હતી તેથી પોતાનો શુદ્ધ ભાવ દર્શાવવા **અભિમન્યુ** માટે તેનો સ્વીકાર કરવાનું કહ્યું, **વિરાટ** રાજાએ તે માન્ય કર્યું અને **દ્વારિકાથી** વર સાથે **શ્રીકૃષ્ણને** તેડાવી મોટી ધામધુમથી તેમનાં લગ્ન કર્યાં, પાંડવો **ઉત્તરાકુંવરીને** પિયેર રહેવા દઈ રાજપાટ મેળવવા **હસ્તિનાપુર** ગયા. દુર્યોધને તેમનો રાજ્યભાગ આપવાની ના પાડતાં કુરુક્ષેત્રમાં તેઓ વચ્ચે મોટું યુદ્ધ આરંભાયું. **દ્રૌપદી** અને **સુભદ્રાએ પાંડવો** સાથે રણક્ષેત્રના મેદાન ઉપર તાણેલા તંબુઓમાં રહી, તેમની સાંસારિક વ્યવસ્થા રાખી અને **અર્જુનાદિ પાંડવોએ** લડાઈની તૈયારીઓ કરી. યુદ્ધ શુરુ થયા પછી એકવાર ચક્રવ્યૂહની રચના કરી. તેના જ્ઞાનવાળા **અર્જુનને** છળથી સંસપ્તકોને જીતવાને પાતાળમાં મોકલી **કૌરવોએ** યુદ્ધની માંગણી કરી. યુધિષ્ઠિર વિચારમાં પડી ગયા, પરંતુ **સુભદ્રાના** તરુણ અને વીરપુત્ર **અભિમન્યુએ**, ‘હું ચક્રવ્યૂહ યુદ્ધ જાણું છું અને રણે ચઢીશ’ એમ કહી **કૌરવોની** માંગણી કબુલ રખાવી. રણમાળ પહેરી **અભિમન્યુ** જ્યારે માતાઓના શિબિરમાં ગયો ત્યારે **સુભદ્રાએ** તેને ધન્યવાદ

આપ્યો અને પોતાની હમ્મેશની સાંસારિક કુશળતા બતાવી, યુધિષ્ઠિર રાજાને કહી ઉત્તરાને આણું મોકલાવ્યું. યુદ્ધે ચઢવાના સમયની લગભગ ઉત્તરા આવી પહોંચી. સાસુ તરીકે વહુવર મેળવ્યાનો લહાવો લીધો. રણ-યુદ્ધમાં અભિમન્યુ મરાયો. ત્યારે સુભદ્રા વીરમાતાની માફક ધીરજ ધરીને બેસી રહ્યાં પરંતુ રુદન કરી અર્જુનના ધૈર્યનો ભંગ કર્યો નહિ. સુભદ્રા જેમ સદ્ગુણી હતાં, તેમજ ક્ષત્રિયાણી તરીકે ધીરજનું ધામ પણ હતાં તેથી અર્જુનને સલાહકારરૂપ થઈ પડયાં હતાં.

---

# દમયંતી.



વિદર્ભદેશના રાજા **ભીમક** તથા તેની રાણી સંતાન માટે નિરંતર શુભ વ્રત આચરતાં હતાં. એક વાર મહા તેજસ્વી **દમનમહર્ષિ** તેમને ત્યાં આવ્યા. રાજારાણીએ તેમનો સત્કાર કરી, એવી રીતે આતિથ્ય કર્યું કે, તેમણે પ્રસન્ન થઈ તેમને વરદાન આપ્યું. ઋષિના આશીર્વાદથી **દમ**, **દાંત** અને **દમન** નામે ત્રણ પુત્રો અને **દમયંતી** નામે એક કન્યા તેમને થઈ. ત્રણ પુત્રો ઉપર થયેલી એક કુંવરી દમયંતી જેમ રૂપાળી, તેજસ્વી અને સૌમ્ય દેખાવની હતી, તેમ માતાપિતા અને પ્રજાને ઘણી વહાલી હતી. તે શુક્લ પક્ષના ચંદ્રમાની માફક દિવસે દિવસ મોટી થતી ગઈ. નિષધ દેશમાં **વીરસેન** રાજાનો પુત્ર નળ રાજ્ય કરતો હતો. તે પણ ગુણવાન બળવાન, અશ્વવિદ્યાનો જાણનાર અને પરાક્રમી હતો. **વિદર્ભદેશથી** તેના દરબારમાં આવતા કવિજનો અને **ભીમકની** કુંવરી દમયંતીના રૂપનાં તથા ગુણનાં વખાણ કરતા. **નળના** મનમાં સ્વાભાવિક રીતેજ તેથી પ્રીતિ ઉત્પન્ન થઈ હતી. દમયંતીનો મોહ લાગવાથી નળ કામથી પીડાવા લાગ્યો. રાજ્યમાંથી અને વૈભવી સુખોમાંથી તેનું મન દમયંતીમાં જઈ ચોંટયું. રાત્રિદિવસ તેનાજ સ્મરણમાં અને તેનાજ વિચારોમાં તે પોતાનો કાળ ગાળવા લાગ્યો. સેવકો તરફથી થતાં સુખનાં સાધનો તેને દુ:ખરૂપ લાગતાં, શશીનાં કિરણો તાતાં લાગતાં, અને પુ-

બ્યનાં સુખદ શયન અને હરિચંદનના લેપ તેને સંતાપકારી થઈ પડતા હતા. આવી સ્થિતિમાં એકવાર જ્યારે તે રાજમેહલની વાટિકામાં દમયંતી સંબંધી વિચાર કરતો ને ફરતો હતો ત્યારે કેટલાએક હંસો અને હંસીઓ પણ ત્યાં રમતાં હતાં. નળ તેમની પાસે ગયો, પણ હંસીઓમાં વિલાસ કરતા હંસ તેને જોઈ શકયા નહિ અને રાજાએ પક્ષીસૌંદર્યથી આકર્ષાઈ એક હંસને પકડી લીધો.

એક હંસ પકડાયો કે, તરત બીજા હંસો અને હંસીઓ ઉડી કદંબના વૃક્ષ ઉપર જઈ બેઠાં. રાજાએ પકડેલા હંસ ઉપર પ્રીતિવાળી હંસી કે જેણે પોતાના સ્વામીને મોહથી ઘેલો કરી મૂકયો હતો, તેણે રાજાને શાપ દીધો કે, "જેમ હું મારા પતિથી વિખુટી પડી છું, તેમ તમારી સ્ત્રી તમારાથી વિખુટી પડજો." મનુષ્ય વાણીથી હંસે રાજાને કહ્યું કે, "હે રાજન્! હું તમારું પ્રિય કરીશ. દમયંતીને તમારામાં પ્રીતિ ઉત્પન્ન કરાવીશ, માટે તમે મને જીવિતદાન આપો." દમયંતી પાસે જવાને રાજાએ તેને છોડી દીધો, પોતાની પ્રિયા અને સંબંધીઓને મળી તે વિદર્ભદેશ ગયો અને જે વાડીમાં દમયંતી અને તેની સખીઓ હમ્મેશ ક્રીડા કરતી ત્યાં જઈ નળના ગુણ ગાવા લાગ્યો.

દમયંતી અને તેની સખીઓ લાલ પગ અને ચંચુવાળા મનોહર હંસને જોઈ અત્યંત પ્રસન્ન થયાં. સખીઓ સાથે તેણે હંસને પકડવા કેટલીક યુક્તિઓ કરી. એક હોજમાં પોતાનું અંગ છુપાવી પાણી ઉપર કમળ જેવો સુંદર પોંચો ઉંચો રાખી કમળપત્ર જેવી આંગળીઓ પહોળી કરી. કમળમાં મધ લેવાને બેઠેલા ભ્રમરનો ભાસ કરાવવામાટે તેમાં જાંબુ મૂકયું. દમયંતીની યુક્તિથી કમળને મિષે તેમજ કાર્ય સાધવાને માટે નળના ગુણ ગાનારો હંસ તેના પોંચાપર જઈ બેઠો. દમયંતીએ તેને પકડી લીધો. હંસે રાજાને વચન આપ્યા પ્રમાણે દમયંતીને નળનાં યશોગાનથી એવી રઢ લગાડી કે, તે તેની આગળ કરગરી પડી.

'હોરે વિહંગમ! હોરે વિહંગમ! મારો વિરહનો વન્હિ શમાવો.
વીરસેન સુતને વિવા અર્થે, વીરા વ્હેલા લાવો હોરે૦
તારા વેણી નળને વિજોગે, એ બે દુઃખે હું દુખાળી;
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, મેળાપ તમારો ટાળી. હોરે૦

જો તું નળ આણી નહિ આપે તો, કોણ મેળવશે વળતું;
મોટું પુણ્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગ અગ્નિથી બળતું. હોરે૦
હંસ ભણે ' હો ભગિની મારી, ભીમક રાજ કુમારી;
નિશ્ચે નળ તુજને પરણાવું, દયા આવે મને તારી. હંસ૦
અમો મળ્યાને પ્રાણુ દઇએ, પુરીએ મનની આશ;
તારો મોહ લગાડું નળને, નાંખી નવલા પાશ.' હંસ૦

હંસે તેને વચન આપ્યું અને નળને તે વાત વિદિત કરી. હંસના ગયા પછી નળમાં આસક્ત થયેલું છે ચિત્ત જેનું એવી દમયંતી રાત્રિદિવસ નળમય થઈ કાળ ગાળવા લાગી. સખીઓ તેને વિવિધ રીતે આનંદ આપવાનો યત્ન કરતી, પણ તે કશાથી પ્રસન્ન થતી નહિ. વારંવાર પ્રિયસખાને સંબોધી તે કહેતી કે, "પ્રિયસખી! હંસ નળરાજાને મારી વાત કહેશે અને એ રાજવી મને પરણશે વારું? હું એમને ગમીશ?' પછી ભીમક રાજાના જાણવામાં આવ્યું કે, દમયંતી ઉપવર થઈ છે, તેથી તેમણે દેશદેશના રાજાઓ ઉપર કુંમકુમ પત્રિકાઓ મોકલી સ્વયંવર રચ્યો. એકવાર નારદજી ફરતા ફરતા ઈન્દ્રલોકમાં ગયા. દમયંતીના રૂપગુણની પ્રશંસા કરી તેમણે સ્વયંવર સંબંધી વર્તમાન કહ્યા. ઇંદ્રિ, યમ, અગ્નિ અને વરુણે તે સાંભળી દમયંતીને વરવાની ઇચ્છા કરી. નારદના ગયા પછી લોકપાળો વિમાનમાં બેસી પૃથ્વીપર ઉતર્યાં અને સ્વયંવરમાં જતા નળરાજાને કહ્યું કે, "હે નૈષધપતિ તમે સત્યવાદી અને જિતેન્દ્રિય છો, માટે અમારું એક કામ કરો." નળરાજાએ, "તે હું કરીશ" એમ કહ્યું. પછી દેવના દૂત થઇ દમયંતી પાસે તે ગયા. રૂપ જોઈ દમયંતી આનંદ પામી, એટલુંજ નહિ, પણ કેટલીક વારસુધી લાજને લીધે કંઈ બોલી શકી નહિ. નળરાજાએ પોતાનું ઓળખાણ આપી તેને કહ્યું કે, "હું માનવજાત છું, મને પરણવા કરતાં દેવોમાંના એકાદને પસંદ કરી તેની સાથે સ્વર્ગના સુખનો અનુભવ લેવાને ભાગ્યશાળી થાઓ."

દમયંતીએ મંદહાસ્ય કરી લજાતાં લજાતાં મધુર વાણીથી ઉત્તર આપ્યો કે, "હે રાજાજી! જ્યારથી કર્ણમાં આપની પ્રશંસાનાં વચનો પડ્યાં છે, ત્યારથી આ દેહાદિક સર્વ આપને અર્પણ કરી દીધેલાં છે, આપ મને હેવ-

લોકને વરવાનું કહી શકો નહિ.” તેનાં આવાં મધુર વચનો સાંભળી નળરાજા દેવો પાસે ગયા અને તેમને કહ્યું કે, “ વિદર્ભદેશના રાજાની કુંવરીએ તો મનેજ પરણવાની પ્રતિજ્ઞા કરેલી છે, એટલે આપને વરવાની ના પાડે છે.”

સ્વયંવરનો સમય થયો ત્યારે સખીઓ સાથે વર પસંદ કરવાને હાથમાં પુષ્પની વરમાળ લઈ દમયંતી સ્વયંવરમાં ગઈ. દેશદેશના રાજકુંવરોને જોઈ છેલ્લે નૈષધ નરેશ પાસે ગઈ. પણ ત્યાં નળનાં છ રૂપ જોવામાં આવ્યાં; કારણ કે ઈન્દ્રાદિ દેવો નળનું રૂપ ધારણ કરી ત્યાં બેઠા હતા. ખરા નળરાજાને નહિ ઓળખી શક્યાથી ગુંચાઈ મધુર વચનો બોલી કે, “ હે દેવતાઓ ! હંસનાં વચન સાંભળી મેં જે નળમાં મારી પ્રીતિને પ્રેરી છે, તે નળ આપ મને બતાવો. આપ સત્યના પ્રેરક છો.” દેવતાઓએ લજ્જિત થઈ પોતપોતાનાં સ્વરૂપ ધારણ કરી, દમયંતીની પ્રશંસા કરતાં નળ બતાવ્યો અને પ્રસન્ન થયેલા અંતઃકરણવાળી તેણે લજ્જાથી નમ્ર મુખે નળના કંઠમાં વરમાળ આરોપી. દમયંતીની આવી દઢ પ્રતિજ્ઞા અને અવિચળ અનુરક્તતા જોઈ, નળરાજાએ તેને કહ્યું કેઃ—

**यस्त्वं भजसि कल्याणि पुमांसं देवसंनिधौ**
**तस्मान्मां विद्धि भर्त्तारमेवं ते वचने रतम् ।**
**यावच्च मे धरिष्यन्ति प्राणा देहे शुचिस्मिते**
**तावत्त्वयि भविष्यामि सत्यमेतद्ब्रवीमि ते ॥**

‘ હે કલ્યાણિ ! દેવોની આગળ જે પ્રેમને લઇને તમે મને પસંદ કર્યો તેજ પ્રેમથી તમારા વચનમાં પ્રીતિવાળો મને તમારો સ્વામી જાણો. હે પવિત્ર મંદ હાસ્ય કરનારી ! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તમારો છું એમ માનો, નળ અને દમયંતીના સુવર્ણ અને સુગંધના જેવા રમણીય સંમેલનથી પ્રસન્ન થયેલા લોકપાળો તેમને આઠ વરદાન આપી ત્યાંથી નિવૃત્ત થયા, પરંતુ દમયંતી ઉપર મોહ પામેલો કળિયુગ તેથી ગુસ્સે થયો અને તે દંપતીનાં સુખમાં વિક્ષેપ પડાવવાનો વિચાર કરી, નળરાજામાં દોષછિદ્ર શોધવા લાગ્યો. ભીમકરાયે મોટી ધામધુમથી તેમનાં લગ્નકર્યાં. દમયંતી પામવાથી પ્રસન્ન થયેલો નળ સસરાના ગૃહ આગળ વિવાહમંગળનાં સુખ લેતો અને દશૈયાંના આનંદજનક દિવસ ગાળતો, કેટલાક દિવસ

કુંડિનપુરમાં રહ્યો. વૈભવને યોગ્ય પહેરામણી આપી ભીમકરાજાએ પછી વરકન્યાને વિદાય કર્યાં. નળ દમયંતી પરણી સ્વદેશ ગયો ત્યારે તેની પ્રજાએ સુવર્ણનાં પુષ્પોથી અને નવ વધૂઓએ મોતીથી તેને વધાવી લીધો. રાજારાણીને પ્રજાનું પાલન કરતાં અને વિવાહનું સુખ લેતાં ઘણો કાળ વીતી જતાં એકવાર અશૌચ કર્યાં વગર રાજા સંધ્યાવંદન કરવા ગયા તેથી કળિએ તેમનામાં પ્રવેશ કર્યો. નળરાજા એક પછી એક એમ હલકાં કામ કરવા લાગ્યો. તે અત્યંત દુ:ખી થવા લાગ્યો. કળિએ નળના ભાઇને ઉશ્કેરી દ્યૂત રમવા મોકલ્યો. નળ પુષ્કર સાથે તેની માંગણીથી દ્યૂત રમવા બેઠો અને તેમાં કળિ પાસારૂપ થયેલો હોવાથી હારતો ગયો. રાજ્યપાટ વગેરે સર્વસ્વ તે હારી ગયો ને વનમાં જવાનું થયું તે સમયે બાળકોને પિયેર મોકલતાં દમયંતી રાણી ગદ્દગદ્દ વાણીએ બોલ્યાં કે:—

મોસાળ પધારો રે બાલક બાલુડાંરે, મારાં લાડકવાયાં બે બાળ.
નમાયાં થઈ વરતો રે, સેજે મામા મામીની ગાળ. મોસાળ૦
હૃદયમાં ચાંપે રે, પેટને છેલ્લું વેલ્લું લાડ;
હવે મળવાં દોહ્યલાં રે, મળીએ તો પ્રભુજીનો પાડ. મોસાળ૦
( સુદેવને ) ગુરુ સુદેવજી રે ? તમારે ખોળે છે બે તન;
કે' જો મુજ માતને રે, કરે જીવની પેરે જતંન. મોસાળ૦
પુત્રી જમાઇએ રે, કેજો વનમાં પુર્યો વાસ;
કે'જો મુજ તાતને રે, લે વિવાસીઆંની તપાસ. મોસાળ૦
ચુંબન કરી માવડી રે, ફરી ફરીને મુખ જોય;
હૈએથી ન ઉતરે રે, તેમ દમયંતી રાણી રોય. મોસાળ૦

એક વસ્ત્રભેર રાજા રાણી વનવાસ નીકળ્યાં. કેટલુંક ચાલ્યા પછી તેમને ભૂખ લાગી. પાસે કંઈ ખાવાનું ન હતું. રાજા વિચાર કરતો હતો એટલામાં એક પંખી તેની નજરે પડ્યું. નળે તેને પકડવાને વસ્ત્ર નાંખ્યું. પંખીરૂપી કળિ વસ્ત્રને લઇને ઉડી ગયો; નળ નગ્ન થઈ રહ્યો. આવા દુ:ખને લીધે વિદર્ભદેશનો રસ્તો દેખાડી નળે દમયંતીને પિયેર જવા કહ્યું, ત્યારે તે બોલી કે, 'રાજન્! આપ મારાં દુ:ખથી ખિન્ન થાઓ નહિ. હું તમારી સાથે સુખદુ:ખ સહેવાને બંધાયેલી છું તે, તમને દુ:ખમાં મૂકીને

પિયેર જઇશ નહિ. આપ આવતા હો તો ચાલો, આપણે બેઉ ત્યાં જઇએ. મારા પિતા, આગળની માફક આપનો સત્કાર કરશે. ” નળે તે માન્યું નહિ અને તેઓ વનમાં આગળ ચાલ્યાં. ચાલતાં ચાલતાં થાકી ગયેલાં તે બન્નેજણાં એક ઝાડ તળે રાતવાસો રહ્યાં. જરાવાર ઉંઘ લઈ નળ જાગ્યો. દમયંતી સામું જોઈ તેને વિચાર થયો કે, અરેરે! મારે લીધે આ સુકુમાર રાજકન્યા દુ:ખી થાય છે. હું તેને તજી જાઉં તો તે કદાપિ એને પિયેર જાય અને સુખથી રહે.’ પછી ઉંઘતી દમયંતીનું અરધું વસ્ત્ર ફાડી શરીરમાં કળિયુગ પેઠો હતો તેથી તે નિર્દય થઈ ત્યાંથી ચાલ્યો ગયો.

સવારે જાગ્રત થતાં નળને નહિ જોવાથી દમયંતી અત્યંત દુ:ખી થઈ અને ગાંડાની માફક વનમાં તેને શોધવા લાગી. વનમાં ફરતાં ફરતાં અજગરના મુખમાં પગ પડવાથી તેણે તેને અરધી ગળી. તેણે બૂમો પાડી, એટલે એક પારધીએ આવી છોડાવી, પણ તે તેના ઉપર મોહી પડ્યો. દમયંતી ઉપર કુદૃષ્ટિ કરતાં પતિવ્રતાના પ્રભાવે તે બળીને ભસ્મ થઈ ગયો. વનમાં ફરતાં ફરતાં આખરે એક વણઝાર મળી, તેની સાથે દમયંતી ચેદિદેશ ગઈ. ત્યાં સુબાહુ રાજાની બહેન સુનંદાની સખી થઇને રહી. આણી તરફ દમયંતીને મૂકીને નળ વનમાં આગળ ચાલ્યો. ત્યાં તેને ‘બચાવો’ એવો શબ્દ સંભળાયો. નળે જોયું તો એક નાગ દાવાનળમાં બળતો હતો. તેને અગ્નિમાંથી બહાર કાઢ્યો એટલે તે તેને કરડ્યો અને રાજા બેડોળ થઈ ગયો. તેનું નામ કર્કોટક નાગ હતું. તેણે તેને કહ્યું કે, ‘હે રાજન્! તમને જ્યારે તમારું અસલ રૂપ લેવાની ઇચ્છા થાય ત્યારે મારું સ્મરણ કરજો. દરમિયાન હમણાં તો બાહુક નામ ધારણ કરીને અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં જઈ સારથિ થઇ રહો.’

વિદર્ભરાજાએ પુત્રી તથા જમાઈની શોધ માટે સુદેવ નામે બ્રાહ્મણને પરદેશ મોકલ્યો. ફરતો ફરતો તે ચેદિરાજાને ત્યાં ગયો. સુદેવ અને દમયંતી બેઉની આંખોમાંથી આંસુ પડ્યાં અને સુનંદાએ તેને ‘દમયંતી’ જાણી, તેની માતાને કહ્યું. સુનંદાની મા દમયંતીની માસી થતી તેથી બહુજ દિલગીર થઈ અને તેને વિદર્ભદેશ મોકલી આપી. દમયંતી પિયેરમાં

નળરાજા દમયન્તીનો ત્યાગ કરે છે.



નળ રાજા નિર્દય થઇને ઉંઘતી દમયન્તીને વનમાં એકલી મુકીને ત્યાંથી ચાલ્યો ગયો.

પૃ. ૧૧૬.

## પારધીનું મૃત્યુ.



દમયન્તીના ઉપર કુદૃષ્ટિ કરતાં પતિવ્રતાના પ્રભાવે તે બળીને ભસ્મ થઇ ગયો.

પૃ. ૧૧૬.

Lakshmi Art, Bombay.

જઈને રહી, પણ ત્યાં તેણે વિયોગિણીનું વ્રત પાળવા માંડ્યું. નળની શોધ માટે 'પોતે અને સ્વામીજ જાણે,' એવાં વચનો એક બ્રાહ્મણને લખી આપી, તેને દેશેદેશ ટેલ નાંખવા મોકલ્યો. પર્ણાદ નામનો તે બ્રાહ્મણ દમયંતીનાં વચનોની ટેલ નાંખતો નાંખતો અયોધ્યા ગયો ત્યારે બાહુકે તેને બોલાવી, દમયંતી અને બાળકોની ખબર પૂછી. એ ખબર લઈ પર્ણાદ દમયંતી પાસે આવ્યો. સુદેવને બોલાવી દમયંતીએ નળની ખાતરી કરી લેવા તેને કહ્યું કે, 'હે મહારાજ! તમે અયોધ્યા જાઓ અને ઋતુપર્ણને કહો કે, કાલે દમયંતી સ્વયંવર કરીને ફરીને પરણે છે.' સુદેવે અયોધ્યા જઈ વાત કહી. ઋતુપર્ણે બાહુકને બોલાવી કહ્યું કે, 'આજે દમયંતીનો સ્વયંવર છે, માટે તું મને કુંડિનપુર પહોંચાડ.' બાહુકે 'હા' કહી અને રાજા રથારૂઢ થયો. નળે પોતાની અશ્વવિદ્યાને લીધે રથને એવો ચલાવ્યો કે, સાંજે તેઓ કુંડિનપુર જઈ પહોંચ્યા. ઋતુપર્ણ તેની પાસેથી અશ્વવિદ્યા શીખ્યો. તેના બદલામાં તેણે તેને જુગારની વિદ્યા શીખવી, એટલે કલિ નળને છોડીને ચાલ્યો ગયો.

કુંડિનપુરમાં દમયંતીએ 'બાહુક નળ છે કે નહિ' તેની પરીક્ષા કરી. માતપિતાની આજ્ઞા લઈ તેને એકાંતમાં બોલાવ્યો. દમયંતીએ તેની આગળ કેટલાંક વચનો કહ્યાં. આંખમાંથી દડદડાટ વહેતાં આંસુસાથે નળે તેનો એટલોજ ઉત્તર આપ્યો કે, 'દુષ્ટ કલિને લીધે ભ્રમિત થયેલી બુદ્ધિએ મને આ બધું અપ્રિય કરાવ્યું. એમાં મારો દોષ નથી.' દમયંતીએ જાણ્યું કે, તે નળ છે, તેથી કહ્યું કે, 'ત્યારે તમારૂં સ્વરૂપ કેમ બદલાઈ ગયું?' નળે કહ્યું કે, 'દુઃખ સહેવાને.' 'ત્યારે મૂળસ્વરૂપ લઈ આ વિયોગી બાળકોને બીતાં બચાવો.' પછી નળે કર્કોટકનું સ્મરણ કરી મૂળ રૂપ ધારણ કર્યું, બાળકો તેને ઓળખી વળગી પડ્યાં અને દમયંતી કૃતાર્થ થઈ. વિદર્ભ રાજા તે વાત જાણી પ્રસન્ન થયો અને ઋતુપર્ણ પણ આનંદ પામ્યો. પછી થોડો વખત કુંડિનપુર રહી નળરાજા દમયંતીને અને બાળકોને લઈ દેશ ગયો. પુષ્કર સાથે જુગાર રમી તેમાં તેને હરાવી પોતાનાં રાજપાટ પાછાં મેળવ્યાં.

---

# જરુત્કારુ.



સર્પોને પોતાની માતા કદ્રુનો શાપ થયો હતો. તે શાપમાંથી છૂટવાને બધા સર્પો એક દિવસ સભા ભરીને "શું કરવું" તે ઉપર વિચાર કરવા લાગ્યા. દરેકનો વિચાર થોડે ઘણે દરજ્જે શાપમાંથી છૂટવાનો હોવાથી તેઓ વાસુકી પાસે ગયા. વાસુકીએ કહ્યું કે "મારા ધારવા પ્રમાણે આપણે કશ્યપ ઋષિને પ્રસન્ન કરવા જોઇએ." એલાપત્ર નામે બીજા સર્પે એવો વિચાર જણાવ્યો કે, "જે પુરુષ આલોકમાં ભાવીથી હણાયેલો હોય, તેનો આશ્રય ભાવી ઉપર હોય છે. આમાં આપણે એક દૈવનોજ આશ્રય લેવો." દેવતાઓએ આપણા અનુગ્રહને માટે બ્રહ્માને પૂછતાં બ્રહ્માએ એમ કહ્યું હતું કે, "વાસુકીની બહેન જરુત્કારુનાં લગ્ન જરુત્કારુ નામે પ્રખ્યાત, જિતેંદ્રિય, બુદ્ધિમાન અને મહાતપસ્વી મહર્ષિ સાથે થશે અને તેને આસ્તિક નામનો પુત્ર થશે. તે બધા સર્પોને માતાના શાપમાંથી મુક્ત કરશે" આ વાત સર્વેએ માન્ય રાખી અને વાસુકીએ તેની બહેન જરુત્કારુને સારી રીતે ઉછેરવા માંડી. બધા સર્પોને આજ્ઞા કરી કે 'જ્યારે જરુત્કારુ કન્યાની માંગણી કરે ત્યારે તમારે મને ખબર આપવી.'

જરુત્કારુઋષિએ એવો નિશ્ચય કર્યો હતો કે, 'બ્રહ્મચર્ય પાળી તપ કરી સદેહે સ્વર્ગમાં જવું.' તે ફરતા ફરતા એક દિવસ એક મોટી ખીણ પાસે ગયા, ત્યાં એક ઉણના વેલાપર પોતાના પિતૃઓને લટકતા જોયા. પિતૃઓએ તેને લગ્ન કરી પુત્ર ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી. બ્રહ્મચર્યનો વિચાર છોડી દઇને તે પોતાના નામની અને જેનું પોષણ પોતાને ન કરવું પડે, એવી કન્યાની શોધ કરવા લાગ્યા. વૃદ્ધ હોવાથી તેમને ભાર્યા મળી નહિ તેથી કંટાળી પિતૃઓએ પોતાને પરણવા માટે તથા સંતાન ઉત્પન્ન કરવા માટે કહ્યું હતું તે અરણ્યમાં જઇને અત્યંત દુઃખથી ઘાંટો પાડીને રડવા લાગ્યા. પિતૃઓનું હિત કરવાની ઇચ્છાવાળા મુનિ અરણ્યમાં જઈ

ધીરેધીરે ત્રણ વાર બોલ્યા કે "હું કન્યા માટે યાચના કરું છું, માટે આ અરણ્યમાં જે જે સ્થાવર જંગમ અંતર્હિત ભૂત પ્રાણીઓ હો, તે સર્વે મારાં વચનો સાંભળજો. કન્યા જરુત્કારુ નામની હોવી જોઇએ તથા તેનું પોષણ મારે કરવું પડે નહિ." જરુત્કારુની શોધમાં ફરતા સર્પોને કાને આ શબ્દો પડ્યા. તેઓએ પાતાળમાં જઈ વાસુકીને કહ્યું. વાસુકી જરુત્કારુને લઇને જરુત્કારુમુનિ પાસે આવ્યો. તેમણે કરેલી શરતો પ્રમાણે કન્યાદાન દીધું. વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ, તપોવૃદ્ધ તથા મહા-વ્રતધારી ધર્માત્માઋષિએ વિધિયુક્ત મંત્રોવડે તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. પછી ભાર્યાને લઇને પન્નગેશ્વરે તૈયાર કરેલા રમણીય ઘરમાં જઇને રહ્યા. ઋષિએ કહ્યું કે, "તારે કોઈ દિવસ મને અપ્રિય લાગે એવું કાર્ય કરવું નહિ, તેમ અપ્રિય વચન બોલવું નહિ. તું કંઈ પણ મારું અપ્રિય કરીશ કે તરત હું તારો અને આ ઘરનો ત્યાગ કરી ચાલ્યો જઇશ." નાગરા-જાની બહેન હાથ જોડીને બોલી કે, "હે નાથ! હું આપની ઇચ્છા પ્રમાણે વર્તીશ." સ્વજનના કલ્યાણની ઇચ્છાવાળી, યશસ્વિની, શ્વાનના જેવી ઉંઘવાળી અને કાગડાના જેવાં ચંચળ નેત્રવાળી થઇ અર્થાત્ બહુજ સાવધ રહી તે કપરા સ્વભાવવાળા સ્વામીની સેવા કરવા લાગી. એક વખત વાસુકીની બહેન ઋતુસ્નાન કરી સ્વામીની સેવામાં હાજર થઈ તેથી તેને ગર્ભ રહ્યો. તે ગર્ભ અગ્નિના જેવો અત્યંત તેજસ્વી અને વૈશ્વા-નર સમાન કાંતિમાન હતો. શુક્લ પક્ષના ચંદ્રમાની પેઠે દિવસે દિવસે તે વધતો હતો. મહા યશસ્વી જરુત્કારુ એકવાર ભાર્યાના ખોળામાં માથું મૂકીને સૂતા હતા, એટલામાં સૂર્યનારાયણ અસ્ત થયા અને સાયંકાળ થતાં વાસુકીનાગની બહેન, ધર્મનો લોપ થવાના ભયથી, વિચાર કરવા લાગી કે, "મારે હવે સ્વામીને ઉઠાડવા કે નહિ. એમનો સ્વભાવ બહુ કપરો છે, મારે શું કરવું? હું એમના અપરાધને પાત્ર ન થાઉં. જો ઉઠાડીશ તો મારી ઉપર કોપ કરશે અને નહિ ઉઠાડું તો સંધ્યાવંદન તથા સાયંકાળના હોમનો લોપ થશે. ધર્મનો લોપ થવાથી પાપ લાગે છે. જગાડું છું તો તે અવસ્ય કોપ કરશે અને જો સંધ્યાકાળ વ્યતીત થઈ ગયો તો ખરેખર એમના ધર્મનો લોપ થશે." આ પ્રમાણે વિચાર કરીને મધુર બોલનારી જરુત્કારુ ઉજ્જ્વળ તપવાળા અને અગ્નિની જ્વાળા જેવા તેજસ્વી

ઋષિને કોમળ શબ્દોથી કહેવા લાગી કે, "હે મહાભાગ! સૂર્યાસ્તનો સમય થયો ઉઠો. હે વ્રતધારી ભગવન્! જળનું આચમન કરી સંધ્યાવંદન કરો. સંધ્યાકાળના હોમનો સમય થયો છે. હે પ્રભો! સંધ્યાએ ધીરે-ધીરે પશ્ચિમ દિશાને આચ્છાદન કરવા માંડી છે." આ પ્રમાણે કહેતાં મહાતપસ્વી ભગવન્ જરત્કારૂમુનિ જાગી ઉઠયા અને કહેવા લાગ્યા કે, "હે નાગકન્યા! તેં મારૂં અપમાન કર્યું, હવે હું તારી પાસે નહિ રહું. હું જ્યાંથી આવ્યો છું ત્યાંજ પાછો ચાલ્યો જઇશ. હે સ્ત્રી! મારા હૃદયમાં ખાતરી છે કે, જો હું ઉંઘતો હોઉં તો સૂર્ય પણ સમયાનુસાર અસ્ત પામવાને શક્તિમાન નથી. તારે મને જગાડવો નહતો. સ્વામીનાં વચન સાંભળીને વાસુકીની બહેન જરત્કારૂનું હૃદય કંપવા લાગ્યું, તેણે કહ્યું કે, 'મહારાજ! મેં કંઈ આપનું અપમાન કરવાને ઉઠાડ્યા નથી, પરંતુ ધર્મલોપ ન થાય એમ ધારીને જગાડ્યા છે.' તે સાંભળીને કોપ પામેલા મહા તપસ્વી કે જેમણે નાગકન્યાને તજવાનો નિશ્ચય કર્યો હતો તે બોલ્યા કે, "નાગકન્યા, હું કોઈ સમયે જુઠું બોલ્યો નથી. મેં કહ્યું છે કે 'હું જઈશ,' માટે હવે હું જઈશ. મેં પૂર્વે તારી સાથે જે નિયમ કર્યો હતો, તેનો આજે સમય આવ્યો છે. હે ભદ્રે! મેં તારી સાથે સુખમાં દિવસો ગાળ્યા છે. હવે હે કલ્યાણિ! અહિંથી મારા જવા પછી તું તારા ભાઇને કહેજે કે, ઋષિ મને તજીને ચાલ્યા ગયા છે, અને હે ભીરુ! તારે મારા ગયા પછી શોક કરવો નહિ." વાસુકીનાગની બહેન જરત્કારૂ આંખમાં આંસુ આણી ધ્રૂજતા હૃદયે બે હાથ જોડી જરત્કારૂઋષિને કહેવા લાગી કે, "હે ધર્મજ્ઞ! મને નિરપરાધીને તજવી યોગ્ય નથી. આપ સર્વદા ધર્મ માર્ગે ચાલો છો અને પ્રિયજનનું શુભ કરવામાં પ્રીતિવાળી હું પણ ધર્મથી વર્તું છું. તમારી સાથે મારા લગ્ન કરવાનું જે પ્રયોજન હતું તે હજી પૂર્ણ થયું નથી. મને મંદભાગિનીને મારો ભાઈ શું કહેશે? હે નાથ! માતાના શાપથી અપમાન પામેલાં મારાં સગાંએ તમારાથી મારેવિષે સંતાનની ઇચ્છા રાખી હતી, તે હજી પાર પડી નથી. મારા સગાંનું કલ્યાણ તમારાથી ઉત્પન્ન થયેલા સંતાનથી થાય તેમ છે, માટે મારો આપની સાથેનો સમાગમ વ્યર્થ ન જાય, એવી આપને વિનંતિ કરું છું." તપોધન એવા તે મહા મુનિએ ઉત્તર આપ્યો કે, "હે સુભગે! અગ્નિના જેવો પ્રકાશ-

માન આ ગર્ભ વેદ તથા વેદનાં સર્વ અંગોને જાણનાર થશે. તે પરમ ધર્માત્મા એક ઋષિ અવતરશે.” આમ કહી મહર્ષિ જરત્કારુ તપનો નિશ્ચય કરી વનમાં ગયા. સમય ઉપર વાસુકીની બહેનને મહા તેજસ્વી આસ્તિક નામનો પુત્ર જન્મ્યો. આ પુત્રે વાસુકીના મનની ધારણાને પાર પાડી. જરત્કારુ ક્ષમાશીલ અને નમ્ર હતી. તેણે પિતાના વંશનું હિત કરવા એક મુનિનો પાણિગ્રહણ કરી, તેમનું મન સાચવવા માટે નિદ્રાનો ત્યાગ કરી મહા કષ્ટ વેઠીને, એક મનથી ઋષિની સેવા કરી હતી. પિતાના કુળનું હિત સાચવ્યું હતું, તેને પરિણામે આસ્તિક જેવા એક મહાન્ ઋષિ જન્મ્યા હતા.

---

# પૃથા—કુન્તા.




ર નામના એક યાદવરાજાને પૃથા નામે રૂપાળી, ભણેલી ગણેલી અને ડહાઈ કન્યા હતી. એક દિવસ શૂર રાજાએ તેની ફોઈના પુત્ર કુન્તીભોજની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે, ‘મારે જે પ્રથમ પુત્રી થશે, તે હું તમને આપીશ.’ તે ઉપરથી તેણે ફોઈના છોકરાને મૈત્રીના હકમાં પોતાની કન્યા પૃથા આપી હતી. કુન્તીભોજે તેને અતિથિઓનું તથા બ્રાહ્મણોનું પૂજન કરવાનું કામ સોંપ્યું હતું. એક સમયે ઉગ્રસ્વભાવના, ધર્મમાં દૃઢ નિશ્ચયવાળા અન અખંડ વ્રત ધારણ કરનાર દુર્વાસામુનિ કુન્તીભોજને ઘેર ગયા, ત્યારે કુન્તીએ સારી પેઠે સેવા કરીને મુનિને સંતુષ્ટ કર્યાં. દુર્વાસામુનિએ કુન્તી ઉપર ભવિષ્યમાં આવનારી આપત્તિ જોઈ, તેને વશીકરણનો એક મંત્ર આપી કહ્યું કે, “તું જે જે દેવનું આ મંત્રથી આવાહન કરીશ, તે તે દેવના પ્રભાવથી તને પુત્ર થશે.” દુર્વાસામુનિનું વચન સાંભળી કુન્તી કુતૂહલમાં આવી ગઈ અને તેણે કન્યાવસ્થામાંજ મંત્રનું સત્ય જોવા સૂર્યદેવનું આવાહન કર્યું. સૂર્યદેવને આવતા જોઈ ભરપુર ગાત્રવાળી કુન્તી

વિસ્મય પામી. સૂર્યનારાયણ પાસે આવીને બોલ્યા કે, "હે સુગાત્રિ! મારે શું કરવાનું છે તે કહે." કુન્તી બોલી કે, 'એક બ્રાહ્મણે મને મંત્ર આપ્યો હતો, તે મંત્રની પરીક્ષા જોવા મેં આપનું આવાહન કર્યું માટે આપ મને ક્ષમા કરો. અપરાધીને ક્ષમા આપવી, એ મહાત્માઓનો ધર્મ છે.' સૂર્યનાં આવાહનથી કુન્તીને કર્ણ નામે પુત્ર થયો, છતાં તેની કન્યાવસ્થા કાયમ રહી.

આ વખતે કુન્તી યૌવનમાં આવેલી હતી, અને કેટલાએક રાજાઓ તેનું માગું કરતા હતા. કુન્તીભોજ રાજાએ દેશેદેશના રાજાઓને બોલાવી સ્વયંવર કરીને, તેને પરણાવવાની તૈયારી કરી. મંડપમાં પ્રવેશ કરતાં સર્વ રાજાઓમાં સૂર્યની પેઠે તેજસ્વી દેખાતા પાંડુ રાજાને તેણે દીઠા. પાંડુને રંગભૂમિ ઉપર જોઈ કુન્તીનું હૃદય આકુલવ્યાકુલ થઈ ગયું. તેણે શરમાતાં શરમાતાં પાંડુના ગળામાં વરમાળ આરોપી. પછી કુન્તીભોજ રાજાએ તે બન્નેનું લગ્ન કરી પહેરામણીમાં ઘણું દ્રવ્ય આપ્યું.

પાંડુરાજાએ હસ્તિનાપુર આવ્યા પછી ફરીને મદ્રરાજાની કુંવરી માદ્રી સાથે લગ્ન કર્યાં. બધા રાજાઓને જીતી દિગ્વિજય કર્યો અને પછી બન્ને સ્ત્રીઓ સાથે તે સારી રીતે સંસાર ભોગવવા લાગ્યા. એક દિવસ પાંડુ રાજા વનમાં મૃગયા કરવા ગયા. ત્યાં એક મૃગ તથા મૃગલીને વિંધી નાંખ્યાં. અત્યંત કામાતુર હોવાથી કામને તૃપ્ત કરવાની ઇચ્છાવાળો મૃગ જે એક મહા મુનિ હતો અને જે મનુષ્યોથી શરમાઈ મૃગનો વેષ ધરી કામતૃપ્તિ કરતો હતો, તેને પાંડુએ બાણથી વિંધી નાંખ્યો. તેથી તેણે શાપ દીધો કે, હે રાજા! તેં મને મારી સ્ત્રી સાથે રમતી વખતે બાણ મારી જેમ રંગમાં ભંગ કર્યો તેમ તું પણ તારી સ્ત્રી સાથે રતિ કરતાં મરણ પામીશ." શાપ થયા પછી શોક તથા દુઃખથી આતુર થઈ પાંડુરાજાએ વનવાસ કરવાનો નિશ્ચય કર્યો. નિઃશ્વાસ મૂકી કુન્તી તથા માદ્રીને જોઈને બોલ્યો કે; "ભીષ્મપિતા, વિદુરાદિ તથા મહાત્મા બ્રાહ્મણ વગેરેને કહેજો કે, પાંડુ રાજાએ વનવાસનો અંગીકાર કર્યો છે." સ્વામીનાં આવાં વચન સાંભળી માદ્રી તથા કુંતી બોલ્યાં, "અમે પણ ઇન્દ્રિયોને

વશ કરી, કામસુખનો ત્યાગ કરી, આપની સાથે મહાતપ આદરીશું અને જો તમે અમારો ત્યાગ કરશો તો અમે અમારો દેહત્યાગ કરીશું." તેમનો નિશ્ચય જોઈ પાંડુ રાજાએ તેમને સાથે રાખ્યાં. વનવાસમાં પાંડુ ઋષિઓને અત્યંત પ્રિય થઈ પડ્યા. એક દિવસ બધા ઋષિઓ બ્રહ્મદર્શન કરવા બ્રહ્મલોકમાં જવા નીકળ્યા. પાંડુ તેમની સાથે બન્ને સ્ત્રીઓને લઈ જવા તૈયાર થયા. ઋષિઓએ કહ્યું કે, "હે રાજન્! જે માણસ દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્ય, એ ચાર ઋણમાંથી મુક્ત હોય, તેજ બ્રહ્મલોકમાં આવી શકે છે, માટે તમે પણ તેવા હશો તો આવી શકશો.' તે સાંભળી પાંડુને ઘણો શોક થયો, કારણ કે પુત્ર ન હોવાથી તે પિતૃ ઋણમાંથી મુક્ત થયા ન હતા વળી "કામક્રીડા કરતાં તારૂં મરણ થશે" એવો મૃગે આપેલો શાપ યાદ આવતાં તેમને ઘણી ચિંતા થઈ. તેમણે કુન્તીને એકાંતમાં બોલાવી કહ્યું કે, ૭ પ્રકારના પુત્રો વારસાને માટે યોગ્ય ગણાય છે, માટે તું મારા કરતાં ઉત્તમ કોઈ બ્રાહ્મણથી નિયોગ કરીને પુત્ર ઉત્પન્ન કર. કુન્તી બોલ્યાં—આપનેવિષે હું નિરંતર પ્રીતિ રાખુંછું, માટે આપ જ ધર્મવડે મારેવિષે પરાક્રમી પુત્રો ઉત્પન્ન કરો. કારણ કે તમારા જેવી પ્રતિષ્ઠા પામેલો બીજો કોણ પુરુષ છે? એ ઉપરાંત હું આપને એક બીજી વાત કહું તે સાંભળો; "જ્યારે હું નાની હતી ત્યારે દુર્વાસાઋષિએ મારા પિતાને ઘેર મને મંત્રો આપીને કહ્યું હતું કે જે જે દેવનું તું આવાહન કરીશ, તે તે દેવ તારી પાસે આવશે. આપની આજ્ઞા હોય તો હું તે મંત્રોનો ઉપયોગ કરૂં." તે પ્રમાણે આજ્ઞા લઈ તેણે એક પછી એક એમ ધર્મ, વાયુ અને ઇન્દ્રનું આવાહન કરી, ધર્મરાજ, ભીમ અને અર્જુનને ઉત્પન્ન કર્યાં. પછી રાજાની આજ્ઞાથી અશ્વિનીકુમારનો મંત્ર પોતાની શોક્ય માદ્રીને આપ્યો. તેણે પણ અશ્વિનીકુમારોનું આવાહન કરી નકુળ અને સહદેવ ઉત્પન્ન કર્યાં. પાંચ પુત્રોને જોઈ પાંડુને અત્યંત હર્ષ થયો. એક વખત રમણીય વસંત ઋતુ ચાલતો હતો અને વન સુગંધિથી બહેકી રહ્યું હતું. તે સમયે માદ્રીને એકાંતમાં જોઈ પાંડુ કામ વશ રાખી શક્યા નહિ. માદ્રી સાથે સંગ કરતાં તેમનું મૃત્યુ થયું. માદ્રી તેના શબનું આલિંગન કરી દુઃખજન્ય વિલાપ કરવા લાગી. તે સાંભળી કુન્તી પોતાના તથા માદ્રીના પુત્રોને લઈ તે સ્થળે આવી. પાંડુરાજાને મરણ પામેલા

જોઈ કુન્તી વિલાપ કરતી બોલી કે;–આ જ્ઞાની રાજાનું હું નિત્ય રક્ષણ કરતી હતી. તેમણે આજે તારૂં કહ્યું કેમ માન્યું નહિ? માદ્રી બોલી, "હે દેવિ! મેં તો વિલાપ કરીને એમને ઘણાએ વાર્યા પણ ભાવીએ ભુલાવ્યા હોય તેમ તે મનને વશ રાખી શક્યા નહિ." કુન્તી બોલી, "હે માદ્રી! હવે તું આ પુત્રોનું રક્ષણ કરજે. હું એમની જ્યેષ્ઠ પત્ની છું અને મને ધર્મનું મોટું ફળ પ્રાપ્ત થયું છે. યમરાજાને વશ થયેલા ભર્તાર પાછળ હું સતી થાઉં છું." માદ્રી બોલી કે, 'મારા કામની તૃપ્તિ થઈ નથી, તેથી હુંજ રાજાની પછવાડે સતી થઈશ. તમે મારા પુત્રોનું રક્ષણ કરજો.' એમ કહી માદ્રી પાંડુરાજાની પાછળ સતી થઈ.

પાંડુનું મરણ સાંભળી સર્વે મહર્ષિઓ એકઠા થઈ વિચાર કરવા લાગ્યા કે, આ લોકો આપણે આશ્રમે આવીને રહ્યા છે, માટે તેમની આ સ્ત્રી તથા નાનાં છોકરાંને તેમના રાજ્યમાં જઈ સોંપી આવવાં, એ આપણો ધર્મ છે. આવો વિચાર કરી ઋષિઓ કુન્તી તથા પાંચે પાંડવોને હસ્તિનાપુર લઈ ગયા. ત્યાં ભીષ્મપિતા, ધૃતરાષ્ટ્ર વગેરેને સોંપ્યા. કૌરવો તથા પાંડવો આ પ્રમાણે સાથે રહેવા લાગ્યા. રમવા દોડવા વગેરે ક્રિયાઓમાં ભીમસેન એકલો સો કૌરવોને પહોંચી વળતો અને અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં અર્જુન બધામાં શ્રેષ્ઠ ગણાતો તેથી કૌરવો તેમનો દ્વેષ કરવા લાગ્યા. જળક્રીડા કરી મારી નાંખવાના કૌરવોએ કરેલા વિચારમાં ભીમસેને તેમને ફસાવી દીધા, ત્યારે વારણાવત નામના ગામમાં શિવના મેળામાં પાંડવોનો ઘાણ કાઢી નાંખવાને કૌરવોએ પુરોચન પાસે લાક્ષાગૃહ બંધાવી, તેમાં બળી ઉઠે એવા પદાર્થો ભરી, તેમને જીવતા બાળી નાંખવા વિચાર કર્યો. વિદુરજીએ તેમને તેમાંથી ઉગારી લીધા. પાંડવો ત્યાંથી નવસા નાસી ગયા. તેઓ બળી ગયા હશે એમ માની, કૌરવોએ તેમની ઉત્તર ક્રિયા કરી. પાંડવોને ચાલતાં રસ્તામાં વ્યાસજી મળ્યા. ચક્રનગરમાં હું આવું ત્યાં સુધી રહેજો, એમ કહી તે ગયા. ત્યાં એક બ્રાહ્મણના આશ્રયતળે તેઓ રહ્યા. નગરમાં વારા પ્રમાણે બકરાક્ષસને બળિદાન આપવાનો તે બ્રાહ્મણનો વારો આવ્યો બ્રાહ્મણ તથા તેનાં છોકરાં અત્યંત કંકાશ કરવા લાગ્યાં, તે જોઈ કુન્તીને દયા આવી. તે તરત ત્યાં

ગયાં અને બ્રાહ્મણને રોવાનું કારણ પૂછ્યું. તેનું મહા સંકટ સાંભળી ભીમસેનને કહ્યું કે, "હે પુત્ર! આપણે ધૃતરાષ્ટ્ર ન જાણે તેમ આ બ્રાહ્મણને ત્યાં ગુપ્ત રહ્યાં છીએ. તે આપણો સારો આદરસત્કાર કરે છે અને અહિં આપણને કોઈ જાતનું દુ:ખ નથી. તેના ઉપકારનો બદલો વાળવાનો આજ સમય છે. તેના પુત્રના બદલામાં આજે બકને બળિદાન આપવા તું જા." ભીમસેને તે કાર્ય કરવા હા કહી, એટલામાં પાંડવો ખાવાનું લઈ આવ્યા. યુધિષ્ઠિર ભીમના ચહેરા ઉપરથી સમજ્યા અને માતાને પ્રશ્ન કર્યો કે, 'હે માતા! ભીમસેન શું કરવા ઇચ્છે છે?' કુન્તીએ બધી વાત કહી. યુધિષ્ઠિર બોલ્યા કે, "હે માતા! પારકાનું ભલું કરવા જતાં પુત્ર ખોઈ બેસશો." કુન્તી બોલ્યાં કે, દીકરા! આપણે ધૃતરાષ્ટ્ર ન જાણે તેમ બ્રાહ્મણના આશ્રયમાં રહ્યાં છીએ માટે આપણે તેના ઉપકારનો બદલો વાળવો જાઇએ; જેણે ઉપકાર કર્યો હોય તેને બમણો બદલો વાળી આપે તેજ ઉત્તમ પુરુષ કહેવાય.

'ગોબ્રાહ્મણનું રક્ષણ કરવું, એ આપણો ક્ષત્રિયોનો પરમ ધર્મ છે, માટે ભીમસેનને મેં જવાની આજ્ઞા કરી છે.' બીજે દિવસે ભીમસેને બકાસુરને મારી આખા નગરનું દુ:ખ દૂર કર્યું. થોડા દિવસ ગયા પછી દ્રૌપદીના સ્વયંવરની ખબર આવી તેથી પાંડવો પાંચાલ દેશ તરફ ગયા અને મચ્છવેધ કરી અર્જુને દ્રૌપદી મેળવી. બીજા રાજાઓ જે પાંડવોને બ્રાહ્મણોતરીકે જાણતા હતા, તેમણે તેમની સામે યુદ્ધ કરવા માંડયું. પણ અર્જુન અને ભીમના મારથી તેઓ હારી ગયા. પછી દ્રૌપદીને લઈ તેઓ નગરમાં પાછા ગયા. ઘેર આવતાં બોલ્યા કે, "મા! મા! ભિક્ષા લાવ્યા" અંદરથી કુન્તી બોલી કે, "હે પુત્રો! તમે પાંચે ભાઈ વહેંચી તેનો ઉપભોગ કરો." બહાર આવી કુન્તી જુએ છે તો દ્રૌપદી વહુ છે, તેથી પોતે બોલેલાં વચનને માટે ખેદ કરવા લાગ્યાં, પણ વ્યાસે તેમનો સંદેહ ટાળયો. પાંડવો છતા થઈ ઇન્દ્રપ્રસ્થ નામનું નગર સ્થાપી ત્યાં રાજ્ય કરવા લાગ્યા. ત્યાર પછી દ્યૂત રમતાં હારી જઈ વન નીકળ્યા. દ્રૌપદી સાસુની રજા લેવા ગયાં તે વખતે કુન્તીએ વનમાં પતિ સાથે જતી દ્રૌપદીને આ પ્રમાણે કહ્યું "દીકરાવહુ! આ મહા દુ:ખમાં આવી પડવાથી તમે

શોક કરશો નહિ. તમે સ્ત્રીધર્મનાં જ્ઞાતા છો તથા શિયળ અને સદાચાર સંપન્ન છો, હે પવિત્ર અને મંદહાસ્યવાળાં વહુ! પતિસેવા માટે તમને ભલામણ કરવી યોગ્ય નથી, કેમકે તમે સાધ્વી અને ગુણવાન છો. તમે ઉભય કુળને અજવાળ્યું છે. નિર્દોષ વહુ! તમે કૌરવોને શાપ દઇને ભસ્મ કર્યા નથી, તેથી તેઓ ખરેખર ભાગ્યશાળી છે. તમે પતિવ્રતા છો, પતિઓ ઉપર પ્રેમ રાખીને નિર્વિઘ્નતાથી વનમાં જાઓ. કુલીન કાન્તાઓ ભાવી દુ:ખની વેળાએ ગભરાતી નથી, તમે પણ ગભરાશો નહિ. તમે પતિવ્રતરૂપી ધર્મથી રક્ષાયેલાં છો, તેથી થોડા સમયમાં સુખ પામશો. તમને કહેવાનું એ કે, તમારે વનમાં મારા પુત્ર સહદેવની નિત્ય સંભાળ લેવી કે, જેથી તે વનમાં દુ:ખી થાય નહિ." દ્રૌપદીએ પ્રણામ કરીને સાસુને કહ્યું કે, "સાસુજી! તેને માટે તમે ફિકર કરશો નહિ." પછી પાંડવો નગર બહાર નીકળ્યા. પોતાના પાંચ પુત્રોની આવી અવદશા જોઈ કુંતાજી તેઓની પાસે ગયાં અને વિલાપ કરતાં બોલ્યાં કે, "હે પુત્રો! તમે સદ્ધર્મવાળા, સદાચારવાળા સદ્દગુણી, ઉત્તમ વિચારવાળા અને પરમેશ્વર ઉપર દૃઢ ભક્તિવાળા છો. ધર્મના કાર્યમાં સદા પરાયણ રહો છો, છતાં તમને કષ્ટ આવી પડયું. હું વિચાર કરવા છતાં પણ સમજી શકતી નથી કે, આ તે શું વિધિ વિપરીત થયો કે, કોઇનો અપરાધ કરવાથી આ દુ:ખ આવી પડયું? આમાં કેવળ મારા ભાગ્યનોજ દોષ છે કે, મેં તમને જન્મ આપ્યો. તમે ઉત્તમ ગુણોવાળા છો, છતાં ઉત્તરોત્તર દુ:ખ ભોગવો છો. રાજા તથા માદ્રી સ્વર્ગમાં ગયાં તે સુખમાં પડ્યાં અને હું અભાગિણી આ દુ:ખ જોવાને રહી, તેથી મને ધિક્કાર છે" વિદુરજીએ શાસ્ત્રનાં વચનો કહી, તેમને શાંત પાડ્યાં અને પોતાની સાથે હસ્તિનાપુરમાં રાખ્યાં.

દિવસ, પક્ષ, માસ ને વર્ષ એમ કરતાં કરતાં બાર વર્ષ કુન્તાજીએ પુત્રોના વિયોગમાં ગાળ્યાં. પાંડવો તેરમું વર્ષ વિરાટ રાજાના દરબારમાં ગુપ્ત રહીને ચૌદમે વર્ષે છતા થયા. તે પછી ઉપપ્લવ્ય ગામમાં છાવણી નાખી પડાવ કર્યો. યુધિષ્ઠિરે યુદ્ધ નહિ કરતાં શ્રીકૃષ્ણને હસ્તિનાપુર મોકલી ફક્ત નિર્વાહ માટે પાંચ ગામની માંગણી કરી. શ્રીકૃષ્ણ પાંડવોની માંગણી લઇને દૂત તરીકે કૌરવોના દરબારમાં ગયા. ત્યાં ધૃતરાષ્ટ્ર દુર્યોધન તથા બીજા રાજ્યાધિકારીઓને બહુ સમજાવ્યા, પરન્તુ દુર્યોધને

પાંડવોની પરિણામે સુખકારક માગણી સ્વીકારી નહિ. તેથી શ્રીકૃષ્ણ દેવ ઉપર દોષ મૂકી પાછા ફર્યાં. તે વખતે પોતાનાં ફોઇ કુન્તાજીને મળવા ગયા. કુન્તાજીએ શ્રીકૃષ્ણને આશીર્વાદ આપી, પોતાના પુત્રોના ને દ્રૌપદીના સમાચાર પૂછ્યા. શ્રીકૃષ્ણે પાંડવોના અને દ્રૌપદીના કુશળ ખબર કહ્યા. પછી કુન્તાજીએ રોષથી, શ્રીકૃષ્ણને કહ્યું કે, 'હે કૃષ્ણ! તમારે મારા દીકરાની વહુ દ્રૌપદીને કહેવું કે, તમે મોટા રાજાની પુત્રી હોવા છતાં વનમાં પતિઓ સાથે રહીને દુ:ખો સહન કર્યાં છે, તથા તેમની સેવા કરી છે તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. મારા પુત્રોને કહેજો કે, "હવે તમારે પરાક્રમ કરવાનો સમય આવ્યો છે. ક્ષત્રિયનો જાયો પ્રાણ જતા કરીને પણ પોતાનો રાજ્યભાગ મેળવવાની ઇચ્છા રાખે છે. હે કૃષ્ણ! તમારે યુધિષ્ઠિરને કહેવું કે, તારો ક્ષત્રિય ધર્મ દિવસે દિવસે ડૂબતો જાય છે, ક્ષત્રિયનો ધર્મ પરાક્રમ કરી બતાવવાનો છે, તેને છોડીને તું બ્રાહ્મણ-ધર્મનો અંગીકાર કેમ કરી બેઠો છે? રાજાનો દોષ જેમ જગતને લાગે તેમ જગતનો દોષ રાજાને પણ લાગે છે. તારે પરાક્રમ કરીને તારી પ્રજાનું પાલન કરવું જોઇએ. તું હમણાં જેવો સંતોષ ધારણ કરી બેઠો છે, તેવો સંતોષ તને તારા પિતાના વારસાથી કે મારા તરફથી મળ્યો હોય, એમ મને જણાતું નથી. મેં તો તને બાલ્ય વયથીજ ધૈર્ય, પરાક્રમ, સત્ય, જિતેન્દ્રિયપણું વગેરે બાબતોનો ઉપદેશ આપ્યો હતો અને તેનોજ તું ઉપયોગ કરીશ એવી આશા રાખી હતી. પિતૃઓ પોતાના ક્ષત્રિય વંશજોની પાસેથી પરાક્રમની, પ્રજાપાલનની અને યજ્ઞયાગમાં વિદ્વાન બ્રાહ્મણોનો સત્કાર થવાની આશા રાખે છે. ભિક્ષા માગવી, એ બ્રાહ્મણોનો ધર્મ છે અને પરાક્રમથી પૃથ્વી મેળવી અને પ્રજાનું પાલન કરવું, એ ક્ષત્રિયોનો ધર્મ છે. તારા પિતાનો જે રાજ્યભાગ શત્રુઓ પચાવી પડ્યા છે, તેને તું પરાક્રમ કરીને મેળવ. તારા જેવા વીરપુત્રની માતા આજ ચૌદ વર્ષ થયાં, પારકે ઘેર રહીને પેટ ભરે છે, એના જેવું બીજું દુ:ખ કયું ગણાય? હવે તું તારા ભાઇઓ સાથે પરાક્રમ કરીને તારા પિતાનો રાજ્યભાગ મેળવ અને સ્વર્ગમાં બેઠેલા પાંડુરાજાના હર્ષમાં વધારો કર." આટલો સંદેશો કહ્યા પછી મારા દીકરાઓને મારા આશીર્વાદ કહેજો અને મારી પતિવ્રતા વહુને શીખ કહેજો.

શ્રીકૃષ્ણ કુન્તાજીનો સંદેશો લઇ ઉપપ્લવ્ય નામની પાંડવોની છાવણીમાં ગયા. કુન્તાજી નિરાંતે બેઠાં નહિ કૌરવોએ અન્યાયથી પોતાના પુત્રોને રાજ્યથી દેશવટો દીધો હતો અને પોતાની વહુની લાજ લુંટી હતી. એ બધી વાતો તેમના હૃદયમાં વજ્રની પેઠે સાલ્યા કરતી હતી.

તેણે એક તરફથી પાંડવોને પાનો ચઢે તેવાં વચનો શ્રીકૃષ્ણદ્વારા કહાવી મોકલ્યાં અને બીજી તરફથી કર્ણને પોતાના પક્ષમાં લેવાની યુક્તિ આરંભી. કર્ણ દરરોજ મધ્યાન્હ સમયે ગંગાના તીર ઉપર સૂર્યની આરાધના કરવા જતો હતો. તે તક સાંધી એક દિવસ કુન્તાજી ત્યાં ગયાં. કર્ણને મળી બોલ્યાં કે, 'હે કર્ણ! તું મને ઓળખે છે? હું તારી જનેતા છું. મેંજ દશ મહિના તારો ભાર ઉપાડ્યો છે અને મારા પાંચ પુત્રોમાં તું સૌથી વડો છે. તારે અત્યારે પાંડવોને સહાય કરવી જોઇએ. હું ઇચ્છું છું કે, જેમ બળદેવ અને શ્રીકૃષ્ણની જોડી છે, તેમ તારી અને અર્જુનની જોડી થાય અને તું પાંડુરાજાની ઝળહળતી રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરે. તમે બન્ને ભાઇઓ જો સલાહ કરો તો જગતમાં તમને કોઈ વસ્તુ અસાધ્ય રહે નહિ. તું મારા પુત્રોમાં સૌથી વડો છે, અને શૂરવીર છે, માટે તારે સૂતપુત્ર તરીકે બહાર પડીને મારા પુત્રોનો નાશ કરવો ઘટિત નથી. કર્ણે કુન્તીનાં વચનોનો તિરસ્કાર કરી કહ્યું કે, તમે જે જે વચનો મને કહ્યાં, તે ઉપર મને વિશ્વાસ નથી. મેં જન્મથીજ કૌરવોનું લૂણ ખાધું છે, તેમનાવડે જગતમાં મારી કીર્તિ થયેલી છે, માટે હું હવે કદી પણ પાંડવો સાથે સલાહ કરી શકું તેમ નથી. તમે મારાં જનેતા છો, તેથી હું તમારા માનની ખાતર યુદ્ધમાં પાંડવો સાથે યુદ્ધ કરીશ નહિ. માત્ર એક અર્જુનની સામે યુદ્ધ કરીશ. કારણ કે તેમાં મારો વિજય સમાયેલો છે. અર્જુનનું રણમાં મરણ થાય તો જગતમાં મારી કીર્તિ થાય અને મારું મરણ થાય તો તેની કીર્તિ થાય, તેથી હું અર્જુન સાથે યુદ્ધ કરીશ. તે યુદ્ધમાં અર્જુન કે હું મરણ પામશું, તોપણ તમારા પાંચ પુત્રો રહેશે.

કુન્તાજી કર્ણનાં વચન સાંભળીને ધ્રુજવા લાગ્યાં અને ધીરજ ધરી બોલ્યાં કે; 'દીકરા! ભાવી બળવાન છે, એ ખરી વાત. મારી તને પ્રાર્થના છે કે, તેં મારા ચાર પુત્રોને જે અભય દાન આપ્યું તે વચન તું

પાળજે. ઇશ્વિર તારૂં કલ્યાણ કરો!' આટલું કહીને કુન્તાજી પાછાં અંતઃપુરમાં ગયાં અને ભાવી ઉપર આધાર રાખી કાળ વ્યતીત કરવા લાગ્યાં.

કૌરવ પાંડવોની વચ્ચે દૈવયોગથી સલાહ ન થઈ. શ્રીકૃષ્ણ જેવા મહાત્મા પુરુષ પણ ભાવી આગળ કંઈ કરી શક્યા નહિ. કુરૂક્ષેત્રમાં બન્ને ભાઇઓની વચ્ચે મહા દારુણ યુદ્ધ થયું. લોહીની નદીઓ ચાલી ને ધૃતરાષ્ટ્રના સોએ છોકરાઓ રણમાં મરાયા. યુધિષ્ઠિરરાજા છેવટ હસ્તિનાપુરના રાજ્યાસન ઉપર બેઠા. તે મોટા ધર્માત્મા હતા. તેમણે રાજ્યાસન ઉપર આવ્યા પછી ધૃતરાષ્ટ્રને પાંડુની પેઠે અને ગાંધારીને કુન્તાજીની પેઠે માન આપ્યું. મોટાં કાકાકાકીને ભોજન કરાવ્યા પછી ભોજન તથા સુવાડ્યા પછી શયન કરવા માંડયું. માત્ર એક આકરા ભીમસેન સિવાય બીજા બધા ભાઇઓ ધૃતરાષ્ટ્રપ્રતિ પિતાના જેવા ભાવથી વર્તવા લાગ્યા. આમ પંદર વર્ષો વીત્યા પછી ધૃતરાષ્ટ્રરાજાએ યુધિષ્ઠિરને કહ્યું કે, હું ઘણો વખત સુધી તમારા ભક્તિભાવનો અનુભવ કરતો અહિં રહ્યો, હવે મને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવાનો વિચાર થયો છે, માટે વનમાં જઇને રહીશ. તેં ધર્મપુત્ર તરીકે મારી બહુ સેવા કરી છે અને તેથી ઇશ્વિર તારૂં કલ્યાણ કરશે. હું હવે વનવાસ કરીશ. યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રનું કહેવું સાંભળી પ્રથમ તો તેમને બહુ સમજાવ્યા; પરંતુ તેમણે જરાએ માન્યું નહિ અને કાર્તિક મહિનાની પૂર્ણિમાને દહાડે અગ્નિમાં હોમ કરીને અગ્નિ, અગ્નિહોત્રના ઉપસ્કર તથા ગાંધારી સાથે વનમાં જવાને નીકળ્યા. તે વખતે કુન્તા પણ પોતાનાં જેઠ તથા જેઠાણી કે જેમની તે સસરા તથા સાસુના જેવી ભક્તિ કરતાં હતાં, તેમની સેવા કરવા માટે તેમની સાથે ચાલી નીકળ્યાં. યુધિષ્ઠિરે કુન્તાજીને કહ્યું કે "માજી! આપ પાછાં ફરો. હું જાતે વનમાં જઇને કાકાકાકીની સેવા કરીશ." કુન્તાએ કહ્યું કે દીકરા! તારે હવે રાજ્યાસનપર બેસીને ચારે ભાઇઓની, મારી સુશીલ અને ડહાઈ વહુ દ્રૌપદીની સંભાળ રાખવી. તારી ઉપર આખા કુળના પોષણનો ભાર મૂકવામાં આવ્યો છે, તેને તારે યોગ્ય રીતે વહન કરવો. હું તો હવે તાપસી થઇને મારાં સાસુ સસરાનાં ચરણોની સેવા કરતી વનમાંજ નિવાસ કરીશ.

યુધિષ્ઠિરરાજા કુન્તાનાં વચન સાંભળી બોલ્યા "માજી! તમેજ શ્રીકૃષ્ણ મારફતે અમને લડવા માટે ઉત્તેજક વચનો કહી મોકલ્યાં હતાં અને આપની આજ્ઞાથીજ અમે યુદ્ધ કરીને ક્ષત્રિય ધર્મમાં રહ્યા છીએ. તે તમે પોતેજ અમારા રાજ્ય સમયમાં અમારો ત્યાગ કરી ચાલ્યાં જાઓ એ ઠીક નહિ. હવે તમે અમારા તરફથી સેવા સ્વીકારીને અમારી પાસે રહો તો ઠીક." કુન્તાજીએ યુધિષ્ઠિરના બોલવા ઉપર ધ્યાન આપ્યું નહિ, તે રડતાં રડતાં ધૃતરાષ્ટ્ર પાછળ જવા લાગ્યાં, એટલે ભીમસેન બોલ્યો કે "માજી! તમે પોતે અમને યુદ્ધ કરવાને ઉશ્કેર્યાં હતા, તેથી અમે યુદ્ધમાં પ્રવૃત્તિ કરી પિતાનું રાજ્ય સંપાદન કર્યું. તમને સુખ આપવાનો સમય આવ્યો, ત્યારે તમે અમારો ત્યાગ કરો એ ઠીક નહિ. તમારે જ્યારે અમારો ત્યાગ કરવો હતો ત્યારે તમે અમને વનમાંથી હસ્તિનાપુરમાં શા માટે લાવ્યાં?"

કુન્તા બોલ્યાં કે "દીકરાઓ! તમે જુગારમાં હારી જઈ, રાજ્યપાટ વિનાના થઈ વનમાં રખડતા હતા, તે વખતે મારા મનમાં બહુ ખેદ થતો. પાંડુરાજાનો અપયશ ન થાય, તમારી કીર્તિ જગતમાં અચળ રહે અને તમે તમારા પિતાનું રાજ્ય સંપાદન કરી ક્ષત્રિયના ધર્મમાં રહો, એ કારણે મેં તમને યુદ્ધ કરવા કહાવ્યું હતું. ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ જે મહાન યોદ્ધાઓ છે, તેઓ અન્ન વિના ક્ષત્રિય ધર્મ તજી જીવન ગાળે, એટલા માટે મેં તમને ઉપદેશ આપ્યો હતો. પાંડુ જેવા મહારાજાનો વંશ અંધારામાં વિનાશ ન પામે, પણ તેની જગતમાં અમર કીર્તિ થાય, એવા હેતુથી મેં તમને ઉપદેશ આપ્યો હતો. જે સમયે દુઃશાસને દ્રૌપદીનો ચોટલો પકડી કૌરવોની સભામાં ચીર ખેંચી અપમાન કર્યું, તે વખતે ટીટોડીની પેઠે દ્રૌપદીએ રુદન કર્યું હતું, તેનાં દુઃખાશ્રુમાર્જન કરવા માટે મેં તમને ઉપદેશ આપ્યો હતો. તમને લડાવવામાં મારો પોતાનો કોઈ પણ જાતનો સ્વાર્થ ન હતો. તમારો પોતાનો સ્વાર્થ હતો. મેં તો મારા પતિ પાંડુરાજાના સમયમાં અનેક સુખો ભોગવ્યાં છે, ઘણાં દાનો દીધાં છે, હવે મને કોઈ પણ જાતની તૃષ્ણા રહી નથી. હું તો હવે તપશ્ચર્યા કરીને મારા સ્વામિનાથને મળવાની ઇચ્છા રાખું છું. તમે ધર્મથી

પ્રજાનું પાલન કરજો અને ધર્માચરણમાં રાતદહાડો તત્પર રહેજો.” આમ કહી કુન્તામાતા ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની પાછળ જવા લાગ્યાં. પાંચે પાંડવો તથા દ્રૌપદી વગેરે સ્ત્રીઓ કુન્તાજીના વિયોગથી રડવા લાગ્યાં. ધૃતરાષ્ટ્ર, ગાંધારી તથા કુન્તાજી સાથે કુરુક્ષેત્રમાં વ્યાસાશ્રમમાં જઇને રહ્યાં. ત્યાં વિદુરજી તથા કુન્તાજી રાતદહાડો ધૃતરાષ્ટ્રની અને ગાંધારીની સેવામાં પરાયણ રહેવા લાગ્યાં.

યુધિષ્ઠિરરાજા અને તેમના ભાઇઓ કુન્તાજીનો વિયોગ થવાથી રાતદહાડો ખેદ કર્યાં કરતા. પરસ્પર એકઠા થઇ તેઓ કહેતા હતા કે, આપણાં માજી પોતાનાં સાસુસસરાની રાત દહાડા સેવા કરતાં હશે, તેથી તેમના દિવસો આનંદમાં જતા હશે, પણ આપણને માજીને નહિ દેખવાથી દુ:ખ થાય છે. તેમનાં તથા વડીલ કાકાકાકીનાં દર્શન કરીને તેમના દુ:ખમાં આપણે ભાગ લેવો જોઇએ. આવો વિચાર કરી યુધિષ્ઠિરરાજા અને તેમના ભાઇઓ, યુયુત્સુ અને પુરોહિત ધૌમ્ય ઉપર રાજ્યકાર્યનો ભાર મૂકી, કુરૂક્ષેત્રની પેલી તરફ જ્યાં કાકા, કાકી ને માતા રહેતાં હતાં તે વ્યાસાશ્રમમાં ગયા. યુધિષ્ઠિરે ઋષિઓને પૂછ્યું કે, “અમારા કાકા ક્યાં ગયા છે?” ઋષિઓએ ઉત્તર આપ્યો કે, “તમારા કાકા, કાકી તથા માતા યમુનાપર સ્નાન કરવા તથા જળ અને પુષ્પો લેવા ગયાં છે, હમણાં આવશે.” તે સાંભળીને પાંડવો પગપાળાજ નદી તરફ જવા લાગ્યા, એટલામાં કુન્તાજી પોતાનાં ઘરડાં સાસુસસરાનો હાથ ઝાલી આવતાં જણાયાં. બીજે દિવસે વ્યાસજી તથા બીજા રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ પોતપોતાના દર્ભાસનો બિછાવીને હારબંધ બેસી ગયા. પાંડવો પોતાની રાણીઓ સાથે ત્યાં હાજર થયા. વ્યાસે ધૃતરાષ્ટ્ર રાજાને, ગાંધારીને, કુન્તાજીને તથા પાંચ પાંડવોને અને તેમની રાણીઓને ઉપદેશનાં વચનો કહી ધીરજ આપી અને પોતાના યોગબળથી યુદ્ધમાં મરી ગયેલા કૌરવ વગેરે યોદ્ધાઓનાં દર્શન કરાવ્યાં. તેમને મળીને ધૃતરાષ્ટ્ર, ગાંધારી, કુન્તાજી અને યુધિષ્ઠિર સૌ પ્રસન્ન થયાં. પાંડવો અને તેમની રાણીઓ માતાની આજ્ઞાથી, ઇચ્છા ન છતાં પણ હસ્તિનાપુર આવ્યાં. ધૃતરાષ્ટ્ર, ગાંધારી તથા સંજય સાથે કુન્તાજી કુરુક્ષેત્રમાંથી હરિદ્વારમાં આવેલા તપોવનમાં આહારનો ત્યાગ

કરીને તપ કરવા લાગ્યાં. તે પછી સમાધિમાં મગ્ન રહેવા લાગ્યાં. એક વખત તપોવનમાં દાવાનલ લાગ્યો. દાવાનલમાં પાંચ ભૌતિક દેહનો હોમ કરીને સ્વર્ગમાં વસતા પોતાના વહાલા પ્રાણપતિ પાંડુરાજાને જઈ મળ્યાં.

---

# રેણુકા.



રેણુક રાજાને રેણુકા તથા બીજી એક પુત્રી હતી. તેમણે રેણુકાને જમદગ્નિ નામે મહર્ષિ સાથે પરણાવ્યાં હતાં. બીજી કન્યાને સહસ્રાર્જુન સાથે પરણાવી હતી. રેણુકા નાની ઉમ્મરમાં પિતાપાસે અર્થશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્ર શીખ્યાં હતાં. તેમને પેટ જગતવિખ્યાત તથા એકવીસવાર પૃથ્વીને નક્ષત્રિય કરનાર ઇશ્વિરાવતાર પરશુરામ અવતર્યાં હતા. તેમણે પૃથ્વીનો ભાર ઉતારવા માટે ચોરની વૃત્તિ લઈ બેઠેલા ક્ષત્રિયના ધર્મથી ભ્રષ્ટ થયેલા રાજાઓનો સંહાર કર્યો હતો.

આવા પૃથ્વીવિખ્યાત પુત્રને જન્મ આપનારાં રેણુકા નિત્ય આશ્રમમાં રહી ધર્માચરણ કરતાં. જમદગ્નિની સેવામાં પરાયણ રહેતાં હતાં. એક દિવસ રેણુકા આશ્રમની પડોશમાં વહેતાં ગંગા નદીમાંથી પાણી લાવવા ગયાં તે વખતે એક ગંધર્વરાજા કેટલીએક સ્ત્રીઓ સાથે જળક્રીડા કરતો હતો. રેણુકાનું મન વિષયવાસના વધારનારી જળક્રીડા જોઇને રજોગુણી થયું. તેમના પવિત્ર મનમાં અપવિત્રતાએ વાસ કર્યો અને પતિની સેવા કરનારાં તે, ઘડો તીર ઉપર મૂકી, જળક્રીડા જોવા લાગ્યાં. તરત સતીને પોતાના સ્વરૂપનું ભાન થઈ આવ્યું. જ્ઞાન થતાંજ તેમનું આખું શરીર કંપવા માંડ્યું. મનમાં વૃથા વિષય વધારનારી ક્રીડા જોવાથી બહુ પશ્ચાત્તાપ થયો. "અરે! મને આ શું સૂઝયું? મારું જ્ઞાન ક્યાં ગળી ગયું! આજ દિવસ સુધી કરેલી પતિસેવાનું આ શું પરિણામ? હે વિવેક-

રહિત દુષ્ટ મન! સાંસારિક મિથ્યા વિષયો તરફ તું શા માટે દોરાયું? રાજવૈભવોને તજી આશ્રમ વાસને અંગીકાર કર્યો, તે પણ તું ભૂલી ગયું?" આવો વિચાર કરતાં પાણીનો ઘડો ભરી આશ્રમમાં ગયાં અને બે હાથ જોડી જમદગ્નિ સામે ઉભાં રહ્યાં. તેમનું નિસ્તેજ મુખ જોઈ તે આશ્ચર્ય પામ્યા. તપોબળથી તેમણે જાણ્યું કે, આણે મહા અપરાધ કર્યો છે. ક્રોધ કરી વસુ, પરશુ વગેરે પોતાના પાંચ પુત્રો, તેમાંથી પ્રથમ વસુ વગેરે પુત્રોને આજ્ઞા કરી કે, "તમે તમારી માતાનું મસ્તક છેદી નાંખો." વસુઓ પિતાની આજ્ઞા સાંભળી થરથર કંપવા લાગ્યા, અને બોલ્યા કે, "પિતાજી! અમારાથી એ ભયંકર કર્મ થઈ શકશે નહિ. જમદગ્નિએ સૌથી નાના પુત્ર પરશુરામને આજ્ઞા કરી. પિતાની આજ્ઞા માથે ચઢાવી ફરસીથી પરશુરામે તરત માતાનું મસ્તક છેદી નાંખ્યું. જમદગ્નિ પરશુરામનું આવું આજ્ઞાપાળકપણું જોઈ, પ્રસન્ન થયા અને બોલ્યા કે, "હે પુત્ર! તારી શી ઇચ્છાછે? જે ઇચ્છા હોય તે માગી લે. તારા આજ્ઞાધારકપણાથી હું તારી ઉપર પ્રસન્ન થયો છું."

પરશુરામે મસ્તક નમાવી કહ્યું કે, "હે પિતાજી! મારાં માતા તથા મારા બધા ભાઇઓ પાપમાંથી મુક્ત થઈ જીવતા થાય." જમદગ્નિએ કહ્યું કે 'તથાસ્તુ.' રેણુકા તથા તેમના પુત્રો સજીવન થઈ અપરાધમાંથી મુક્ત થયા. પરશુરામે માતા તથા જ્યેષ્ઠ બંધુઓનાં ચરણમાં પડી તેમની પાસે કરેલા અપરાધની ક્ષમા માગી. રેણુકાએ હસીને કહ્યું કે, "હે દીકરા! તારો અપરાધ નથી. તેં તારા પિતાની આજ્ઞા પાળી, એ ઘણુંજ સારું કર્યું. પિતાની આજ્ઞા પાળનારા તારા જેવા પુત્રવડે આજે હું મને ભાગ્યશાળી સમજું છું. પિતાની આજ્ઞા પાળવી, એજ પુત્રનો પરમ ધર્મ છે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, આચાર્ય, માતા ને પિતા એ ત્રણની પુત્રે અનન્ય ભાવથી સેવા કરવી. જ્યાંસુધી માતાપિતા અને આચાર્ય જીવતા હોય ત્યાંસુધી પુત્રે એવું આચરણ ના આચરવું કે, જે કરવાથી તેમની સેવામાં અડચણ આવે, અથવા તો તેમના મનમાં દુ:ખ ઉપજે. માતા પિતાને સેવાવડે સંતુષ્ટ કરવામાં આવે અને તેમનો આશીર્વાદ મેળવવામાં આવે તો ધર્માચરણથી મેળવેલા ધનનો મનુષ્યો સુખથી

ઉપભોગ કરી શકે. બીજા ધર્મો પાળવા છતાં માતાપિતાની સેવા જેઓ કરતા નથી, તેઓને ધર્મનું કંઈ ફળ મળતું નથી. તને હું આશીર્વાદ આપું છું કે, તારી ઇચ્છાઓ ફળિભૂત થાઓ!" પરશુરામે શૂરવીર તરીકે આખી પૃથ્વીપર નામના મેળવી, તે સર્વ તેમનાં સતી માતા રેણુકાના ઉપદેશનો પ્રભાવ હતો.

---

# ઉત્તરા.



વિરાટદેશના રાજાને ઉત્તરા નામે કુંવરી હતી. ઉત્તરાકુંવરી અર્જુન પાસે નૃત્યકળા શીખી હતી, તેમ નીતિશાસ્ત્રમાં પણ કુશળ હતી. કૌરવો સાથે જુગટું રમતાં બારવર્ષ વનમાં અને એકવર્ષ અજ્ઞાતવાસમાં રહેવાની સરતે પાંડવો હાર્યા પછી બારવર્ષ વનમાં વાસ કરીને તેરમું વર્ષ અજ્ઞાતવાસમાં રહેવાને, નામ ફેરવી વિરાટ રાજાના દરબારમાં રહ્યા. જ્યારે અર્જુન અને ઉત્તરકુમાર પોતાનું ગોધન પાછું વાળવાને કૌરવો સાથે લડવાને ગયા ત્યારે ઉત્તરાએ અર્જુનને કહ્યું હતું કે, તમે રણમાંથી મારી ઢિંગલીને માટે ચરણાચોળીનાં વસ્ત્રો લાવજો. અર્જુને યોદ્ધાઓને હરાવી તેમના શરીર ઉપરના જામાને ફાડી ઉત્તરાની ઢિંગલીને માટે વસ્ત્રો આણ્યાં. ઉત્તરા પ્રસન્ન થઈ. દુર્યોધને તેમને શોધી કાઢવાને, બહુ બહુ યત્ન કર્યાં, પણ કશામાં ફાવ્યો નહિ ત્યારે શક ઉપરથી વિરાટનું ગોધન વાળ્યું તે વખતે બૃહન્નટા નામધારી રહેલા અર્જુને વિરાટના કુમાર ઉત્તરને મદદ કરી ગોધન છોડાવી રાજાની લાજ રાખી. પાંડવો છતા થયા પછી તેઓ પોતાને ત્યાં નોકર રહ્યા અને એક વર્ષ સુધી હુકમો ઉઠાવ્યા, તે માટે વિરાટ રાજાએ તેનો આભાર માની નમી પડી, સેવાના બદલામાં ઉત્તરાકુંવરી આપવાની ઇચ્છા બતાવી. અર્જુને કહ્યું કે, મેં એને ભણાવી છે એટલે તે મારે પુત્રી સમાન છે. યુધિષ્ઠિરે કહ્યું કે, "તમારી

ઇચ્છા અમારી સાથે સંબંધ બાંધવાની હોય તો અર્જુનના પુત્ર અભિમન્યુને આપો.” દ્વારિકાંથી સુભદ્રા તથા અભિમન્યુને તેડાવી રાજાએ કન્યાદાન દીધું. “રાજ્ય મેળવી ઉત્તરાને આણું કરાવીશું,” એવું કહી પાંડવો હસ્તિનાપુર આવ્યા ને દુર્યોધન પાસેથી અરધું રાજ્ય માગ્યું. હઠીલા દુર્યોધને સોયના અગ્ર જેટલી પૃથ્વી આપવાને પણ ના પાડી. આખરે કુરુક્ષેત્રમાં લડાઈ થઈ. અર્જુનની ગેરહાજરી જોઈ; કૌરવોએ કોઠાયુદ્ધની માંગણી કરી. અર્જુન સિવાય બીજા કોઇને કોઠાયુદ્ધ આવડતું નહતું. યુધિષ્ઠિર રાજા ખિન્ન થયા, પણ અભિમન્યુએ કહ્યું કે, “શા માટે ખિન્ન થાઓ છો. હું સૌ જાણું છું.” સર્વાનુમતે કૌરવોની માગણી સ્વીકારવામાં આવી. રણમાળ પહેરી અભિમન્યુ જ્યારે રાણીવાસમાં ગયો ત્યારે મહારાણી દ્રૌપદી બોલ્યાં કે, “લાડકા! આ શું? કોની રણમાળ પહેરી આવ્યો?”

અભિમન્યુ-“માતાજી! કોની કેમ? આવતી કાલે સવારે હું રણે ચઢવાનો છું. પિતાજી નથી એટલે મેં યુદ્ધનું બીડું ઝડપ્યું છે.” અભિમન્યુનાં વચન સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, “મહારાજાને કંઈ વિચાર છે કે નહિ? આભને થોભ દે એવા કાકાઓ બેઠેલા હોવા છતાં દૂધિયા દાંતનું બાળક રણે ચઢશે, તો જગત શું કહેશે?”

અભિમન્યુનાં વચન સાંભળી સુભદ્રા ચકિત થઈ ગયાં. તેમણે પુત્રને શાબાશી આપી કહ્યું કે, “ક્ષત્રિયનો છોકરો જ્યારથી જન્મ્યો, ત્યારથી રણે ચઢવાનેજ જન્મ્યો છે.” યુધિષ્ઠિર રાજા શિબિરમાં આવ્યા ત્યારે દ્રૌપદીએ કહ્યું કે, “મહારાજ! પાંડવ પક્ષમાં હવે કોઈ રહ્યું નથી કે અભિમન્યુને રણ મોકલો છો?” યુધિષ્ઠિરે આવેલી મુસ્કેલી સમજાવી, મહારાણીને શાંત કર્યાં ત્યારે તે ફરીને બોલ્યાં કે, “ભલે, તમને ઠીક લાગે તેમ કરો, પણ વળી એક વાત મારે તમને કહેવી પડે છે તે ધ્યાનમાં લો, વહુને બોલાવ્યા વગર નહિ ચાલે. અત્યારે ને અત્યારે ગોઠવણ કરો કે સવાર થતા પહેલાં ઉત્તરાવહુ અહિં આવે.” રાજાએ તેમ કર્યું. બીજે દિવસે સવારનો પહોર થયો, રણવાદ્ય વાગ્યાં ને ચતુરંગિણીસેના તૈયાર

થઇને રણોન્મુખ થઈ. તોપણ અભિમન્યુને દ્રૌપદી કે સુભદ્રાએ બહાર નીકળવા દીધો નહિ. તેઓ ઉત્તરાની રાહ જોતાં હતાં. ઘણો વખત થયો અને જ્યારે ચારે તરફથી ઉતાવળ થઈ ત્યારે અભિમન્યુએ કહ્યું કે, “ માતાજી! હવે મને રજા આપો. ”

## દુહો.

“ ઉત્તરા ઉત્તરા શું કરે, સાંભળ મારી માત!
રણમાં જ્યારે ધા પડે, ત્યારે ઉતરા નહિ દે હાથ. ”

રણમાં યુદ્ધારંભના શંખનાદ થયા ત્યારે ચાર ઘોડા જોડેલા મોટા રથમાં બેસી અભિમન્યુ સેનાની આગળ થયો અને રણભૂમિ તરફ પ્રયાણ કર્યું. તે થોડે ગયો નહિ હોય એટલામાં ઉત્તરા આવી પહોંચી. વડીલોની મર્યાદાનો પણ વખત રહ્યો નહતો, કારણ કે રણવાદ્ય વાગી રહ્યાં હતાં અને યુદ્ધનો આરંભ થવાને વિલંબ નહતો. ઉત્તરા ઝટપટ અભિમન્યુના રથ આગળ ગઈ અને ઘોડાઓની લગામ પકડી ઉભી. અભિમન્યુ તેની સામું જોઈ બોલ્યો કેઃ—

“ ગોરી મુકો ઘોડીલાની વાગરે, કુંવરી રાવતણાં;
ખસો રથતણો દો માગરે, કુંવરી રાવતણાં. ”

આખરે તેઓને મેળવ્યાં અને જ્યારે અભિમન્યુએ યુદ્ધે ચઢવાની ઉત્તરાની રજા માંગી ત્યારે એક વીરપત્નીને શોભે એવાં વચનથી તેણે કહ્યું કેઃ—

## દુહો.

“ મરજો કે મારજો તમે, નવ દેશો પુંઠ લગાર;
સૈયર મ્હેણાં મારશે, કહી કાયર કેરી નાર. ”

એ રીતે ઉત્તરાનાં છેલ્લાં વચનથી ઉત્તેજાયેલો અભિમન્યુ રણસંગ્રામમાં ગયો અને અર્જુનને વિસરાવે તેવી રીતે કાઠાયુદ્ધ ચલાવ્યું. છેલ્લે શત્રુઓની પ્રપંચ જાળમાં ફસાઈ જયદ્રથને હાથે માર્યો ગયો.

## ઉત્તરા અને અભિમન્યુ.



ઉત્તરા ઝટપટ અભિમન્યુના રથ આગળ ગઈ અને ઘોડાઓની લગામ પકડી ઉભી.

(કૉપીરાઈટ)

પૃ. ૧૩૬.

Lakshmi Art, Bombay.

અર્જુને તેના પુત્રના મારનારને માર્યો અને કેટલેક દિવસે મહાભારતનું યુદ્ધ પુરું થયું ત્યારે બેઉ પક્ષમાં માત્ર ઉત્તરાનો ગર્ભજ વંશનું આશાકિરણ જણાયું. ઉત્તરાકુંવરીને પરીક્ષિત નામે પુત્ર થયો, તેને ગાદી આપી પાંડવો વનવાસ ગયા અને તેનાથી પાંડવવંશ આગળ ચાલ્યો.

---

# વેદવતી.



વેદવતી બૃહસ્પતિના પુત્ર કુશધ્વજની પુત્રી હતી. તે નાની ઉમ્મરથી શાસ્ત્રો ભણી હતી. રાત્રિદિવસ યમનિયમો પાળવામાં તથા શાસ્ત્રચર્ચા કરવામાં તે મગ્ન રહેતી. વિદ્યા સાથે રૂપે રંગે પણ રંભા જેવી રૂપાળી હતી. ઘણા રાજાઓ તેનું માગું કરતા હતા. તેના પિતાની ઇચ્છા એવી હતી કે, ‘ કન્યાને કોઈ દેવાંશી પુરુષ સાથે પરણાવવી.’ તેણે ઘણા રાજારાણાઓને ના કહી. ચન્દ્રની કળાઓની પેઠે રાતદહાડો તે વધવા લાગી ને જ્યારે તે પરણવાને યોગ્ય થઈ ત્યારે દૈત્યના રાજા શુંભે તેનું માગું કર્યું. વેદવતીના પિતાએ તે દૈત્યજાતિનો હોવાથી તથા બહુજ દુરાચારી હોવાથી માગું પાછું વાળ્યું. શુંભે ગુસ્સે થઈ, ટાઢા લોહીમાં તેના પિતાને મારી નાંખવાથી, તેની માતા સતી થઈ અને પછી વેદવતી એકલી વનમાં જઇને તપ કરવા લાગી.

રાવણ એક વખત ફરતો ફરતો હિમાચલના વનમાં જઈ ચઢયો અને આમ તેમ ફરતાં તેની દૃષ્ટિ તપશ્ચર્યા કરતી વેદવતી ઉપર પડી. તેણે માથાપર જટા ધારણ કરી હતી, શરીરપર પહેરેલાં વલ્કલ વસ્ત્રોમાંથી તેના શરીરની દિવ્ય કાંતિ વાદળમાંથી ચન્દ્રની પ્રભા પેરે વારંવાર દેખાતી હતી. તપશ્ચર્યા કરતી દિવ્યકન્યાને જોઇ, રાવણના મનમાં મોહ ઉત્પન્ન થયો. તે હસતો હસતો તેની પાસે જઈ બોલ્યો કે, “ હે સુંદરિ! વૃદ્ધોને શોભે એવું તપ યૌવનમાં તું કેમ લઈ બેઠી છે ? તારું યૌવન આવાં કઠિન

વ્રત કરવાને યોગ્ય નથી. તારા જેવીઓએ તો કોઈ રાજમહેલને અલંકૃત કરવો જોઇએ. બોલ ! તું કોની સ્ત્રી છે ? અને તારા પતિનું નામ શું ? તને એવું શું દુ:ખ પડ્યું છે કે, તેં આવા એકાંત અરણ્યમાં વાસ કર્યો છે ?"

રાવણનો પ્રશ્ન સાંભળી વેદવતીએ સર્વ કારણ તેને કહી બતાવ્યું. તે બોલી કે, "હું નારાયણને સ્વામી માનીને રાત્રિદિવસ તેમનું નામ જપ્યા કરું છું. હે રાવણ! તપના પ્રભાવથી મેં તને ઓળખ્યો છે, માટે તારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા. હું પરપુરુષ સાથે વિશેષ વાત કરવા ઇચ્છતી નથી."

રાવણ "અરે અલાૈકિક કન્યા! તારાં વચનો ઉપરથી તું બહુ અભિમાની જણાય છે. ઘરડો મનુષ્ય તપશ્ચર્યા કરે કે ધર્માચરણ કરે તો તેને શોભે, પરંતુ તારા જેવી તરુણ અને મનોહર કન્યાને તપશ્ચર્યા શોભે નહિ. તારી જુવાની ફોગટ વહી જાય છે, તેના તરફ ધ્યાન આપ! હું કોણ છું તે તું જાણે છે? હું લંકાનો રાજા રાવણ છું. તું મારી સાથે વિવાહ કરી રાજ્ય વૈભવોનો ઉપભોગ કર. વિષ્ણુને માટે ફોગટ ફાંફાં શા માટે મારે છે?"

તપસ્વિની વેદવતી કંઈ સાધારણ સ્ત્રી ન હતી, પરંતુ તેનામાં જળહળતું તપોબળ હતું. તે મહા પ્રતાપી હતી. બ્રહ્મચર્યનું તેજ તેના આખા શરીર ઉપર તરી રહ્યું હતું. તેણે રાવણનો તિરસ્કાર કરી કહ્યું કે "તું વૈભવ વૈભવ શું કરે છે? વિષ્ણુની આગળ તારી સમૃદ્ધિ કે બળ તદ્દન નકામાં છે. જા તારું અમંગળ મુખ મને બતાવીશ નહિ. સતીઓને છેડવામાં સાર નથી."

રાવણ વેદવતીનું કહેવું સાંભળીને બહુજ ક્રોધે ચઢ્યો અને તેનો ચોટલો પકડી પોતાના વિમાન તરફ ઘસડવા લાગ્યો. વેદવતીએ હાથવતી પોતાના કેશ કાપી નાંખ્યા. હાથેજ તરવારનું કાર્ય કર્યું. વેદવતીએ અગ્નિ પ્રજ્વલિત કર્યો અને ક્રોધનું વમન કરતાં બોલી કે, "હે નીચ! તેં પાપીએ મારી કાયાને સ્પર્શ કર્યો, માટે હવે હું મારો અપવિત્ર દેહ અગ્નિમાં હોમી

કહીશ, અને તારો નાશ કરવા માટે પાછી પૃથ્વીપર અવતરીશ. હું અત્યારેજ તને શાપ આપવાને સમર્થ છું, પરંતુ તેમ કરતી નથી. હે અગ્નિદેવ! તમારી પુત્રીને તમારા ખોળામાં ઝીલી લો.” એમ કહીને ભડભડ બળતા અગ્નિમાં તેણે પ્રવેશ કર્યો. તે વખતે વેદવતી ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ. તે બીજે જન્મે **સીતા** થઈ જન્મી અને તેણે રાવણનો નિર્વંશ કાઢ્યો. પતિવ્રતા સ્ત્રીનું અપમાન કરવાથી કદી પણ કલ્યાણ થતું નથી. તેના દિવ્ય પ્રભાવથી અપમાન કર્તા પુત્રપૌત્રાદિક સાથે નાશ પામે છે, એ આ કથાનો સાર છે.

---

# મરીચી.



મરીચી સિક્કિમ દેશના રાજાના પ્રધાન **યશલાલસિંહ**ની પુત્રી હતી. યશલાલસિંહનો જન્મ લેપચા વંશમાં થયો હતો. લેપચા જાતિ સૌંદર્યને માટે ઘણી પ્રખ્યાત છે. એ લોકો સ્વભાવે ઘણા માયાળુ અને નમ્ર હોય છે. તેમનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ અને મન આનંદી હોય છે. તેઓ પરસ્પર કજિયો કંકાસ નહિ કરતાં પ્રીતિથી રહે છે. ખોરાક વિના ભલે મરી જવાય પણ પોતાની સ્વતંત્રતા વેચે નહિ. આવા ઉત્તમ ગુણવાળા વંશમાં **મરીચી**નો જન્મ થયો હતો. તે ઘણી ખુબસુરત, માયાળુ અને પવિત્ર મનની કન્યા હતી. તેના પિતા **યશલાલસિંહે** તેને બાલ્યકાળથી ધર્મનું શિક્ષણ આપેલું હતું, પોતાની ઇચ્છાથી મંદિરની કુમારિકાશ્રેણિમાં તે દાખલ થઈ હતી. લામા (ટિબેટના લોકોના ધર્મગુરુ) એક સંન્યાસી પાસે હિન્દુ ધર્મશાસ્ત્ર શીખતો હતો. તેની પાસે **મરીચી** પણ સંસ્કૃત અને હિન્દી ભાષા શીખી હતી. પર્વતમાં ઉછરેલી **મરીચી**ને તેનો પિતા ઘણું ચહાતો હતો. તેના વિચારથી તે વિરુદ્ધ થતો નહિ. તેને પૂર્ણ વિશ્વાસ હતો કે, ‘મારી પુત્રી કદી પણ ખરાબ કામ કરે કે આચરે

અથવા તેવો વિચાર કરે તેવી નથી. એ દેશમાં એવો આચાર વ્યવહાર છે કે, કન્યા યોગ્ય ઉમ્મરની થાય, એટલે તેની ઇચ્છા પ્રમાણે વર્તે. તેના વ્યવહારમાં માબાપ વચ્ચે આવે નહિ. પણ તેમનું વર્તન નીતિના નિયમને અનુસરતું હોવું જોઇએ.

મરીચીનું હૃદય પ્રેમથી પૂર્ણ અને સરળ હતું. આ અબળા પર્વતપર રહેનારી તથા પ્રપંચથી દૂર રહેનારી જાતિની હતી. તે પોતાનું શિયલ રક્ષણ કરવામાં ઘણી કુશલ હતી. એ લોકો જુલમ કરી શકતા નથી. એ દેશમાં એવો ધર્મ છે કે, લોકો અન્ન વગર મરશે, પણ સ્વતંત્રતા વેચશે નહિ. મરીચીએ પોતાના પ્રત્યે પાપ બુદ્ધિ કરનાર પાંચ પાપી રિપુઓનાં પેટ ચીરી નાંખ્યાં હતાં. તે દેશની વિવાહિત સ્ત્રીઓ પાસે આવી છરીઓ રહેતી નથી પરંતુ જરૂર જણાય તો રાખવાને સર્વને હક છે. તેમાં પણ મંદિરમાં રહેનારી કુમારિઓની પાસે તો પોતાના શિયલ રક્ષણને માટે એક એક છરી માથાના અંબોડામાં રાખેલી હોયજ છે. એક દિવસ મરીચી તેની બહેન સાથે ફરવા ગઈ. તે જ્યારે ફરીને ઘેર આવી ત્યારે એક અજાણ્યો પુરુષ તેની ઓસરીમાં ફરતો હતો. તેની બહેન થાકી ગઈ હતી, તેથી ઘરમાં ચાલી ગઈ. પરન્તુ મરીચીને પેલા પુરુષે બોલાવી તેથી તે નિર્ભયતાથી તેની પાસે ગઈ. તેને જોઈ પેલો પુરુષ ઘણો ખુશી થયો. મરીચીએ તેને મંદિર લુંટવામાં પહેલાં એકવાર જોયો હતો. તે તેને કહેવા લાગ્યો કે "તું મારી જોડે ચાલ, હું તને ઘણું સુખ આપીશ." તે તેને ભોળવવા તથા ભય બતાવવા લાગ્યો. તેણે તેને લાલચ ઘણી બતાવી પરંતુ મરીચીએ કંઈ જવાબ આપ્યો નહિ. પછી તે તેની પાસે આવવા લાગ્યો, એટલે મરીચી દૂર ખસી ગઈ. તેણે એકદમ પાસે જઇ તેને પકડી લીધી. મરીચી બળ કરી તેનો હાથ છોડાવી નાંખી ત્યાંથી બીજી તરફ જતી રહી. તેમ છતાં તે પામર તેની પાછળ ગયો ત્યારે મરીચીએ ક્રોધ કરી કહ્યું કે "સાવધાન! મારા શરીરને હાથ લગાડીશ તો હમણાં તને તેનું ફળ ચખાડીશ!" પેલો પુરુષ ઉન્મત્તની પેઠે બોલ્યો કે; "સુંદરિ! તું હમણાં મદદ વગરની છે. તારો હાલ કોણ બચાવ કરશે?" આટલું કહી

મરીચીને પકડી. તેણે ઘણું બળ કર્યું પણ તેના હાથમાંથી તે ખસી નહિ. છેલ્લી વારે તેણે પોતાના શિયલના રક્ષણ માટે જે છરી માથામાં સંતાડી રાખી હતી, તે યુક્તિસર કાઢી ધારેથી તેની છાતીમાં ભોંકી દીધી. તે નરપિશાચ મોટી ચીસ પાડી ભોંયપર પડયો, એટલે તે નિર્ભય થઈ ઘરમાં ચાલી ગઇ, અહા ! ધન્ય છે વીરકન્યા તને કે જેણે બહાદુરીથી પોતાના શિયળનું રક્ષણ કર્યું.

ખરેખર સ્ત્રીઓના સતીત્વના જેવી બીજી કોઈ પણ વસ્તુ આ દુનિયામાં નથી. જે સ્ત્રીઓ પોતાનું સતીપણું જાળવે છે, તેઓ સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. શિયળને સાચવવું એજ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે અને એજ આ કથાનો સાર છે.

---

# ગાંધારી.



સતી ગાંધારી ગાંધાર (કંદહાર) દેશના રાજા સુબળની પુત્રી, અને હસ્તિનાપુરના મહારાજા ધૃતરાષ્ટ્રની પત્ની થતાં હતાં. તે માયાળુ, નીતિમાન, અને ધાર્મિક હતાં. ધૃતરાષ્ટ્ર આંખે અંધ હોવાથી તેમના દુઃખે દુઃખી થવું, એ ધર્મ સમજી તે પણ આંખે મજબુત પાટો બાંધી રાખતાં. તેથી અંધપતિ જોઈ તેની ઉપર કદી અરુચિ થવા પામે નહિ, અને પોતાનું પતિવ્રત બરોબર જાળવી શકાય. ધન્ય છે! સતી ગાંધારી કે જેણે પોતાના પતિવ્રતપણાને માટે એવું દુઃખ ઉમંગથી સહન કર્યું. તે સ્વામીની સેવા ઘણાજ આદરભાવથી કરતાં. તેમની અપૂર્વ પતિભક્તિ જોઇને મહાત્મા વેદવ્યાસે મહાભારતમાં તેમનાં વખાણ કર્યાં છે. આ સતીને સો પુત્રો થયા હતા, જેઓ કૌરવને નામે પ્રસિદ્ધ છે.

પાંડવો તથા કૌરવોના યુદ્ધ પહેલાં દુર્યોધન વગેરે પોતાના પુત્રોનાં અધર્માચરણ જોઇને સતી ગાંધારીએ મહારાજા ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે રાજ્યલોભથી પાંડવો સાથે જુગટું રમી તેમને છેતરીને જીતવું, અને સાધ્વી દ્રૌપદીને સભા સમક્ષ સહન થઈ ન શકે તેવી રીતે દુ:ખ દેવું, ઇત્યાદિ પુત્રોના અધર્માચરણથી કુળના ક્ષય સાથે ઘણું અનિષ્ટ ફળ આવશે, ધર્મથી વિજય અને અધર્મથી પરાજય થાય છે. અધર્મનો જય થતો નથી. દુર્યોધન ખરેખર કુટુંબકલેશ કરીને કુળનો નાશ થાય એવું કરે છે. પાંડવો અને કૌરવોમાં ભિન્ન ભાવ હોવો જોઇએ નહિ.” તેમણે ઘણાં હિત વચનોથી સ્વામીને રુડી સલાહ આપી હતી. તેજ પ્રમાણે તેમણે પોતાના પુત્રોને પણ સારી શિખામણ દીધી હતી. પરંતુ તેમનું કહ્યું ન માનવાથી અંતે માઠું ફળ આવ્યું હતું, એ વાત જાણીતી છે. સત્યવાદી પાંડવો જીત્યા અને કૌરવો લડાઇમાં માર્યા ગયા. પુત્રોના મરણનો શોક છતાં પુત્રોએ દ્રૌપદીને દીધેલા દુ:ખને માટે તેની પાસે જઇને ગાંધારીએ ક્ષમા માગી હતી અને અંતે એજ શોકસાગરમાં ગરકાવ રહી તેમણે પોતાનું જીવન પુરું કર્યું હતું.

---

# દ્રૌપદી.



દ્રૌપદી એ પાંચાળદેશના રાજા દ્રુપદની પુત્રી, અને ધર્મરાજા યુધિષ્ઠિર વગેરે પાંચ (પાંડવો)ની પત્ની હતી. તે સુંદર રૂપ અને ગુણવાળી હતી. તે જ્યારે યોગ્ય વયની થઈ, ત્યારે દ્રુપદ રાજાએ પોતાની રાજધાની કામ્પિલ્ય નગરમાં સ્વયંવર કર્યો. તે પ્રસંગે દેશદેશના રાજાઓ ત્યાં હાજર થયા. આ વખતે પાંડવો વારણાવત (પ્રયાગ)માં તેમનો નાશ કરવા તેમના કાકાના દીકરા કૌરવોએ રચેલી કપટજાળમાંથી ગુપ્ત રીતે નાસીને બ્રાહ્મણના વેષમાં સ્વયંવર મંડપમાં હાજર થયા. એક ઝાડ

ઉપર લટકાવેલા મત્સ્યના પાણીમાં પડતા પ્રતિબિંબને જોઇને જે તે મત્સ્યને બાણવડે વિંધે, તેને દ્રૌપદી વરે, એવી સ્વયંવરમાં પ્રતિજ્ઞા હતી. એ કામ કોઈ રાજાથી ન બન્યું, ત્યારે પાંડવોમાંના અર્જુને બાણથી મત્સ્ય વિંધ્યો અને દ્રૌપદીએ અનાથ બ્રાહ્મણના વેષમાં રહેલા અર્જુનને વરમાળ આરોપી. પાંડવો એક કુંભારને ઘેર ઉતર્યાં હતા, દ્રૌપદી ખુશીથી ત્યાં ગઈ, અને તેઓ ગામમાંથી જે ભિક્ષાન્ન માંગી લાવ્યા તે પાંડવો સાથે તેણે ખાધું. વળી રાત્રે જમીન ઉપર લુગડું પાથરીને સુઈ રહેવું પડયું. છતાં દ્રૌપદીના મનમાં લગારે દુઃખ થયું નહિ, એજ તેના પતિપ્રેમની બલિહારી છે. એક મોટા રાજાની કુંવરી, પૂર્ણ વૈભવમાં ઉછરેલી અને દુઃખનો અનુભવ જેને સ્વપ્ને પણ થયેલો નહિ, તેને એકદમ આવી સ્થિતિમાં રહેવું પડયું, તે છતાં પતિવ્રતના ધર્મને લીધે તેમાં તેણે સુખ માન્યું, એજ તેના ગુણોની મોટાઈ છે.

સ્વયંવર મંડપમાં દ્રૌપદીએ અર્જુનને વરમાળ આરોપી તો ખરી, પરંતુ પાંચ ભાઇઓમાં કોણે દ્રૌપદી સાથે વિધિપૂર્વક લગ્ન કરવું? એ સવાલ ઉભો થયો. આ સવાલનું નિરાકરણ મહાત્મા વેદવ્યાસ વગેરેએ મળીને એવું કર્યું કે, પાંચે ભાઇઓએ દ્રૌપદી સાથે લગ્ન કરવું. એ પ્રમાણે કરીને પાંડવો દ્રૌપદી સહિત હસ્તિનાપુરમાં ગયા. ત્યાં તેમના કાકા ધૃતરાષ્ટ્રે રાજ્યનો અરધો ભાગ તેમને આપ્યાથી, તેઓ ઈન્દ્રપ્રસ્થ નામે શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરીને રાજ્ય કરવા લાગ્યા. ત્યાર પછી કૌરવો સાથે તેઓ જુગટુ રમ્યા, તેમાં હાથી, ઘોડા, રાજ્ય તથા દ્રૌપદી સુદ્ધાં સર્વસ્વ હારી ગયા. કૌરવોએ વેર વાળવામાટે દ્રૌપદીને જીતી એક દાસી તરીકે કૌરવોની સભામાં બોલાવી. દ્રૌપદી તે વખતે રજસ્વલા હતી અને તેણે સભામાં આવવા નાપાડી, છતાં દુર્યોધનના હુકુમથી દુઃશાસન તેને ચોટલો પકડી સભામાં ખેંચી ગયો. ભરસભા વચ્ચે સર્વ દેખતાં તેણે દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચ્યાં. તે વેળાએ દ્રૌપદીએ ધીરજ રાખી મહાત્મા શ્રીકૃષ્ણની સહાયતા માગી. ભગવાને અંતર્હિત રહી જેમ દુઃશાસન વસ્ત્ર ઉતારતો ગયો, તેમ તેમ નવાં નવાં વસ્ત્ર પુરાં પાડી શિયળની રક્ષા કરી. દ્રૌપદીએ કૌરવોને કહ્યું હતું કે,

"સુખ દુઃખ તો સૌને આવે માટે મારી ઉપર કદી દુઃખ આવી પડે તો તેમાં કંઈ નવાઈ નથી. પરંતુ ધર્મનું રક્ષણ કરવાથી કલ્યાણ થાય છે, એવી ઇશ્વરની આજ્ઞા છે. આ વખતે ધર્મ મારું રક્ષણ કરશે." દ્રૌપદીએ સભામાં બેઠેલા ભીષ્મ વિદુર વગેરે તરફ જોયું, પરંતુ કોઇએ દ્રૌપદીને દુઃખ દેતાં દુર્યોધનને અટકાવ્યો નહિ, 'આ અન્યાય થાય છે' એમ કોઈ બોલ્યું નહિ ત્યારે દ્રૌપદી પોતે પોતાનો બચાવ કરવા બહાર પડી. તેણે કૌરવની સભામાં બેઠેલા ભીષ્મપિતામહ, વિદુર વગેરેને એવો પ્રશ્ન પૂછ્યો કે "યુધિષ્ઠિર પ્રથમ પોતાના શરીરને હાર્યાં છે કે, મને હાર્યાં છે?" તેના સવાલનો જવાબ આપતાં સર્વ ગુંચવણમાં પડ્યા. ભીષ્મે એવો ખુલાસો કર્યો કે "હું તમારા પ્રશ્નનો ઉત્તર બરાબર આપી શકતો નથી. એક તરફથી પોતાના શરીરને હારીને પરના દાસ થયેલા યુધિષ્ઠિર તમારા સ્વામી નહિ રહેવાથી તમને સરતમાં માંડી શકે નહિ. બીજી તરફ વિચાર કરીએ છીએ તો દાસની સ્ત્રીએ પણ દાસી થવું જોઇએ. ત્રીજો વિચાર એવો પણ છે કે, યુધિષ્ઠિરના શરીરની હાર સાથે તમારી હાર થયેલી શકુનિએ માની નથી. તમને મૂઠમાં મૂકવાનું તેણે યુધિષ્ઠિરને કહ્યું હતું, માટે યુધિષ્ઠિરના શરીર સાથે તમારી હાર થઈ ગણી શકાય નહિ. પરાંયા દાસ થયેલાનું તમારી ઉપર સ્વામિત્વ રહે નહિ. ચોથો મુદ્દો એવો છે કે, પારકાના દાસ થયા પછી યુધિષ્ઠિર તમારી ઉપર પોતાનું સ્વામિત્વ ન માનતા હોય તો ધર્મની રીતિને પરિપૂર્ણ જાણવા છતાં પણ તમને મૂઠમાં મૂકે નહિ. આ પ્રમાણે પરસ્પર વિરુદ્ધ મુદ્દાઓથી આ વાત ભેદ ભરેલી છે. ધર્મનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે માટે મારાથી તમારા પ્રશ્નનો ખુલાસો થઈ શકતો નથી."

પછી દુર્યોધનના ભાઈ વિકર્ણે ન્યાયના તત્ત્વોને અનુસરી નિષ્પક્ષપાતપણે કહ્યું કે "શિકાર, મદ્યપાન, પાસાની રમત, અને સ્ત્રીઓનો પ્રસંગ, એ ચાર ભયંકર વ્યસનો છે. એ વ્યસનોમાં આસક્ત થયેલો માણસ ધર્મનું ઉલ્લંઘન કરી ક્રિયા કરે છે, પણ તેવા માણસે કરેલી ક્રિયાને લોકો મંજુર રાખતા નથી. તેજ પ્રમાણે જુગારના વ્યસનમાં પડેલા અને જુગારીઓએ બોલાવેલા આ યુધિષ્ઠિરે દ્રૌપદીની મૂઠ માંડેલી છે. તે મૂઠ

મંજુર રાખવા લાયક નથી. દ્રૌપદી પાંડવોની સ્ત્રી છે, તેને એક પાંડવથી મૂઠમાં માંડી શકાય નહિ. યુધિષ્ઠિરે પોતાના શરીરને હાર્યા પછી તેમને મૂઠમાં માંડ્યાં એ મુદ્દો દ્રૌપદીની તરફેણમાં જાય છે. શકુનિએ યુધિષ્ઠિરની હાર ભેગી તેમની હાર ન ગણતાં પાછળથી તેમને મૂઠમાં માંડવાની સૂચના કરેલી હતી, તો એ મુદ્દો પણ તેમના લાભનો છે. આ સઘળા મુદ્દાઓનો વિચાર કરીને હું કહું છું કે, દ્રૌપદી જીતાયેલી નથી."

એ પ્રમાણે સૌએ પોતપોતાના વિચાર જણાવ્યા. આ ઉપરથી જણાય છે કે દ્રૌપદીએ કેવો ચતુરાઈ ભરેલો પ્રશ્ન પૂછ્યો હતો? આ સર્વ થઈ રહ્યા પછી ધૃતરાષ્ટ્રે ખુશી થઇ દ્રૌપદીને તેની ઈચ્છામાં આવે તેવું વરદાન માગવા કહ્યું. તેણે પાંડવોને દાસપણામાંથી મુક્ત કરવાનું વરદાન માંગ્યું અને તે તેને આપવામાં આવ્યું. ત્યાર પછી ધૃતરાષ્ટ્રે વધારે પ્રસન્ન થઇને ફરીથી વરદાન માગવાનું કહ્યું, ત્યારે દ્રૌપદીએ જવાબ આપ્યો કે "વધારે લોભથી ધર્મનો નાશ થાય છે, માટે હવે માગવાની મારી ઈચ્છા નથી. મારા પતિઓ દાસપણામાંથી મુક્ત થાય તો હવે તેઓ પોતાના સત્ય કર્મોવડે સારી સ્થિતિ પામશે." આ સાંભળીને કર્ણ બોલ્યો કે "મનુષ્ય જાતિમાં સ્ત્રીએ કદીપણ આવું પરાક્રમ કરેલું મારા જાણવામાં નથી." ધન્ય છે! દ્રૌપદીને કે જેનાં કર્ણ જેવા વિરુદ્ધ પક્ષના રાજાએ વખાણ કર્યાં.

પાંડવો જુગારમાં રાજપાટ વગેરે હાર્યાં, તેની સાથે બાર વર્ષ વનમાં રહેવું, અને તેરમું વર્ષ ગમે તે નગરમાં ગુપ્ત રહેવું, એવી સરત હતી. જ્યારે પાંડવો વનવાસ જવા નીકળ્યા, ત્યારે તે પણ તેમની સાથે ગયાં. મહા વનમાં તેણે ઘણાં કષ્ટ વેઠવા છતાં, ઉમંગથી સેવા કરી હતી. પાંડવો વનવાસના બારમે વર્ષે ફરતા ફરતા કામ્યક વનમાં આવ્યા, ત્યારે દ્વારકાથી શ્રીકૃષ્ણ સત્યભામાને લઇ તેમને મળવા આવ્યા. તે પ્રસંગે દ્રૌપદીને સત્યભામાએ પૂછ્યું કે, "તમારા પતિ પાંડવો તમારા ઉપર પ્રીતિ રાખે છે, તે તમે એવું શું વશીકરણ કર્યું છે? તમારી પાસે પતિને વશ કરવાની વિદ્યા, મંત્ર, ઔષધિ, કે બીજું જે કંઈ હોય, તે મને બતાવો કે, જેથી શ્રીકૃષ્ણ હમેશ મને વશ રહે." સત્યભામાનું આવું બોલવું

સાંભળી દ્રૌપદી આશ્ચર્ય પામીને બોલ્યાં કે "સત્યભામા ! નીચ સ્ત્રીઓનાં આચરણવિષે તમે મને પૂછો, તેનો ઉત્તર હું તમને શી રીતે આપી શકું ? સ્ત્રી કામણ ટુમણ કરે છે, એવું જ્યારથી પતિના જાણવામાં આવે, ત્યારથી જેમ ઘરમાં રહેલા સર્પના ભયથી મનુષ્ય નાસે, તેમ એવી સ્ત્રીના ભયથી પતિ નાસે છે. વશીકરણથી પતિ વશ થાય, એ વાત તદ્દન હસવા જેવી છે. નીચ સ્ત્રીઓ વશીકરણને વાસ્તે પતિને જે જે પદાર્થોનો સ્પર્શ કરાવે છે, તથા ખવરાવે છે, તેથી તેના શરીરમાં અનેક રોગો ઉત્પન્ન થાય છે. કામણ વગેરેથી પતિને વશ કરવાના વિચાર કરવા, એ તો દુષ્ટ સ્ત્રીઓનું કામ છે. સારી સ્ત્રીઓ તો પતિની ઇચ્છાને અક્ષરશઃ અનુસરી તેને પ્રસન્ન રાખે છે. મેં મારા પતિઓની જે રીતે પ્રીતિ મેળવી તેમને વશ કરેલા છે, તે રીત હું તમને કહું તે સાંભળોઃ—

અહંકાર, કામ, ક્રોધ, ઇર્ષા આદિ દુર્ગુણનો ત્યાગ કરી ધીરજ રાખી પાંડવોની સેવા કરું છું. ખરાબ ભાષણ, અયોગ્ય રીતે જોવું, બેસવું, ઉઠવું, અને ચાલવું, ઇત્યાદિ અઘટિત વર્તણુકથી હું હમેશ બીતી રહું છું, એ દુર્ગુણો મારામાં નથી. પર પુરુષ તરફ મારી વૃત્તિ પણ કદી જતી નથી. જમાડ્યા પહેલાં જમતી નથી, અને સુવાડયા પહેલાં સુતી પણ નથી. પતિ બહારથી ઘેર આવે ત્યારે ઉભી થઇ પ્રસન્ન વદને આસન અને જળ આપી તેમનો સત્કાર કરૂં છું. ઘરની વસ્તુઓ સ્વચ્છ રાખું છું. રસોઈ સ્વાદિષ્ટ બનાવું છું. વખત સર જમાડું છું. જિતેંદ્રિય રહું છું. વાતચીતમાં તેમનું કદી પણ અપમાન કરતી નથી. નીચ સ્ત્રીઓ સાથે કોઈ કાલે હું સંબંધ રાખતી નથી, આળસુ રહેતી નથી. ધનને સાચવી રાખું છું. કોઇની હાંસી કરતી નથી. ઝાઝું હસતી નથી. માર્ગ ઉપર અને બારણે ઉભી રહેતી નથી. ક્રોધનાં કારણોને છોડી દઉં છું. સર્વદા સત્યમાં પ્રીતિ રાખું છું. પતિના કહ્યા પ્રમાણે ચાલું છું અને તેમની સેવામાં સદા તત્પર રહું છું. પતિની ગેરહાજરીમાં અલંકાર દૂર કરી નિયમો પાળું છું; સ્વામી સ્વીકારે નહિ એવી વસ્તુને હું તજું છું. સાસુની આજ્ઞા પ્રમાણે કુટુંબીઓની,સાથે વર્તું છું. શ્રાદ્ધ વગેરે કુળની પરંપરાની રીતને અનુસરૂં છું. પતિને ઇષ્ટ દેવથી પણ અધિક માનું છું. સાસુ

સાથે કદી પણ વિવાદ કરતી નથી. સાસુની આજ્ઞા પાળવામાં સાવધાન રહું છું, સાસુની સેવા કરું છું. ઘરના નોકર ચાકરોને જમાડીને જમું છું. ચાકરનાં કામ ઉપર દેખરેખ રાખું છું. ઘરનાં ઉપજ ખર્ચનો હિસાબ રાખું છું. છુટે હાથે ખર્ચ કરતી નથી, પતિનું આરાધન કરવામાં ભૂખ, તરસ, નિદ્રા કે પરિશ્રમને ગણકારતી નથી. પતિના જાગતા પહેલાં જાગું છું. સુઈ ગયા પછી સુઈ જાઉં છું. આ સિવાય બીજાં કોઈ પ્રકારનાં વશીકરણને હુ જાણુતી નથી. તમારે પણ પ્રેમથી સંપૂર્ણ રીતે તમારા પતિ શ્રીકૃષ્ણની મરજી સાચવવી. તેમની કહેલી વાત પેટમાં રાખવી. દાસીઓ હાજર છતાં પતિનું કામ પોતે ઉઠીને કરવું. પતિવ્રતાઓનો સમાગમ રાખવો, નીચ સ્ત્રીઓ સાથે ભાષણ કરવું નહિ. પતિને જે વાત અપ્રિય હોય, તેથી અલગાં રહેવું. વ્યસન કરવું નહિ. અભિમાન રાખવું નહિ. ઝાઝું બોલવું નહિ. મનને વશ રાખવું. વસ્ત્રાલંકારની બહુ લાલચ રાખવી નહિ અને સોક્યનું પણ ખોટું બોલવું નહિ. સુખ ભોગવવાથી સુખ મળતું નથી, પણ સુખ મેળવવાનું સાધન દુઃખ છે એ વાત હંમેશ ધ્યાનમાં રાખવી. જો તમે એ પ્રમાણે વર્તશો તો શ્રીકૃષ્ણ તમારા ઉપર પ્રેમ રાખશે.” દ્રૌપદીનો ઉપદેશ સાંભળીને સત્યભામાએ તેમનો ઉપકાર માન્યો.

એક દિવસ પાંડવો કામ્યકવનમાં તેમને ધૌમ્ય મુનિની સંભાળ હેઠળ મૂકી શિકારે ગયા, તેવામાં સિંધુ દેશનો રાજા જયદ્રથ આવી તેમનું હરણ કરીને ચાલતો થયો. તે વખતે દ્રૌપદીએ ક્ષત્રિયાણીને શોભા આપે, તેવી દૃઢતાથી પોતાના શિયળનું રક્ષણ કર્યું.

પાંડવોને પોતાના વનવાસનું તેરમું વર્ષ ગુપ્ત રહેવાનું હતું તેથી તેઓ વિરાટ રાજાના દરબારમાં વેષ બદલી જુદાં નામ ધારણ કરીને નોકર તરીકે રહ્યા હતા. દ્રૌપદી સૈરંધ્રી નામ ધારણ કરીને વિરાટરાજાની રાણી સુદેષ્ણા પાસે દાસી તરીકે રહી હતી. ત્યાં રાણીના ભાઈ કીચકે તેની તરફ કુદૃષ્ટિ કરવાથી તેણે હિંમતથી તેને કહ્યું કેઃ—‘જો કે હું અધમ જાતિની છું, તોપણ પતિવ્રતા છું માટે તમારે અઘટિત ઇચ્છા રાખવી

નહિ. સૌને પોતપોતાની સ્ત્રી વહાલી હોય છે, તેમ હું પણ મારા પતિને વહાલી છું. જે પુરુષ પરસ્ત્રીમાં લંપટ થાય, તે મોટી અપકીર્તિને પામે છે. મેં મનથી કદી વ્યભિચાર કર્યો નથી. એ વાત જો સત્ય હશે, તો હું તારો નાશ થયેલો જોઈશ.' એ પ્રમાણે ઘણાં કટું વચનો કહ્યા છતાં કીચકના મન ઉપર જરાએ અસર થઈ નહિ. મૂર્ખ સમજ્યો નહિ અને જ્યારે બળાત્કાર કરવાને તત્પર થયો ત્યારે યુક્તિથી તેને ભીમ પાસે મારી નંખાવ્યો.

દ્રૌપદીએ ઘણા પ્રસંગે ધીરજ અને બહાદુરીથી પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું. તે સમયને અનુકૂળ રહેનારી હતી, ધીર હતી, સદા પ્રસન્ન રહેતી અને કહેતી કે, સુખદુઃખનો વિચાર કર્યાં વગર જે માથે પડે તે સહન કરવું. તે સ્વભાવે ઠરેલ, સાવધ, ક્ષમાશીલ, સંકટને સમયે ધીરજ રાખી ઉપાય કરનારી અને વ્યવહારમાં કુશળ હતી. તેણે વનવાસમાં યુધિષ્ઠિરને ક્ષત્રિય ધર્મ ઉપર વારંવાર ઉપદેશો આપીને ધીરજ આપી હતી ને વીરનારી તરીકે પોતાનું કાર્ય બજાવ્યું હતું.

જ્યારે કૌરવ પાંડવની લડાઈ પૂરી થઈ અને રાત્રે બધા ઘોર નિદ્રામાં સુતા હતા ત્યારે કૌરવ પાંડવોના ગુરૂ દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા છુપી રીતે પાંડવોની છાવણીમાં આવ્યો ને દ્રૌપદીના પાંચ પુત્રોનો વધ કરીને નાસી ગયો. સવારમાં ઉઠીને જુએ છે તો પાંચે પુત્રોને મરેલા દીઠા. તે જોઈ ઘણી શોકાતુર થઇને તે રોવા લાગી. અર્જુને તેનું સાન્ત્વન કરીને કહ્યું કે, "હે પ્રિયે ! તમે શોક કરો મા. હું તમારા પુત્રોના મારનારને મારી તેનું માથું હમણાં તમારી પાસે લાવું છું. તમે તે માથા ઉપર બેસીને સ્નાન કરી શોકરૂપ અગ્નિને શાંત કરજો." એમ કહીને અર્જુન તરત ધનુષબાણ લેઇને અશ્વત્થામાને મારવા નીકળ્યો. પછી બન્ને જણું વચ્ચે મોટું યુદ્ધ થયું. અર્જુને અશ્વત્થામાને બાંધીને દ્રૌપદી પાસે આણ્યો, પરંતુ ગુરુપુત્રને આવી સ્થિતિમાં જોવાથી દ્રૌપદીના અંતઃકરણમાં દયાનો સંચાર થયો. તે પોતાના પુત્રોનો વધ કરનાર અશ્વત્થામાને નમસ્કાર કરી, પતિને કહેવા લાગી "હે સ્વામીનાથ! તેઓ ગુરુપુત્ર

છે; તેમના પિતા પાસે આપ શસ્ત્રવિદ્યા શિખ્યા છો; અને ગુરુના પ્રતાપથી આપ ત્રિભુવનમાં પ્રખ્યાત થયા છો, માટે ગુરુપુત્રનો વધ કરીને ગુરુકુળને દુઃખ આપવું, એ આપણને યોગ્ય નથી. વળી જેમ હું એક માતા તરીકે પુત્રોના વિરહનો શોક સહન કરી શકતી નથી, તો તેમનો વધ કરી તેમની માતાને મારી પેઠે શોકાગ્નિમાં હોમવાં, એ મને યોગ્ય લાગતું નથી. આપ કૃપા કરી તેમને છોડી દો” દ્રૌપદીનાં આવાં ક્ષમાનાં વાક્ય સાંભળીને શ્રીકૃષ્ણે, દ્રૌપદીએ સંકટના સમયમાં ધારેલા ધૈર્ય માટે, તેમનાં વખાણ કર્યાં.

પાંડવો જ્યારે રાજપાટ છોડીને હિમાળે ગળવા સારૂં ગયા, ત્યારે દ્રૌપદી પાંડવો સાથે ગઈ. ત્યાં તે પાંડવો સાથે સ્વધામે ગઈ હતી. સતી દ્રૌપદીનું ચરિત આબાળવૃદ્ધ સર્વ સ્ત્રીઓએ અનુકરણ કરવા જેવું છે.

---

# વિશ્વવાહા.




પવિત્ર સ્ત્રીનો વૃત્તાન્ત અમે લખીએ છીએ, તે પોતાના ધર્મભાવને માટે વેદમાં મંત્રની દ્રષ્ટા તરીકે પ્રસિદ્ધ છે. એમને ઈશ્વર તરફથી મળેલા મંત્રો ધ્યાનપૂર્વક વાંચ્યાથી ખાતરી થાય છે કે, તેમનું મન ઉદાર હતું, ને તેમને ધર્મ ઉપર પણ દૃઢ વિશ્વાસ હતો. આ પૂજ્ય સ્ત્રીનું નામ વિશ્વવાહા હતું. વિશ્વવાહા શબ્દનો અર્થ સઘળા પાપરૂપ શત્રુનો નાશ કરનારી, એવો થાય છે. એ સિવાય તેમની જન્મભૂમિ કયા સ્થાનમાં હતી, તેમનાં માતાપિતાનું નામ શું હતું, તેમના ભાઈ, બહેન, અથવા કન્યા હતી કે નહિ ? કયા ભાગ્યશાળી પુરુષનાં તે અર્ધાંગના થઈને કુળનો મહિમા વધાર્યો હતો, તે ક્યાં અને કોની પાસે વિદ્યા શીખ્યાં એ સર્વ વિષયો જાણવામાં આવ્યા નથી. પણ એટલું જાણવામાં આવ્યું છે કે, તેમનો જન્મ અત્રિગોત્રમાં થયો હતો. ઋગ્વેદ સંહિતાના પાંચમા

મંડળમાં બીજા અનુવાકના અઠ્ઠાવીસમા સૂકતની ઋચાઓનાં તે દ્રષ્ટા છે. તે સૂક્તમાં ૭ ઋચાઓ છે. એનું ભાષાંતર નીચે આપવામાં આવે છે, તે વાંચી જોવાથી તેમાં કેવો પવિત્ર ધર્મભાવ રહેલો હતો, તે જાણુવામાં આવશે.

અગ્નિ સળગીને અંતરિક્ષમાં વિસ્તાર કરે છે અને ઉષાની આગળ જઇને ઘણો પ્રકાશ આપે છે.

દેવીની સ્તુતિ કરનારી ઘીનું વાસણુ પકડનારી વિશ્વવાહા પૂર્વ તરફ મુખ કરી યજ્ઞને માટે ઘી લઇને અગ્નિ પાસે જાય છે.

હે અગ્નિ ! તમે સારી પેઠે સળગીને અમૃત ઉપર અધિકાર કરો અને હવ્યદાતાના ભલા માટે તેની આગળ આવો. તમે જે યજમાનને મળો છો, તે યજમાન પશુ, ધન, સત્ય વગેરે મેળવે છે અને તમને પહેલાં અતિથિને યોગ્ય ઘી વગેરે આપે છે.

હે અગ્નિ ! તમારા ઘણા સૌભાગ્યને માટે શત્રુને શાસનમાં રાખો તથા તમારું તેજ ઉત્તમ થાઓ. હે અગ્નિ ! દંપતીનો બંધ સાંકળથી બાંધો અને શત્રુઓના તેજને ઘેરો.

હે અગ્નિ ! જ્યારે તમે સારી રીતે તેજવાન્ થાઓ ત્યારે તમારા તેજની હું વંદના કરું. તમે તેજસ્વી છો અને ઇચ્છા તથા ધર્મ વગેરેના વધારનાર છો. તમે યજ્ઞમાં પ્રજ્વલિત થાઓ.

યજમાનની ચારે તરફ ફેલાયેલા ઉત્તમ યજ્ઞવાળા હે અગ્નિ ! તમે તેજસ્વી છો. હે અગ્નિ ! યજમાનો તમને પ્રજ્વલિત કરીને બોલાવે છે. તમે યજ્ઞક્ષેત્રમાં દેવોની પૂજા કરો છો, કારણુ તમે હવિ વગેરેને લઈ જનાર છો.

યજ્ઞમાં હવ્યવાહક નામના અગ્નિમાં હોમ કરો અને સારી રીતે તેની સ્તુતિ કરો !

વિશ્વવાહાને ઈશ્વર તરફથી ૭ ઋચાઓ મળી છે. તે વાંચ્યાથી ત્રીજી ઋકમાં શત્રુ શબ્દ જોવામાં આવે છે. તે અગ્નિના વિરોધીઓને માટે આ પદનો ઉપયોગ હતો. અગ્નિ આર્યોનો પૂજ્ય દેવતા હતો, તેથી એ

દેવતાના વિરોધી માણસો નાસ્તિક હતા, તેમાં કાંઈ પણ સંદેહ જણાતો નથી. વેદના સમયમાં પણ જેઓ વેદમતના વિરોધી અને ધર્મવિરોધી માણસો હતા, તેઓનાં ઉપનિષદ વગેરે શાસ્ત્રોમાં પુષ્કળ પ્રમાણો છે. જે માણસો અગ્નિના ઉપાસક ન હતા, તેઓને ઉદ્દેશીને આ ઠેકાણે શત્રુ શબ્દ વાપર્યો છે. વેદકાળની વિશ્વવાહા નામની મંત્રની દ્રષ્ટાને તેમની વિદ્વત્તા માટે ધન્યવાદ ઘટે છે.

---

# ઘોષા.



ઘોષા એ પ્રખ્યાત કક્ષિવાન્ રાજાની પુત્રી હતી. તેને પણ અપાલાની પેઠે રક્તપિત્તનો રોગ થયો હતો. પણ તેમાં તફાવત માત્ર એટલોજ હતો કે, અપાલાને રક્ત-પિત્ત થવાથી તેના પતિએ કાઢી મૂકી હતી જ્યારે ઘોષા રોગમાં સપડાઈ, તે વેળાએ વિવાહ થયો ન હતો, પણ અશ્વિનીકુમારે તેનો રોગ મટાડ્યા પછી તેનો વિવાહ થયો હતો. એનો બાપ જેવો નામાંકિત હતો, તેવીજ તેની કન્યા પણ વિદુષી હતી. કન્યાની વિદ્વત્તાથી કક્ષિવાનનું મુખ ઉજ્વળ થયું હતું. ઘોષા મહા યોગિની હતી. તે ઋગ્વેદ સંહિતામાં દસ મંડળનાં ઓગણચાલીસ ને ચાર સૂક્તની દ્રષ્ટા હતી. તેમાંથી થોડાનાં ભાષાંતર નીચે આપવામાં આવે છે, તે ઉપરથી તેની વિદ્યા તથા ધર્મ જણાશે:—

જેમ ભૃગુ સંતાનો રથ તૈયાર કરે છે, તેમ હે અશ્વિદ્વય! તમારે માટે આ સ્તુતિ તૈયાર કરી છે. જેમ જમાઇને કન્યા આપવાની વેળાએ તેને વસ્ત્રાલંકારથી તૈયાર કરીને સંપ્રદાન કરવામાં આવે છે, તેમ આ તત્ત્વને હું અલંકૃત કરૂં છું. હમેશ મારા પુત્ર, પૌત્ર પ્રતિષ્ઠિત રહે.

હે કર્મોના ઉદ્દેશ કરનારા અશ્વિનીકુમારો! તમારો મોટો રથ જ્યારે પ્રાત:કાળે જાય છે અને દરેક માણસ પાસે મદદ કરવા ધન લઈ જાય છે

ત્યારે આ રથને કયો યજમાન પોતાના યજ્ઞને માટે સ્તુતિ કરે છે? તમારો રથ ક્યાં જાય છે?

હે પ્રિય દર્શન અશ્વિનીકુમાર! હે કલ્યાણકારી! આજે તમે ક્યાં, અને કિયા માણસના ઘરમાં આનંદ કરો છો? કોણે તમને બાંધી રાખ્યા છે? કિયા બુદ્ધિમાન્ યજમાનના ઘરમાં તમે ગયા છો?

એ પ્રમાણે ઘોષા વેદના મંત્રોની દ્રષ્ટા હતી. ઋગ્વેદ સંહિતામાં તેમણે પોતાની મહાબુદ્ધિની ઓળખાણ આપી છે અને તેથી તેમનું નામ જગતમાં અમર થયું છે.

---

# સરસ્વતી.



સર્વ પ્રકારની વાણી અને સર્વ પ્રકારની વિદ્યાકળાની અધિષ્ઠાતા દેવી સરસ્વતી બ્રહ્માનાં પુત્રી હતાં. તેમની માતાનું નામ સાવિત્રી હતું. તેઓ આધ્યાત્મિક જ્ઞાનમાં નિપુણ હતાં. તેમને આ પુત્રી સિવાય સનક, સનત્કુમાર, સનન્દન અને સનાતન એમ ચાર પુત્રો હતા. એ પાંચે બાળકોને દેવી સાવિત્રીએ પોતાને હાથે કેળવી મોટા જ્ઞાની કર્યા હતા. એવી સાધ્વી માતાના પ્રતાપી બળથી સરસ્વતીએ મહાન્ કાર્યો કરી જગતમાં પોતાની અમર કીર્તિ રાખી છે.

સરસ્વતી રૂપે ગુણે અનુપમ અને મનોહર હતાં. તેમણે પોતાની બુદ્ધિનો ઉપયોગ જગતનું કલ્યાણ કરવાના કામમાં કર્યો હતો. સંસ્કૃત વાણીને તથા સંગીત વિદ્યાને ઉત્પન્ન કરીને જગતમાં પ્રવર્તાવ્યાં હતાં. ગણિત, મૂળાક્ષર, અને વ્યંજન તેમણે ઉત્પન્ન કર્યાં છે. અદ્યાપિ ભારત વર્ષમાં હિંદુસમાજમાં સરસ્વતી દેવી તરીકે પૂજાય છે. હિંદુઓ તેમને પોતાની આદિમાતા જાણીને શ્રદ્ધાપૂર્વક તેમના પવિત્ર નામનું સ્મરણ

કરે છે, અને પ્રતિવર્ષે દિવાળીને દિવસે ઘણું ઘણું કરીને સર્વ વેપારીઓ હિસાબી ચોપડાઓમાં તેમનું પૂજન કરે છે. પ્રથમ "શ્રીશારદાય નમઃ" ઇત્યાદિ શબ્દો લખ્યા પછી બીજું લખે છે. જુના ગ્રંથકારોએ પોતાના ગ્રંથનો આરંભ કરતાં પ્રથમ સરસ્વતીની સ્તુતિ કરીને તેમની સહાયતા માગેલી જોવામાં આવે છે અને હાલ પણ કેટલાક તેમ કરે છે. સરસ્વતીને માટે પૂર્વના આર્યો એટલુંજ કરીને આનંદ પામ્યા નથી, પરંતુ તેમનો મહિમા વધારવા તેમણે હિંદની એક નદીનું નામ "સરસ્વતી" પાડી તેને પવિત્ર માની છે. હિંદુઓ તેમાં સ્નાન કરીને પવિત્ર થાય છે, આવો સરસ્વતી દેવીનો મહિમા છે.

---

# અંશુમતી.



આ મહાવિદુષી બાઈ તપોવનમાં રહેનાર સુવ્રત નામે મુનિની પતિવ્રતા સ્ત્રી હતી. તેણે બાળપણમાં ભૃગુ ઋષિની પાસે ઇતિહાસ અને પુરાણ વગેરેનું અધ્યયન કર્યું હતું. તેનામાં બુદ્ધિચાતુર્ય વખાણવા લાયક હતું. તેની લાગણી મૂળથીજ પરગજુ હતી, તે પતિસેવા અને ગૃહકાર્ય વગેરે પતિવ્રતા સ્ત્રીને કરવાના કામમાંથી પરવારી અવકાશને વખતે સ્વામીની આજ્ઞા લઈ દીન, દુઃખીઓને સહાય કરતાં. તે ભૂખ્યાંને અન્ન, તરસ્યાંને પાણી, નવસ્ત્રાંને વસ્ત્ર અને રોગીને ઔષધ આપી, તેમની પીડા ટાળવાને પોતાથી બને તેટલો પ્રયત્ન કરતી. તે પરદુઃખભંજન હતી. તેમ માનવસમાજમાં સદ્‌ગુણોની વૃદ્ધિ થાય એવા હેતુથી તે ઉપદેશ કરતી. તે પોતાના ઉપદેશમાં કહેતી કેઃ—

સર્વ પ્રાણીમાત્ર ઉપર સમભાવ રાખી દયા કરો. દયા એ ધાર્મિક મનુષ્યોનું બળ છે. જેમ ચંદનવૃક્ષને કુહાડી કાપે છે, તોપણ તે તેને સુગંધ આપે છે તેમ કોઇએ તમારા ઉપર નિર્દયતા વપરાઈ હોય તોપણ તેનો બદલો દયાથી આપો. તમારાં પુત્ર પુત્રીઓને બાળપણમાં ગૃહરાજ્યના

કૃત્યોમાંથી થોડો વખત કાઢીને ધર્મનું શિક્ષણ આપતા રહો. પિતા, માતા, ગુરુ અને વડિલોની મર્યાદા સાચવી માન આપતા રહો. નિત્ય વિવેક ભર્યાં અને પ્રીતિયુક્ત મધુર વચનો બોલો. મનુષ્યો વિષયસુખમાં લુબ્ધ થઇ પોતાની ઇન્દ્રિયોથી કંઈ કંઇ અધર્મ અને અનીતિનાં કામો કરે છે, પણ ઇન્દ્રિયજિત થનારને હમેશ સુખ પ્રાપ્ત થાય છે એવું સમજો. પરમાર્થ બુદ્ધિનો કદી પણ અનાદર કરતા નહિ. જે કોઈ મનુષ્ય બીજાને દુઃખ દેતો નથી, પણ સર્વનું ભલું ઇચ્છે છે, તે અક્ષય સુખ ભોગવે છે. મનોવિકારને દબાવી રાખો. મોહકારક વિષયોને વળગી રહેવું, એ બંધનનું કારણ છે અને તે પદાર્થથી વિરક્ત રહેવું, એ મોક્ષનું સાધન છે. જ્ઞાનવડે સંસારી વિષયના પદાર્થથી પોતાનાં મનને અળગું રાખો, સદ્‌ગુણથી વર્તવા છતાં કદાપિ અત્યંત દારિદ્રયમાં આવી પડાય, તોપણ દુર્ગુણ તરફ વળશો નહિ; કેમકે બીજે અવતાર ધારણ કરવામાં માતા, પિતા, પત્ની, પુત્ર, પુત્રી કે સગાં સંબંધી કોઈ સહાય થનાર નથી. ફક્ત અહિં જે કર્મો કર્યાં હશે તે સહાયતા કરશે. માટે પોતાથી દૂર ન થાય, એવા ધર્મનો હંમેશ સંગ્રહ કરો. ધર્મજ ખરો સાથી છે. તેજ તરવાનું સાધન છે, એમ નિશ્ચયથી જાણો. મોક્ષ મેળવવા માટે પરબ્રહ્મ પરમાત્માનું મનવડે મનન કરો ને ધર્મને વધારો. ધર્મનો નાશ થવાથી આત્માનું કલ્યાણ થતું નથી. હમેશ ધર્મ ઉપર પ્રીતિ રાખીને વિચાર, વાણી અને કર્મથી પવિત્ર વર્તણુક રાખો. ઇશ્વર–પરબ્રહ્મ દરેક મનુષ્યના હૃદયમાં રહેલો છે. તેને કદાપિ મનુષ્ય ન જાણે, પણ મનુષ્ય જે જે કરે છે, તેને તે જુએ છે અને લક્ષ્યમાં રાખે છે. રોજ સવારમાં ઉઠીને પરમેશ્વર પાસે માગવું કે મને માઠી બુદ્ધિ આપશો નહિ! સન્માર્ગે ચાલવાથી પ્રભુની તમારાપર અવશ્ય કૃપા થશે.”

આ પ્રમાણે પતિવ્રતા અંશુમતી મનુષ્યોને ઉત્તમ બોધ આપતી હતી, તેથી તેમની ખ્યાતિ સર્વત્ર થઈ હતી. સૌ સંમાન આપી પૂજ્ય ગણતાં હતાં. તેમનો ઉપદેશ દરેક મનુષ્યે બહુ મનન કરવા યોગ્ય છે. ધન્ય છે અંશુમતી જેવી વિદુષી બાઇને, કે જેણે પોતાનું જીવન એવી રીતે પરમાર્થ કાર્યોમાં ગુજારીને સફળ કર્યું હતું.

# સત્યરૂપા.



આ સાધ્વી દેવી આપણા આદિ પુરુષ **સ્વયંભૂ** મનુની પ્રિય પત્ની હતાં. તેમને ભગવાને પોતાની ઇચ્છાથી સૃષ્ટિ સરજવાને અર્થે ઉત્પન્ન કરી હતી. **સત્યરૂપા** ધીર, ધાર્મિક અને પવિત્ર મનની સ્ત્રી હતી. તે અવકાશનો વખત ગૃહકાર્યમાં તથા ઇતિહાસ અને પુરાણ વગેરેના શ્રવણમાં ગાળતી હતી. જ્યારે **સ્વયંભૂ** મનુએ નૈમિષારણ્યમાં તપશ્ચર્યા કરી ત્યારે તે સાથે હતી. એ વખતે તેણે પતિની ઘણા પ્રકારે સેવા કરી પતિવ્રતાનો ધર્મ બજાવ્યો હતો. તેણે પતિ સાથે રહી કેટલાંક વર્ષ ફળફૂલ અને કંદમૂળ ખાઇને ઉગ્ર તપ કર્યું હતું. તપના પ્રતાપે પ્રભુકૃપાથી તેને પેટ પ્રિયવ્રત અને ઉત્તાનપાદ જેવા દેવતાઈ પુત્રો થયા હતા. **આકૂતિ** પ્રસૂતિ અને દેવહૂતિ જેવી દેવીરૂપ પુત્રીઓ થઈ હતી. તેમણે આ પાંચે બાળકોને ઉત્તમ શિક્ષણ આપીને ધર્મનિષ્ઠ તથા વ્યવહારકુશળ કર્યાં હતાં. તેઓ આગળ જતાં જગતમાં પ્રસિદ્ધિ પામ્યાં હતાં. **સત્યરૂપા** જેવી સાધ્વી માતાની પાસેથી કેળવણી લઇને દેવહૂતિ વગેરેએ જગતમાં મોટી પ્રતિષ્ઠા મેળવી હતી. આવી પરમ ભાગ્યવતી માતાને ધન્ય છે કે, જેનાં સંતાનો પણ જગતમાં પ્રસિદ્ધ થઇ તેમને શોભાવે છે.

---

# ભારતી.



મહાપંડિત મંડનમિશ્રની પત્ની સરસ્વતીનું બીજું નામ ભારતી હતું. કાશીથી ગયા તરફ જતાં માર્ગમાં શોણુ-ભદ્ર નામે નદ આવે છે; તેના તીરપર બ્રાહ્મણવાસ નામે એક ગામ હતું. ત્યાં વિષ્ણુમિત્ર નામનો એક વિદ્વાન્ બ્રાહ્મણ રહેતો હતો. સરસ્વતી એ બ્રાહ્મણની પુત્રી હતી. તે બહુ ભણેલી અને વિદ્વાન્ હતી. પૂર્વના આર્યો પોતાની પુત્રીઓને ઇતિહાસ, પુરાણ, અર્થશાસ્ત્ર, વ્યાવહારિક નીતિ, કળાશાસ્ત્ર, પાકશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર ઇત્યાદિ વ્યવહારોપયોગી વિદ્યાઓ ભણાવતા હતાં. વિષ્ણુમિત્ર પંડિતને સરસ્વતી એકની એકજ પુત્રી હતી અને પિતાએ તેને ભણાવી પંડિતા બનાવી હતી. એ સમયનો કોઈ પણ પંડિત તેને વિદ્યાવાદમાં જીતી શકતો ન હતો. તેના પાંડિત્યને લીધે બાળપણમાં તેની કીર્તિ ભરતખંડમાં પ્રસરી હતી. સરસ્વતીની માતાનું નામ સુભગા હતું.

સરસ્વતી સર્વ વિદ્યામાં પારંગત થઈ યોગ્ય ઉમ્મરમાં આવી, એટલે તેનાં માતાપિતાએ તેને યોગ્ય વર સાથે પરણાવવાનો વિચાર કર્યો. પૂર્વે માબાપો પોતાનાં સંતાનોને હાલની માફક એક બીજાના ગુણ દોષ જાણ્યા સિવાય કે જોયા વગર લાકડે માંકડું વળગાડી તેમનો ભવ ખરાબ કરતાં ન હતાં. વિદ્યાવતી સરસ્વતી ઉમ્મર લાયક થવાથી તેને યોગ્ય વર શોધી તેની સાથે લગ્ન કરવાની તજવીજ ચાલતી હતી, એટલામાં એકવાર રેવા તટના યાત્રાળુ બ્રાહ્મણો વિષ્ણુમિત્ર પંડિતને ઘેર પરોણા થઈ આવ્યા. તેમની પાસે મંડનમિશ્રની વિદ્વત્તાની વાતો સરસ્વતીના સાંભળવામાં આવી. રેવા નદીને કિનારે આવેલી માહિષ્મતી નગરીના હિમમિત્ર પંડિતનો તે પુત્ર હતો.

તેણે પ્રખ્યાત પંડિત કુમારિલ ભટ્ટાચાર્ય પાસે રહીને શાસ્ત્રાધ્યયન કર્યું હતું. તે એવો સમર્થ પંડિત હતો કે, ઘણા પંડિતો વિદ્યાવાદમાં તેનાથી પરાજય પામ્યા હતા. તેણે બૌદ્ધમતનું ખંડન કરી વેદધર્મનું મંડન કર્યું હતું. તેના મૂળ નામ "વિશ્વરૂપ"ને બદલે મંડનમિશ્ર કહી સર્વે બોલાવતા હતા.

અતિથિ બ્રાહ્મણોને મુખે મંડનમિશ્રનાં વખાણ સાંભળવાથી તેને વરવાની સરસ્વતીને ઇચ્છા થઈ. તેણે એક પત્ર મંડનમિશ્ર ઉપર લખી તે બ્રાહ્મણોને આપ્યો ને કહ્યું કે, તમે જ્યારે રેવા તટ જાઓ ત્યારે આ પત્ર મંડનમિશ્રને આપી મારી વાર્ત્તા તેમને જણાવજો. બ્રાહ્મણોએ તે પ્રમાણે કર્યું. મંડનમિશ્રે સરસ્વતીનો પત્ર વાંચી તેનો ભાવ જાણી લીધો અને તેને વરવાની ઇચ્છા કરી. તે પછી તેમનાં લગ્ન થયાં. મહાત્મા શંકરસ્વામીએ મંડનમિશ્ર પંડિત સાથે જ્યારે વિદ્યાવાદ આરંભ્યો ત્યારે બન્ને જણ વચ્ચે હારજીતનો નિર્ણય કરવા સરસ્વતીને મધ્યસ્થ નીમવામાં આવ્યાં. આ કંઈ થોડા આનંદાશ્ચર્યની વાત નથી. આવા બે મહાસમર્થ પંડિતો વચ્ચેના વિદ્યાવાદમાં કોણ હાર્યું ને કોણ જીત્યું, એ વાત મુકરર કરવામાં ખરેખર મહાબુદ્ધિ અને વિશાળ જ્ઞાન જોઇએ અને તે હોવાનું માન આ અબળા જાતિ સરસ્વતીને મળ્યું.

તેના પાંડિત્યની આ પ્રત્યક્ષ સાક્ષી છે. વધારે આશ્ચર્યની વાત એ છે કે, શંકરસ્વામીએ પોતાના પ્રતિપક્ષીની સ્ત્રીની ઉપર વિશ્વાસ મૂકી હારજીતના સાક્ષીભૂત તરીકે તેને કબુલ રાખી. તેણે પોતાની પવિત્ર ફરજ નિષ્પક્ષપાતે બજાવી, એ તેની શુદ્ધ પ્રમાણિકતાની સીમા છે.

શ્રીમાન્ શંકરાચાર્ય અને મંડનમિશ્રના શાસ્ત્રાર્થ વખતે આ સરસ્વતી મધ્યસ્થ તરીકે બેઠી ને બીજે દિવસે વિવાદ સમયે સરસ્વતીએ બન્નેના ગળામાં ફૂલના હાર પહેરાવ્યા અને કહ્યું કે, જેની માળા કરમાશે, તેને હું હાર્યાં સમજીશ. તે પછી વિવાદ શરુ થયો, તેમાં મંડનમિશ્રની હાર થઈ છતાં સરસ્વતીએ નિષ્પક્ષપાતે પતિના પ્રતિપક્ષીનો જય અમ્લાન વદનથી જાહેર કર્યો. મંડનમિશ્ર હાર્યાંથી કરાર પ્રમાણે સર્વનો ત્યાગ

કરીને શ્રીમાન્ શંકરાચાર્યને શરણે ગયા, એટલે શંકરાચાર્યે સરસ્વતીના સામું જોયું. સરસ્વતીએ તેમનો આશય સમજી જણાવ્યું કે, પત્ની પણ પતિની અર્ધાંગના છે, માટે મને જીતો ત્યારે ખરું. જો કે આપ વિદ્વાન્ અને સર્વજ્ઞ છો, તોપણ આપની સાથે વાદ કરવાને હું તૈયાર છું. સરસ્વતીનાં આવાં વચન સાંભળી તેમણે કહ્યું કે, "હે સાધ્વી! તમારી સાથે મારે વાદ કરવો યોગ્ય નથી. કારણ કે, યશસ્વી પુરુષો સ્ત્રીઓ સાથે વાદ કરતા નથી." શ્રીમાન્ શંકરનાં વચન સાંભળી સરસ્વતીએ કહ્યું કે, "મહારાજ! આમાં વ્યક્તિવિશેષની અપેક્ષા નથી. પોતાનો મત તોડવા જે પુરુષ યત્ન કરે, તે પુરુષ હોય કે સ્ત્રી હોય, તોપણ તેની સામે સ્વપક્ષનું રક્ષણ કરવા તત્પરતા બતાવવી જોઇએ. યાજ્ઞવલ્કયે ગાર્ગી સાથે વાદ કર્યો હતો; જનકરાજાએ સુલભા નામની અબળા સાથે વાદ કર્યો ત્યારે શું યાજ્ઞવલ્કય જેવા પુરુષો તત્ત્વજ્ઞ ન હતા.

સરસ્વતીનાં વચન સાંભળી પ્રસન્ન થઈ શંકરે તેની સાથે વિદ્યાવાદ કરવાનું કબુલ કર્યું. પછી જ્યારે એક બીજાને જીતી લેવાની ઉત્કંઠાવાળાં એ બન્નેનો વાદ ચાલ્યો ત્યારે તેમનાં બુદ્ધિ અને ચાતુર્યથી વિદ્વાનો આશ્ચર્ય પામ્યા. સંધ્યા વંદનાદિક આવશ્યક કર્મના નિમેલા સમય સિવાય તેમનું વાદયુદ્ધ રાત દિવસ વિશ્રાંતિ વગર ચાલ્યું. એવી રીતે વાદ કરતાં સત્તર દિવસ વીતી ગયા, પણ શ્રી શંકર હાર્યા નહિ. ત્યારે સરસ્વતીએ વિચાર કર્યો કે, આ આચાર્ય બાલ્યવયથી સંન્યાસી થયેલા છે. કદી પણ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલા નથી માટે કામશાસ્ત્રનો સંવાદ કરીને તેમનો પરાજય કરું. પછી કામશાસ્ત્રને લગતા કેટલાક પ્રશ્નો પૂછ્યા. શંકરે જરાક વિચાર કરી કહ્યું કે, આ વિષયમાં મને એક મહીનાની મુદત મળવી જોઇએ. પછી સરસ્વતીએ તેમને એક માસની મુદત આપી. એક મહીનામાં કામશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરી શંકરે વાદ કર્યો. તેમાં આખરે શંકરનો જય થયો; તે છતાં સરસ્વતીએ વાદ વિવાદમાં પોતાની મહા બુદ્ધિની કસોટી આપી, તેથી તેને શંકરે માન આપ્યું. તુંગભદ્રા નદીને કિનારે આવેલા શૃંગપુરમાં ગયા પછી તે જગાએ એક મઠ બાંધી સરસ્વતીને રહેવાની આજ્ઞા કરી. સરસ્વતી ત્યાં ચિરકાળ સુધી રહ્યાં. એ મઠ

અદ્યાપિ સુધી શૃંગગિરિ અથવા સિહારી નામથી ઓળખાય છે. સરસ્વતી ભારતીએ ત્યાં ભારતી સંપ્રદાય સ્થાપ્યો અને ત્યાંના શિષ્ય મંડળને ભારતી નામ આપ્યું. મંડનમિશ્રને શંકરે સંન્યસ્ત દીક્ષા આપી અને તત્ત્વમસિ મહાવાક્યનો ઉપદેશ કર્યો. મંડનમિશ્રની ગણના સુરેશ્વરાચાર્યના નામથી શંકરાચાર્યના શિષ્યોમાં મુખ્ય છે."

---

# દેવયાની.



ર્વે જ્યારે દેવ અને દાનવો વચ્ચે વારંવાર યુદ્ધ થતાં ત્યારે દાનવોના ગુરુ શુક્રાચાર્ય તેમની સંજીવિની વિદ્યાના બળે દાનવોના સૈનિકોને સજીવન કરતા હતા અને એ પ્રમાણે દાનવો સજીવન થવાથી વારંવાર દેવતાઓ ઉપર ચઢી જતા. આ પ્રમાણે દાનવોનો ત્રાસ ચાલુ રહેવાથી દેવોને ચિંતા થઈ; આખરે તેમણે એવો ઠરાવ કર્યો કે, બૃહસ્પતિના પુત્ર કચે શુક્રાચાર્ય પાસે જઈ શિષ્ય થઈ સંજીવિની વિદ્યા શીખી લાવવી. કચ વિદ્યા ભણવા શુક્રાચાર્ય પાસે આવ્યો ત્યારે જો કે તે શત્રુના પક્ષનો હતો, તોપણ શુક્રાચાર્યે તેને વિદ્યા ભણાવવાને ના કહી નહિ. કચે વિદ્યાભ્યાસ કરતાં નિયમાનુસાર ગુરુની આજ્ઞાનું પાલન અને સેવા કરવા માંડ્યાં. શુક્રાચાર્યને દેવયાની નામે એક લાડકવાઈ પુત્રી હતી, તેને અને કચને એ સમયમાં સ્વાભાવિક રીતે માયા થઈ.

બૃહસ્પતિનો પુત્ર કચ સંજીવિની શીખી જાય, એ દૈત્યોને પસંદ નહિ પડવાથી તેઓ હરેક રીતે તેનો નાશ કરવાની યુક્તિઓ કરવા લાગ્યા. એક વાર યજ્ઞનાં કાષ્ઠો લેવા માટે કચ જ્યારે વનમાં ગયો ત્યારે દાનવોએ તેને મારી નાંખી તેના કકડા કરી આમ તેમ ફેંકી દીધા. રાત્રિ પડી અને કચ પાછો ફર્યો નહિ ત્યારે દેવયાનીએ શુક્રાચાર્યને કહ્યું કે, 'પિતાજી! કચ હજી આવ્યો નથી, તે આવશે ત્યારે હું ભોજન કરીશ.' શુક્રને

દેવયાની ઘણી વહાલી હતી, તેથી તેમણે ધ્યાન ધરી જોયું તો કચને મરણ પામેલો જાણી સંજીવિની વિદ્યાને બળે સજીવન કર્યો. દૈત્યો તેના પ્રાણની પાછળ પડેલા હતા, તેથી તેમણે ફરીને તેને મારી નાંખ્યો. દેવયાનીના આગ્રહથી શુક્રે તેને ફરીને સજીવન કર્યો.

આ પ્રમાણે બે વાર ગુરુએ સજીવન કરવાથી દૈત્યોએ તેને ત્રીજીવાર મારી તેના દેહને બાળી, તેની ભસ્મ બનાવી અને તે મદિરામાં ભેળી દઈ યુક્તિથી શુક્રાચાર્યને પાઈ દીધી. રાત પડી અને કચ ઘેર આવ્યો નહિ ત્યારે દેવયાનીએ પાછી તેના વગર ભોજન નહિ કરવાની હઠ લીધી. શુક્રાચાર્યે તેને કહ્યું કે, "પુત્રિ! વારંવાર દૈત્યો તેને મારી નાંખે છે અને વારંવાર તું આવી હઠ લે છે તે ઠીક નહિ. હવે તે મરણ પામ્યો તો મરણ પામ્યો, તું એ વાત જવા દે." દેવયાની બોલી કે, "પિતાજી! એમ કેમ બને? જે માણસ આપણી સેવા કરવામાં જરા પણ કચાસ રાખતો નથી, તેને માટે આપણાથી કેમ એવાં નિર્ગુણ થવાય? બસ, એને જીવતો કરશો, તોજ હું જમીશ, નહિ તો નહિ."

શુક્ર બોલ્યા કે, 'આજ તે સજીવન કેવી રીતે થઈ શકશે? કારણ કે તે મારા પેટમાં છે. જો હું એને સજીવન કરું તો મારુંજ પહેલાં મરણ થાય.'

દેવયાની બુદ્ધિશાળી કન્યા હતી તે પિતાનાં વચન સાંભળી બોલી કે, "ઓહો! એમાં શી મોટી વાત છે પિતાજી! આપ પહેલાં એને સંજીવિની વિદ્યા શીખવો અને પછી તે તમને સજીવન કરશે."

શુક્રાચાર્યે કચને સંજીવિની વિદ્યા શીખવી એટલે ગુરુનું પેટ ફાડી પ્રથમ તે બહાર નીકળ્યો અને પછી તેણે ગુરુને સજીવન કર્યા. કચને જે કાર્ય સાધવાનું હતું, તે આ પ્રમાણે સધાયા પછી તે ગુરુની રજા લઈ પોતાને ઘેર જવા તૈયાર થયો. શુક્રાચાર્યની આજ્ઞા લઈ જ્યારે તે દેવયાનીની આજ્ઞા લેવા ગયો ત્યારે તે એક એકાંત ઓરડામાં તેના સંબંધી વિચાર કરતી બેઠી હતી. કચને પોતાના ઓરડામાં આવેલો જોઈ તે નીચું જોઇને ઉભી રહી, પણ લજ્જાને લીધે કંઈ બોલી શકી નહિ. કચે એક, બે અને ત્રણ વાર બોલાવી તેની આજ્ઞા પ્રચ્છી, પણ દેવયાનીથી કંઈ

બોલાયું નહિ. અંગુઠાથી પૃથ્વી ખણુતી ધમધમતે હૃદયે તે સ્થિર ઉભી રહી. કચ તેના ભાવને સમજી શકયો નહિ અને થોડી વાર રહીને ત્યાંથી ચાલવા ગયો, એટલે તરત દેવયાનીએ કંપ અને રોમાંચ અનુભવતાં તેનો હાથ પકડીને કહ્યું કે, "પ્રિયદર્શન! મને તમારી સાથે લઈ ચાલો. મને તમારા સુખદુઃખની ભાગિયણ કરો."

કચ હવે સમજ્યો કે, દેવયાની તેણે પરણવા માગે છે; પણ તે ગુરુની પુત્રી હોવાથી બહેન સમાન ગણાય. તેણે ઉત્તર આપ્યો કે, 'બહેન! તું આવું અઘટિત ન માગ. તું તો મારા ગુરુની પુત્રી હોવાથી મારી બહેન થાય.' દેવયાની તેનાં આવાં વચન સાંભળી કુંઠિત થઈ અને પોતાની ઇચ્છા પ્રમાણે નહિ થવાથી કચ ઉપર ક્રોધે ભરાઈ. કચ તેને આ પ્રમાણે કહી જેવો ચાલ્યો કે, તરત તેણે તેને શાપ દીધો કે, "મારી અવગણના કરવાથી તારી વિદ્યા નિષ્ફળ જશે." વિના કારણે દેવયાનીએ પોતાને શાપ દેવાથી કચ ક્રોધે ભરાયો અને તેણે તેને સામો શાપ આપ્યો કે, 'જ્યારે ધર્મ પ્રમાણે ચાલવા જતાં તું મને ઉલટો શાપ દે છે તો હું પણ તને શાપ દઉં છું કે "તું બ્રાહ્મણ કન્યા હોવા છતાં તને બ્રાહ્મણ પતિ મળશે નહિ." આ રીતે એક બીજાને શાપ દઈ તેઓ બેઉ એક બીજાથી જુદાં પડ્યાં અને કચ ત્યાંથી દેવલોક પ્રતિ ગયો.

પહેલા પ્રેમમાં નિષ્ફળ થયેલી દેવયાની જરા ખિન્ન રહેતી હતી, એટલામાં એક વાર દૈત્યોના રાજા વૃષપર્વાની કુંવરી શર્મિષ્ઠા તેને લઇ મધુવનમાં ગમત કરવા ગઈ. ત્યાં સખીઓ સાથે તેઓ એક સરોવરમાં સ્નાન કરવાને ઉતર્યાં એટલામાં શંકર પાર્વતીની સ્વારી ત્યાંથી જતી જણાયાથી સર્વે પાણીમાંથી બહાર નીકળી વસ્ત્ર પહેરવા લાગ્યાં. ઉતાવળમાં અને ગભરાટમાં શર્મિષ્ઠાએ દેવયાનીનાં વસ્ત્ર પહેરી લીધાં, તેથી તે ગુસ્સે થઈ. બેઉ સખીઓ વચ્ચે બોલાચાલી થતાં શર્મિષ્ઠાએ તેને કુવામાં હડસેલી પાડી અને સખીઓને લઈ પોતે નગરમાં ચાલી ગઈ. કુવામાં પડેલી દેવયાની મદદને માટે બૂમો પાડતી હતી, એટલામાં દૈવેચ્છાએ તે વનમાં મૃગયા કરવા આવેલો યયાતિ રાજા ત્યાં આવી ચઢ્યો. યયાતિએ તેને કુવામાંથી બહાર કાઢી. દેવયાનીએ રાજા સાથે વરવાની ઇચ્છા

બતાવી ત્યારે તેણે કહ્યું કે, "જો તારા પિતાની રજા હશે તો હું પરણીશ." **યયાતિ** રાજા આમ કહીને ગયો ત્યાર પછી નગરમાંથી **શુક્રાચાર્યના** શિષ્યો આવી **દેવયાનીને** ઘેર લઇ ગયા. ત્યાં તેણે પિતાને સઘળી હકીકત કહી, તેથી ક્રોધે ભરાઈ તે **વૃષપર્વાનું** નગર છોડી જવાને તૈયાર થયા. ગુરુજ દૈત્યોનું સઘળું દૈવત હતા, તેથી **વૃષપર્વાએ** ગમે તે પ્રકારે તેમને રાખવાને આગ્રહ કર્યો. **દેવયાની** કહે તો રહેવાનું **શુક્રે** કબુલ કર્યું. **વૃષપર્વાએ** તેને આજીજી કરવા માંડી. જ્યારે ઘણું થયું ત્યારે **દેવયાનીએ** કહ્યું કે, 'જો **શર્મિષ્ઠા** સો સખીઓ સાથે મારી દાસી થઇ રહે તો મારા પિતા તમારા નગરમાં રહે.' **વૃષપર્વા** આ સરત સાંભળી વિચારમાં પડ્યો, પણ **શર્મિષ્ઠાએ** આગળ આવી કહ્યું કે, મારો અપરાધ થવાથી મારે દુ:ખ ભોગવવું જોઇએ. હું મારી ઉદ્ધતાઇનું પ્રાયશ્ચિત્ત કરીશ. પિતાજી! તમે નચિંત રહો. **શર્મિષ્ઠા** પછી સો દાસીઓ સાથે **દેવયાનીની** દાસી થઇ રહી અને જ્યારે **શુક્રની** આજ્ઞાથી તે **યયાતિને** પરણી અયોધ્યા ગઈ ત્યારે **શર્મિષ્ઠા** પણ તેની સેવા કરવા સાથે ગઈ.

---

# શર્મિષ્ઠા.



દાનવોના રાજા **વૃષપર્વાની** કુંવરી **શર્મિષ્ઠા** શાણી અને સમજુ સ્ત્રી હતી. પિતૃ કુળના રક્ષણાર્થે તેણે **દેવયાનીનું** દાસત્વ સ્વીકારી લીધું હતું. **યયાતિ** રાજાએ **દેવયાની** અને **શર્મિષ્ઠાને** માટે એક વાડીમાં બે મોટા મહેલ બંધાવ્યા અને ત્યાં **શર્મિષ્ઠા** તેનું દાસીપણું કરતી રહી. પતિ સાથે નહિ મળવાને પણ **દેવયાનીએ** **શર્મિષ્ઠાને** તાકીદ આપેલી હતી. રાજ-સુખ અને રાજભોગમાં આ પ્રમાણે **દેવયાની** પોતાના સુભાગી દિવસો ગાળતી હતી ત્યારે **શર્મિષ્ઠા** કુંવારી અવસ્થામાં તે જોતી અને બળતી દાસીપણું કરતી હતી. એકવાર સંધ્યાનો સમય હતો અને

ઋતુસ્નાતા શર્મિષ્ઠા ભાવી ઉપર શોક કરતી પ્રમદવનની એક કુંજમાં ઉભી હતી. આ સમયે યયાતિ રાજા ફરતો ફરતો ત્યાં ગયો. દૂરથી શર્મિષ્ઠાને જોઈ 'તે શું કરે છે અને શું કહે છે' તે સાંભળવાને રાજા એક લતાગૃહમાં છુપાયો. વસંત ઋતુ ચાલતો હતો અને અશોકની કુંજોમાં કોકિલાઓ મધુરાલાપ આલાપી રહી હતી. શર્મિષ્ઠા એકલી આ બધું જોઈ મુંઝાઈ અને શોકથી ગદ્ગદ્ થઈ લમણે હાથ દઈ દૈવપ્રતિ આમ વિલાપ કરવા લાગી:—

"રાજકુંવરી રે, હું જે હુકમ કરું તે થતું;
"તેની તેજ હું રે, આજે હુકમને અનુસરૂં.
"દુ:ખ દોહ્યલાં રે, કરમે લખ્યાંતાં જો યૌવને;
"સુખ ભોગમાં રે, શાને ઉછેરી તો શૈશવે?
"શીળી છાયનાં રે, મીઠાં પાણી તણી માછલી;
"નહિ જીવશે રે, ખારે સમુદરીએ પડી.
"પશુ પંખીનાં રે, જોડાં સરજ્યાં જુગતે કરી;
"વણુ જોડની રે, ત્યારે મને તમે કયમ સરજી?"

આમ ગાતાં ગાતાં શોકથી શિલાતલ ઉપર ઢળી પડી. તે પ્રસંગ જોઈ યયાતિ રાજા એકદમ પાસે ગયો અને તેને ઝીલી લેઈ બોલ્યો કે:—

"સરજી નથી સુંદરિ! એકલી તને,
"વિદગ્ધ વિશ્વાધિપ પદ્મયોનિએ;
"આ દાસ આજ્ઞાધરને સરજ્યા પછી,
સરજાયલાં છો સુભગે તમે સતી."

શર્મિષ્ઠા રાજાને જોઈ એકદમ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગઈ. અને શિલાપરથી ઉભી થઈ નીચું જોઈ ગઈ. પછી કાંડું પકડીને યયાતિ તેને વિનવવા લાગ્યો ત્યારે મધુરે, ધીરે અને ભાવભર્યે વચને તેણે કહ્યું કે:—

"બાંહ્ય મહાબાહુ મા ધરો' રાણી દેખશે કાંક,
"રીસે ભરાશે રિસાળવાં, મારે શિર મૂકી વાંક,
આઘા રહો રુડા રાજવી.

"એ છે જનમની ઉછાંછળી, કરી દે ઓળનું ડોળ,
"શુક્ર વળી શુંનું શું કરે, મારો થઈ જાય તોલ,
આઘા રહો રુડા રાજવી.

"વચને બંધાયાં વિશાંપતે, આપ્યા આપણે કોલ,
"તે શું ક્ષણિક સુખ કારણે, કરીએ બોલ્યું અબોલ,
આઘા રહો રુડા રાજવી.

**યયાતિ**—"તનેય ભૃગુએ સુભ્રુ! વીરમાતા થજે કહી,
"શુભાશીષ દીધેલી છે, ભૂલે છે કેમ ભામિનિ!

આમ કહી રાજા તેને આલિંગન દઈ આશ્વાસન આપી મહેલમાં લઈ ગયો. પછી દેવયાની તથા શર્મિષ્ઠા બેઉને રાજાથી સંતાનોત્પત્તિ થઈ. ઘણેક કાળે જ્યારે શર્મિષ્ઠાને સંતાન થયાં છે એવું જાણવામાં આવ્યું ત્યારે દેવયાની ગુસ્સે થઈ પોતાનું અપમાન કરવા માટે રાજાથી રિસાઈ પિતાને ત્યાં ચાલી ગઈ. રાજા તેને મનાવવા પાછળ ગયો ત્યારે શુક્રે તેને શાપ દીધો કે, 'તું ઘરડો થઈ જા.' શાપાનુગ્રહમાં પરયૌવન લેવાની અનુજ્ઞા આપવામાં આવી. રાજાએ સુખોપભોગની ઇચ્છાથી જ્યારે પુત્રો પાસે યૌવનની યાચના કરી ત્યારે શર્મિષ્ઠાના પુત્ર પુરુએ યૌવન આપી પોતાની માતાની ઉદાર ભાવના અને મોટા કુળની શોભા વધારી.

---

# સત્યવતી.



ગંગાના કિનારા ઉપર એક મચ્છીમારને ઘેર સત્યવતીનો જન્મ થયો હતો. તેનું મૂળ નામ મત્સ્યગંધા હતું. પંથીઓને નાવમાં બેસાડી ગંગા ઉતારવાનું તે કામ કરતી હતી. એકવાર જ્યારે તે નવયૌવનના ઉદય કાળમાં હતી ત્યારે પરાશર ઋષિ ગંગા ઉતરવાને ગયા. મત્સ્યગંધાએ ઋષિને નાવમાં બેસાડી તે સામા કિનારા તરફ હંકાર્યું. હલ્લેસાં મારતી મત્સ્યગંધાના યૌવનથી ખીલતાં અંગો જોઇ ઋષિને કામવાસના થઈ. તેમણે તેની પ્રાર્થના કરી, પણ પોતાનાં અંગો મત્સ્યથી દુર્ગંધ આપનારાં છે, યૌવન ભ્રષ્ટ થાય અને દિવસ છે, વગેરે મિષ કાઢયાં. પરાશરે તેના અંગની દુર્ગંધ દૂર કરી સુગંધિ આપી, યૌવન જેવું ને તેવુંજ રહેશે, એવું વચન આપ્યું ને મેઘના આવાહનથી સૂર્યને ઢાંકી દઈ અંધકાર કર્યો. મત્સ્યગંધા તેમનું આવું ઐશ્વર્ય જોઇ અનુમત થઈ. તે પછી તેને કાંતિવાળો અને બુદ્ધિમાન પુત્ર ઉત્પન્ન થયો. 'જ્યારે કામ હોય ત્યારે મને સંભારજો, હું આવીને હાજર થઇશ માતાજી!' એમ કહી તે પુત્ર વનમાં ચાલી ગયો.

મત્સ્યગંધાનું નામ તે પછી યોજનગંધા પડયું. એકવાર મૃગયા રમવાને નિકળેલા શંતનુ રાજા તેના અંગની સુવાસથી લોભાઇ ગંગાના તીર ઉપર આવ્યા. તેનું અપૂર્વ રૂપ અને ભર યૌવન જોઇ મોહ પામ્યા. તેના પિતા પાસે તેની માગણી કરી, એટલે માછીમારે કહ્યું કે 'મારી કન્યાને હલકી ગણી તમે તેના પુત્રને રાજગાદી આપો નહિ અને તમારો પુત્ર ભીષ્મ–ગાંગેય મારા દૌહિત્રને દુઃખ દે તેથી હું તમને કન્યા નહિ આપું.' શંતનુ રાજા ધર્મનિષ્ઠ હતા. તેમણે મોટા પુત્ર ભીષ્મનો હક ડુબાડી યોજનગંધાના પુત્રને ગાદી આપવાનું વચન આપ્યું નહિ. તે પાછા નગરમાં આવ્યા પરંતુ તેમનું મન ત્યાં રહ્યું અને દિવસે દિવસ સોસાવા લાગ્યા.

ભીષ્મના જાણવામાં આવ્યું એટલે તેમણે માછીમારને ત્યાં જઈ કહ્યું કે 'તું સુખેથી તારી કન્યા રાજાને પરણાવ. હું તેમના પુત્રોને ગાદી આપી તેમનું પાલન કરીશ.' મચ્છીમારે કહ્યું કે 'તમે નહિ તો તમારા પુત્રો મારા દૌહિત્રોને કાઢી મૂકે માટે હું તો કન્યા નહિ આપું.' પોતાનો અને પોતાના પુત્રોનો માછીને આ પ્રમાણે ભય લાગ્યો તેથી તે દૂર કરવાને પિતૃવત્સલ ભીષ્મે તરત ગંગાજલ હાથમાં લઈ પણ લીધું કે 'જા, હું તારા દૌહિત્રોનો દ્રોહ કરીશ નહિ. તને મારા પુત્રો માટે ભય રહે છે તો હું જીવિતપર્યંત બ્રહ્મચર્ય પાળીશ.' ભીષ્મનું આવું ભયંકર પણ સાંભળી માછી પ્રસન્ન થયો અને યોજનગંધા શંતનુ રાજાને પરણાવી. રાજાએ હસ્તિનાપુરમાં લાવીને તેનું નામ સત્યવતી પાડી પટરાણીપદે સ્થાપી.

શંતનુ રાજા પ્રસન્ન થયા અને ભીષ્મ ઉપર અધિક વાત્સલ્ય રાખતાં તથા રાજ્ય ચલાવતાં સત્યવતી સાથે સંસારસુખ ભોગવવા લાગ્યા. ગંગા ઉપર વસતાં અને અનેક ઋષિ મુનિઓ તથા માણસોના પરિચયમાં આવતાં સત્યવતી બહુશ્રુત બનેલાં હતાં. તે રાજ્યરાણી થતાં ખરેખર એક ગૃહિણી અને રાજમાતા નીવડ્યાં. ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામે તેમને બે પુત્રો થયા. એ પુત્રો વયમાં આવે ત્યાર પહેલાં શંતનુનું અવસાન થયું અને ભીષ્મે પોતાના વચન પ્રમાણે તેમને રાજ્ય આપી સઘળો કારભાર સત્યવતીને પૂછી પૂછીને ચલાવવા માંડયો. મોટા રાજ્યનાં રાજમાતા તરીકે પ્રજા ઉપર સંપૂર્ણ પ્રીતિ રાખી બહુ કુશળતાથી સત્યવતીએ ચંદ્રવંશની કીર્તિમાં વધારો થાય એવો કાર્યભાર ચલાવવા માંડ્યો. એમ કરતાં કરતાં કાશીરાજની ત્રણ કન્યાઓનો સ્વયંવર થયો અને ભીષ્મ પોતાના ભાઇઓને લઈ ત્યાં ગયા. અંબા, અંબિકા અને અંબાલિકા નામની ત્રણે રાજકુમારિકાઓ તેમાં પરણનાર હતી. પોતાના બંધુઓ માટે તેમનું ભીષ્મે હરણ કર્યું. ભરતખંડના બીજા રાજારાણાઓ ભીષ્મથી હારી ગયા. પછી નગરમાં આવી ભીષ્મે તેમને ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય સાથે પરણવાનું કહ્યું. અંબિકા અને અંબા-

લિકાએ તે માન્ય રાખ્યું. પણ મોટી રાજકન્યા **અંબાએ** કહ્યું કે, મારી **શાલ્વ** રાજાને પરણવાની ઇચ્છા છે. તે ઉપરથી **ભીષ્મે** તેને ત્યાં જવા દીધી, એટલે અંબા **શાલ્વને** જઈ મળી. **શાલ્વે** તેનો સ્વીકાર કર્યો નહિ. તે ઉપરથી તે પાછી **ભીષ્મ** પાસે આવી. પરંતુ **ભીષ્મે** તેને સ્વીકારી નહિ. **અંબા** રીસે ભરાઇને **ભીષ્મનો** નાશ કરવા વનમાં જઈ તપ કરવા લાગી. બીજા જન્મમાં **શિખંડીરૂપે** જન્મી તેણે **ભાર-તના યુદ્ધમાં ભીષ્મ** ઉપર વૈર લીધું.

**ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** નવી પરણેલી વધૂઓ સાથે રહી સુખ લેવા લાગ્યા. **સત્યવતી** અને **ભીષ્મ** રાજ્ય સંભાળતાં હતાં. કેટલોક કાળ ગયા પછી તે બેઉ ભાઇઓ એક પછી એક નિઃસંતાન મરણ પામ્યા અને **ચંદ્રવંશની** ગાદી માટે કોઈ પણ વારસ રહ્યો નહિ. ધર્મને જાણનારાં **સત્યવતી** પછી રાજકુળનો નાશ થતો જોઈ **ભીષ્મને** બોલાવી બોલ્યાં કે, હે નિષ્પાપ! **ચંદ્રવંશ** નિર્મૂળ થતો અટકાવવા માટે તમે તમારા બંધુ-ઓની વિધવાઓમાં પુત્રોત્પત્તિ કરો. બંધુના ક્ષેત્રમાં પુત્રોત્પત્તિ કરવી અને વંશ ચાલુ રાખવો, એ આર્યોનો સનાતન ધર્મ છે.' **ભીષ્મે** કહ્યું કે, 'મેં જે પણ લીધું છે, તેથી હું કંઈ પણ કરીશ નહિ.' પછી ઘણોક વિચાર કરીને **સત્યવતીએ** કહ્યું કે, 'કન્યાવસ્થામાં **પરાશરથી** મને **વ્યાસ** નામે પુત્ર થયેલો છે, તે તમારો બંધુ થાય છે, માટે જો તમે કહો તો તેમને હું તમારા બંધુઓના ક્ષેત્રોમાં પ્રજોત્પત્તિ કરવાની વિનંતિ કરું.' **ભીષ્મે** તેમ કરવાની આજ્ઞા આપી અને **સત્યવતીએ** પછી **વ્યાસને** યાદ કરી, તેમને બોલાવી **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્યની** વિધવાઓમાં પ્રજોત્પત્તિ કરાવરાવી. બે વિધવાઓને બે પુત્રો થયા કે જે **ધૃતરાષ્ટ્ર** અને **પાંડુને** નામે પાછળથી જગતમાં પ્રસિદ્ધ થયા.

આ બે કુંવરોને **સત્યવતીએ** સારી રીતે ઉછેર્યાં અને પછી તેમને **ભીષ્મપિતાના** ખોળામાં બેસાડી તેમનું પરિપાલન કરવાનું કહ્યું. **ભીષ્મ** પુત્રોની માફક તેમને રાખીને રાજ્યકાર્યભાર કરતા હતા અને **સત્યવતી** તેમને સર્વેને માતાની માફક રાખતાં હતાં. એમ કરતાં કરતાં વૃદ્ધાવ-સ્થાને લીધે તેમનો દેહાંત થયો. એક સામાન્ય પિતાને ત્યાં ઉત્પન્ન

થયેલાં મહારાણી સત્યવતી ધર્મમાં, રાજનીતિમાં અને ગૃહવ્યવહારમાં સર્વોત્તમ સ્ત્રી તરીકે મહાભારતમાં ગવાયલાં છે. તેમના ગુણોનું હિંદની સર્વે સ્ત્રીઓને શ્રવણ, મનન કરવું ઉચિત છે. અનુકરણ કરવા જેવું આ પવિત્ર ચરિત્ર મહાભારતમાં વિસ્તારથી આપેલું છે.

---

# અપાલા.



પાલા એ મહાત્મા અત્રિ મુનિની પુત્રી હતી. તે એક બ્રહ્મવાદિની સ્ત્રી હતી. કોઈ કારણથી અપાલાને રક્તપિત્તનો રોગ થયો, તેથી તેના સ્વામીએ ત્યાગ કર્યો. પિતાના તપોવનમાં ઈશ્વરની ભક્તિ કરતી તે રહી. અપાલા ઋગ્વેદના મંડળમાં ૯૧ મા સૂક્તથી સાત ઋચાઓની દ્રષ્ટા છે. તેણે ઇંદ્રને સોમરસ અર્પણ કરી તેની પાસેથી વરદાન મેળવ્યું હતું. અપાલા પિતાની ભક્તિ કરનારી હતી. બાપના ખેતરમાં અનાજ નહિ થવાથી તેણે ઇંદ્રને સ્તવી તેની આગળથી વરદાન મેળવ્યું હતું. અત્રિમુનિનું સારું થયું હતું. અપાલાની સાત ઋચાઓનું ભાષાંતર નીચે આપવામાં આવે છે. તે ઉપરથી પ્રાચીન આર્ય સ્ત્રીઓની વિદ્વત્તા અને ધાર્મિકપણું જણાશે.

પાણી તરફ જવાની વેળાએ માર્ગમાં સોમ મેળવ્યો. ઘરમાં લાવવાની વેળાએ કહ્યું કે ઇંદ્રના ઉદ્દેશથી તમને કચરીને રસ કાઢી અર્પું છું. સમર્થ ઇંદ્રના ઉદ્દેશથી તમારો અભિભવ કરું છું.

હે ઇંદ્ર ! તમે વીર છો, તમે ઘણા પ્રકાશવાળા છો, તમે ઘેર ઘેર જાઓ છો. આ દાંતથી કચરેલો સોમ પીઓ.

હે ઇંદ્ર ! તમને જાણવાની હું ઇચ્છા રાખું છું. હમણાં તમારી સાથે અધિગત થઇશ નહિ, હે સોમ ! એને માટે પહેલાં હળવે હળવે અને પછી જલદીથી નીકળો.

હે ઇંદ્ર ! અમને ઘણીવાર બળવાન્ કરો. અમને ઘણી સંખ્યાવાળાં કરો. અમને પુષ્કળવાર ધનવાન્ કરો.

હે ઇંદ્ર ! મારા પિતાના માથાને, ખેતરને તેમજ મારા પેટની પાસેના ભાગને ઉત્પાદન કરો.

મારા પિતાનું જે પડતર ખેતર છે તેને, મારા આ શરીરને તથા મારા આ માથાને લોમવાળું કરો.

હે શતક્રતુ ! તમે રથના છિદ્રમાં, ગાડીના છિદ્રમાં અને સ્રુગ્‌ના છિદ્રમાં ત્રણવાર ( નિષ્કર્ણદ્વારા ) શોધન કરીને અપાલાને સૂર્ય સરખી કરી હતી.

ઉપરના વૃત્તાંત ઉપરથી જણાય છે કે, આર્યાવર્તની પ્રાચીન સ્ત્રીઓ પણ ઋષિઓની પેઠે વેદમંત્રની દ્રષ્ટાઓ હતી. ઇશ્વરની ઉપાસના કરી તેમણે આવી ઋચાઓ રચી હતી.

---

# વાગ્દેવી.




મહા વિશુદ્ધ દેવીના પિતાનું નામ અંભૃણ ઋષિ હતું. વેદ વ્યાખ્યાકાર સાયનાચાર્યે, મંત્રની વ્યાખ્યામાં એ નામ બતાવ્યું છે. વાગ્દેવી એટલી બધી ધર્મપરાયણ થઈ હતી કે, તે પોતાના આત્મામાં બ્રહ્મની શક્તિનો પ્રકાશિત રૂપથી અનુભવ કરી શકતી હતી. બ્રહ્માંડનાં સર્વ સ્થાનમાં તે શક્તિ જાણ્યાથી આત્માની સફળતા મેળવી ગઈ હતી. તે આઠ મંત્રોની દ્રષ્ટા છે. તે મંત્રો ઋગ્વેદ સંહિતાના ૧૦ મંડળના ૧૨૫

સૂક્તમાં જોવામાં આવે છે. તે વાક્દેવીના રચેલા છે. દેવીસૂક્ત (એટલે વાક્દેવીના બનાવેલા) તરીકે ઓળખાય છે. ૭૦૦ શ્લોકનો ચંડી માહાત્મ્યનો એક ગ્રંથ છે. તેનો ગુજરાત અને બંગાળામાં નવરાત્રિના દિવસોમાં મોટી શ્રદ્ધાથી પાઠ કરવામાં આવે છે. ચંડી માહાત્મ્ય માર્કંડેય પુરાણમાંનો એક ભાગ છે. તે ચંડી પાઠની પહેલાં આ દેવીસૂક્ત વાંચવું જોઇએ. તેના રચેલા વેદમંત્રોનો વૈદિક મંડળમાં ઘણાજ ઉત્સાહથી પાઠ કરવામાં આવે છે. વેદમંત્રના જેટલા વાંચનારાઓ છે, તે કરતાં વાક્દેવીના રચેલા આઠ મંત્રોના વાંચનારાઓ વધારે છે. આખા ભરતખંડમાં માર્કંડેય પુરાણમાંના ચંડી માહાત્મ્યનો આદર ઘણો છે. તેના સંબંધમાં એટલું કહ્યાથી બસ થશે કે "હિંદુ ધર્મ માનનારા ગુજરાતી તથા બંગાળીઓએ કામનાની વખતે વેદશાસ્ત્ર કરતાં ચંડીને ઘણી પૂજનીય માનેલી છે. મનુ, વ્યાસ, યાજ્ઞવલ્કય, અત્રિ વગેરે અઢાર મુનિઓનાં સ્મૃતિ શાસ્ત્રો ફેલાયા પછી જેમ વૈદિક સમયના ગૃહ્યસૂત્ર ગ્રંથની શ્રેષ્ઠતા જતી રહી હતી, પાણિની મુનિનું વ્યાકરણ થયા પછી જેમ ઇન્દ્ર, ચંદ્ર, ભાગુરી, વ્યાડી વગેરે વ્યાકરણો નાશ પામ્યાં હતાં, બોપદેવનું મુગ્ધબોધ વ્યાકરણ પ્રકટ થતાં જેવી રીતે પાણિની મુનિના શબ્દ ગ્રંથની મોટાઈ કમી થઈ હતી, વ્યાસઋષિનાં અઢાર પુરાણો રચાયાથી જેમ વૈદિક કાળના પુરાણશાસ્ત્ર ઉપરથી લોકોની શ્રદ્ધા જતી રહી હતી અને અઢાર ઉપપુરાણોથી વ્યાસનાં પુરાણો અને ઉપપુરાણોનો પણ પ્રભાવ ઓછો થયો હતો, તેમ ચંડી માહાત્મ્યથી ગુજરાત ને બંગાળ ગાજે છે. ચંડીના ગ્રંથથી સાધારણ રીતે વેદનું શ્રેષ્ઠત્વ જો કે ઓછું થયું છે ખરું, પરંતુ ચંડીપાઠ દેવીસૂક્તનું અવલંબન કરીને રચાયો છે માટે તેનો પાયો વેદ ગણાય છે.

જે વાક્દેવીના સૂક્તોમાં બહુ ગંભીરાર્થ સમાયલો છે, તે તરફ જોતાં તેની વિદ્વત્તા, ધર્મનિષ્ઠા, ઉદારતા, વગેરે અનંત ગુણોનું તે ધામ હતાં. ધન્ય છે વાક્દેવીને કે જેના ગુણો હજી પણ વૈદિક મંડળમાં પ્રેમથી ગવાયછે.

---

# તપસ્વિની શાંડિલી.



તપસ્વિની શાંડિલી ઋષભ પર્વત ઉપર પોતાના પતિ સાથે ધર્માચરણ તથા તપશ્ચરણ કરીને ધર્મજીવન ગાળતી હતી. આવ્યા ગયાનો અતિથિસત્કાર કરતી હતી. એક વખત ગાલવ ગુરુને ગુરુદક્ષિણામાં એક તરફ કાળા કાનવાળા આઠસો ધોળા ઘોડાઓની દક્ષિણા આપવાનું પણ લઇને તેવા ઘોડાઓની શોધ માટે ગરુડની પીઠ ઉપર બેસી પૃથ્વીપર ફરતા હતા. તે ફરતા ફરતા ઋષભ પર્વત ઉપર આવી ચઢ્યા. ત્યાં સિદ્ધ સ્ત્રી શાંડિલીએ તે બન્નેનો અતિથિસત્કાર કરી અન્નપાનથી તૃપ્ત કર્યાં, તે બન્નેએ આશ્રમમાં વાસ કર્યો. રાત્રે સુતાં સુતાં ગરુડે તે સિદ્ધ સ્ત્રીની નિંદા કરતાં એવો વિચાર કર્યો કે, આ સ્ત્રીને અહિંથી બ્રહ્મા, વિષ્ણુ કે રુદ્રની પાસે લઈ જાઉં તો ઠીક. આવા વિચારમાં ને વિચારમાં ગરુડ નિદ્રાવશ થઈ ગયો ને બીજી તરફ ગાલવ પણ નિદ્રાવશ થયા. બીજે દહાડે પ્રભાતમાં ગરુડ જેવો જાગીને જુએ છે તો પોતાનાં બધાં પીછાં ખરી ગયાં છે અને પોતામાં એક પણ ડગલું ચાલવાની આય નથી. ગાલવ ગરુડની આવી દુર્દશા જોઇ ઉદાસ થઈ ગયા અને તેને પૂછ્યું કે, તારી આવી દુર્દશાનું કારણ શું?

આ પવિત્ર આશ્રમમાં તેં મનમાં કંઈ દુષ્ટ વિચારો કર્યા હશે. જેવું હોય તેવું કહી દે. ગરુડે ધ્રુજતા ઓઠથી કહ્યું કે ઋષિરાજ! અપરાધ થઈ ગયો છે. મેં આ તપસ્વિનીને અહિંથી પ્રજાપતિ, શંકર કે વિષ્ણુ એમાંના એક દેવની પાસે લઈ જવાનો વિચાર કર્યો હતો. આ અપરાધને લીધે તે સિદ્ધ સ્ત્રીની પાસે ક્ષમા માગો! પછી ગાલવે તપસ્વિની પાસે જઇ ગરુડની ચપળતા માટે ક્ષમા માગી એટલે ક્ષમા આપતાં સિદ્ધ શાંડિલી બોલી,–ગાલવ! જાઓ! ગરુડની પાંખો પાછી સારી થઈ જશે. તેણે મારા વિષે ખોટો વિચાર આણ્યો હતો, તેથી તેની આ દશા

થઈ હતી. હું સદાચારસંપન્ન અને તપપરાયણ છું તેથી દુષ્ટોના પાપી વિચારો જાણી શકું છું. સદાચારથી ધર્મ, અર્થ ને કામના ફળે છે, એટલુંજ નહિ પરંતુ અપમૃત્યુ અને દુઃખ વગેરે અટકે છે. ગરૂડ ! હવે તારે કોઈ પણ સિદ્ધ અને પતિવ્રતા સ્ત્રીની નિંદા કરવી નહિ તેમ તેના સંબંધમાં ખોટા વિચારો પણ કરવા નહિ. ગરુડે કરેલા અપરાધને માટે ક્ષમા માગી અને પછી તે બન્ને ત્યાંથી ચાલતા થયા.

તપસ્વિની શાંડિલી કેટલોએક કાળ વીત્યા પછી પોતાના પતિવ્રતના પ્રભાવથી સ્વર્ગમાં ગઈ. ત્યાં સુમના નામની સ્ત્રીએ શાંડિલીને પૂછ્યું કે, હે કલ્યાણિ ! તમે કયા પુણ્યથી સ્વર્ગમાં આવ્યાં છો ? શાંડિલીએ ઉત્તર આપ્યો–હું કંઈ ભગવાં વસ્ત્રોથી કે વલ્કલ વસ્ત્રોથી સ્વર્ગમાં નથી આવી, પરંતુ પતિની એકનિષ્ઠાએ સેવા કરવાથી સ્વર્ગલોક પામી છું. હું નિત્ય ઉઠીને મારાં સાસુ સસરાની, પતિની અને જેઠ દિયરની સેવા કરતી તથા દેવ, પિતૃઓ અને અતિથિઓની સેવામાં પરાયણ રહેતી. કોઈ દહાડો ઉંચે સ્વરે બોલતી નહિ, કોઈની નિંદા કે આઘી પાછી કરતી નહિ, મહોલ્લામાં કે રસ્તા ઉપર ઉદ્ધત રીતે ઉઘાડે માથે હરફર કર્યાં કરતી નહિ, પણ કુળની મર્યાદા સાચવવાનો પ્રયત્ન કરતી. પતિને સુવરાવીને સુતી અને તેમના ઉઠતા પહેલાં ઉઠતી. પ્રત્યેક કાર્ય જાતે કરતી, પણ તેને માટે વડીલોને પરિશ્રમ આપતી નહિ. આ રીતે સ્ત્રીધર્મ પાળવાથી મને સ્વર્ગની પ્રાપ્તિ થઈ છે. સુમના શાંડિલીના પતિવ્રતનો પ્રત્યક્ષ પ્રભાવ જોઈ બહુ પ્રસન્ન થઈ અને તેના પતિવ્રત માટે ધન્યવાદ આપ્યો.

---

# ઉમા-પાર્વતી.



પર્વતોના રાજા **હિમાલયને** ઉમા અથવા **પાર્વતી** નામે એક રૂપાળી અને સદ્ગુણશાળી પુત્રી હતી. પુત્રીના પછી મૈનાક નામે પુત્ર થવાથી ઉમાનાં પગલાં શુભ ગણાતાં હતાં. જે ને તે તેમને હાથમાં ને હાથમાં રાખતું. દાંતની પુતળી જેવાં તે, મનોહર અને ઓજવાળાં હોવાથી માબાપને તેમજ સર્વને અતિપ્રિય થઈ પડ્યાં હતાં. માબાપનું સુખ લેતાં અને મોજ કરતાં તે પરણવાને યોગ્ય ઉમ્મરનાં થયાં અને સર્વે તેમને માટે વરની શોધ કરવા લાગ્યાં, એકવાર **હિમાલય** અને **મેના** રાણી એકાંતમાં બેસી એ સંબંધની વાત કરતાં હતાં, એટલામાં ભગવાન્ **નારદજી** ત્યાં આવ્યા. રાજારાણીએ અર્ધ્યપાદ્યથી મુનિનું પૂજન કરી તેમને સુખાસન ઉપર બેસાડી હાથ જોડી ઉમાને યોગ્ય કોઈ વર બતલાવવાની વિનંતિ કરી. **નારદજીએ** ક્ષણ વાર વિચાર કરી કહ્યું કે, 'રાજન્! તમે શા માટે ચિંતા કરો છો? વિધિ છે તે કન્યાને અનુરૂપ ભર્તા સદાય આપે છે. ઉમા કંઈ સામાન્ય મનુષ્ય નથી. તે એક દેવી–જગતનાં માતા છે અને તેને સર્વથી શ્રેષ્ઠ વર મળશે.

મેનારાણીએ પૂછ્યું કે 'મળશે તે પછી ક્યારે? ઉમા હવે મોટી થઈ મહારાજ!' ઉઠતાં ઉઠતાં **નારદજી** બોલ્યા કે, 'દેવિ! ઉતાવળાં ન થાઓ. ઉમાને હજી કન્યાને યોગ્ય વ્રતાદિક કરાવો. ઈશ્વરના નામથી જગતમાં પૂજાતો ઉત્તમ વર કંઈ એમને એમ મળશે નહિ.' હસતા હસતા અને વીણા વગાડતા તે પછી ત્યાંથી ગયા, મેનારાણી તથા **હિમવાને** તેમણે સર્વ શ્રેષ્ઠ વર મળવાનું કહ્યું, તે ઉપર વિચાર કરવા લાગ્યાં. આમ કરતાં કરતાં એકાદ બે દિવસ ગયા પછી ઉમાએ મેનારાણીને કહ્યું કે, 'માતાજી! મને તપાચરણને માટે વનમાં જવા દો.' દેવી પુત્રીનો અભિપ્રાય સમજી ગયાં, પણ બોલ્યાં કે, "દીકરા! તારાથી તપાચરણ

નહિ થાય. એ તો નારદજી અમસ્તા હસતા હતા. તેં કોઈ દિવસ સૂર્યનાં કિરણુ દીઠેલાં નથી, તું વનમાં જઇને શું કરીશ? આપણે ઘેર સર્વ દેવતાઓ છે, તેમનું મંદિરમાં બેઠી બેઠી આરાધન-પૂજન કર, એટલે ઘણુંએ છે." ઉમાએ વનમાં જવાનો આગ્રહ કર્યો. જયા તથા વિજયા નામની તેમની બે સખીઓએ મેનારાણીને સમજાવ્યાં, આખરે તેમણે તપ તપવાને વનમાં જવાની અનુજ્ઞા આપી. સર્વે સાહિત્ય લઈ ઉમા અને તેમની સખીઓ વનમાં ગયાં. કૈલાસના ઉપકંઠ પ્રદેશમાં ગંગાજીને તીરે ઝુપડાં બાંધી તેમાં રહ્યાં. પાર્વતીજીએ અહિં જુદાં જુદાં વ્રત અને તપાચરણુ કરવા માંડ્યાં. આસપાસ રમણીય વન પ્રદેશમાં ઋષિઓ તપ કરતા તે તેમનાં વ્રતાચરણુ જોઈ આશ્ચર્ય પામ્યા. એમ કરતાં કરતાં કેટલોક કાળ ગયા પછી ભગવાન્ શંકર એક વૃદ્ધ બ્રાહ્મણનો વેષ લઈ તેમની પરીક્ષા કરવાને આવ્યા. કુશળ સમાચાર અને નિર્વિઘ્ન તપાચરણુ ચાલવાના સમાચાર પૂછ્યા પછી તેમણે ઉમાને કહ્યું કે, "હે કન્યા! કયા ફળને માટે તું આવાં અઘરાં તપ કરે છે? જો આવાં તપથી તું સ્વર્ગની ઇચ્છા રાખતી હોય તો તે મિથ્યા છે, કારણુ કે તારા પિતાનો પ્રદેશ સ્વતઃ દેવભૂમિ છે, અને વરેચ્છાએ તપ કરતી હોય તો તે પણુ મિથ્યા છે. કારણુ કે તારા જેવી રત્નરૂપ કન્યાને તે વર શા માટે શોધવો જોઇએ? વરજ એની મેળે શોધતો આવશે. જોને રત્ન કંઈ પોતાના લેનારને શોધવા જાય છે? તું શાને માટે તપ તપે છે?"

ઉમા લજ્જાથી નીચું જોઈ રહ્યાં, પણુ જયા ને વિજયાએ વૃદ્ધ બ્રાહ્મણુને ઉત્તર આપ્યો કે "મહારાજ! ભગવાન્ શંકરને વર મેળવવા માટે અમારી સખી આવાં કઠિન તપ ને વ્રત આદરે છે. ભગવાન્ શંકર એને મળશે કે નહિ વારુ?"

બ્રાહ્મણુના વેષમાં રહેલા શંકરે ખિન્ન મુખ કરીને ઉત્તર આપ્યો કે "હેં! તમારી સખી એ શંકરને માટે આટલું બધું કરે છે? અરેરે! એનામાં શું છે? એ તો શરીરે ભસ્મ ચોળી, હાથીનું ચામડું ઓઢી, કંઠે સાપ વિંટાળી જ્યાં ને ત્યાં ભૂતાવલની સાથે સ્મશાને સ્મશાન ભટક્યા કરે

શંકર અને પાર્વતીજી.



તેમનો હાથ ઝાલીને બોલ્યા કે, "પ્રિયે! પ્રિયે! હવે ક્યાં જાઓ છો?"

(કૉપીરાઈટ) પૃ. ૧૭૫.

છે ? ક્યાં એ કાપાલિક **શંકર** અને ક્યાં આ દેવકન્યારૂપ તમારી સખી ?" પછી પાર્વતીને સંબોધીને બોલ્યા કે "તમારી સખીઓ કહે છે તેજ તમારો હેતુ હોય તો તમે ભૂલ કરો છો. ઐરાવત જેવા હાથી ઉપર સ્વારી કરવાને યોગ્ય તમે શું એના વૃષભ ઉપર બેસશો ? અરે ! વિચારી તો જુઓ કે, કલહંસનાં ચિત્રવાળા તમારા રૂડા પાનેતર સાથે એના હાથીના ચામડાના છેડા શી રીતે ગંઠાશે ? રાજમહેલને યોગ્ય તમે એને વરીને શું શ્મશાનમાં જઈ વાસ પૂરશો ? એનામાં શું છે ?"

કાને હાથ દઈ પાર્વતીજી આડું જોઇને બોલ્યાં કે, 'બસ, બસ, મહારાજ ! બસ કરો. હું વિશેષ સાંભળવા ઇચ્છતી નથી. બસ કરો અને કૃપા કરી અહિંથી પાછા ફરો.' આમ કહી ઉમા આસન ઉપરથી ઉઠ્યાં, એટલે **શંકર** પ્રત્યક્ષ થયા અને તેમનો હાથ ઝાલીને બોલ્યા કે, "પ્રિયે ! પ્રિયે ! હવે ક્યાં જાઓ છો ?" પાર્વતી અવળાં ફરેલાં પોતાનો હાથ મુકાવવા નાજુક કમ્મરથી તેમની તરફ ફરીને, **શંકર**નું સુંદર મુખ જોઈ મંદ હસી હાથને ખેંચી લેવાનું ભૂલી જઈ નીચું જોઈ ગયાં અને જયા વિજયાએ આનંદથી ઉછળતે હૃદયે 'જય જય ભગવાન્ **શંકર**' એમ બોલી પાદવંદન કર્યું. ઉમા અંગુઠાથી ધરણી ખણતાં ઉભાં રહ્યાં, એટલે **શંકરે** જયા વિજયાને આશીર્વાદ દઈ કહ્યું કે 'ત્યારે હવે તમે તપથી સુકાયલી તમારી આ સખીને લઇને ઘેર જાઓ અને વિવાહની તૈયારીઓ કરાવરાવો.'

ફરીને **શંકર**નું વંદન કરી જયા વિજયાએ ઉમાને કહ્યું કે 'સખિ ! ચાલો હવે આપણે જઇએ.' **શંકરે** ઉમાનો હાથ મૂકી દીધો અને તે નીચે મુખે પણ ઉંચી આંખે હૃદયમાં હસતી અને પાછું વાળીને જોવાને મિષે ટુંકાં અને સલજ્જ પગલાં ભરતી ભરતી સખીઓ સાથે ત્યાંથી પિતાના ઘર તરફ ચાલી. **શંકર** ત્યાંથી કૈલાસ ગયા. જયા વિજયાએ આવીને સઘળી હકીકત કહ્યાથી હિમવાને લગ્નની તૈયારી કરી. દેવોને લઈ **શંકર** પરણવા આવ્યા અને હિમવાન તથા મેનારાણી પ્રસન્નતાથી તેમને ઉમાનું કન્યાદાન દઈ કૃતાર્થ થયાં.

પછી **શંકર** અને **પાર્વતીજી** કૈલાસ ગયાં. ત્યાં **દક્ષ** પ્રજાપતિના યજ્ઞવાળી વાત સંભારી દેવીએ પશ્ચાત્તાપ કરીને **શંકર** પાસે ક્ષમા માગી ત્યારે તેમણે પોતાપરની તેમની અનન્ય ભક્તિનાં વખાણ કરીને કહ્યું કે, 'દેવિ! પતિ એજ સ્ત્રીઓનું સર્વસ્વ છે, એમ જગતને બતાવી આપી તમે તમારા ઉત્તમ ચરિત્રથી સ્ત્રીજાતપર ઉપકાર કર્યો છે. જે સ્ત્રીઓ તમારા જેવા સચ્ચરિત્રે ચાલતી પતિનેજ પરમેશ્વર માનીને વર્તશે, તે હમેશ તમારાં પદને પામી કૃતાર્થ થશે.

---

# લક્ષ્મીજી.



આદિ કાળમાં જ્યારે દેવોએ સમુદ્રમંથન કર્યું ત્યારે તેમાંથી લક્ષ્મીજી નીકળ્યાં હતાં. સમુદ્રમાંથી નીકળેલી બીજી વસ્તુઓ જેવી સંપૂર્ણ અને સર્વોત્તમ હતી તેવાંજ લક્ષ્મીજી સ્ત્રીના અવતારમાં સંપૂર્ણ અને સર્વોત્તમ હતાં. સર્વ દેવો અને ઋષિઓએ મળી તેમને વિષ્ણુભગવાનને સોંપ્યાં. પછી પતિસેવા અને પતિ એજ સ્ત્રીઓનું પરમ દૈવત, એમ ઉદાહરણ આપતાં તે જગતની મહામાયા તરીકે પૂજાતાં રહ્યાં. જ્યારે જ્યારે પૃથ્વીનો ભાર ઉતારવાને **વિષ્ણુ** ભગવાન્ અવતારો લેતા, ત્યારે ત્યારે **લક્ષ્મીજી** પણ જગતની સ્ત્રીઓને જુદાં જુદાં ચરિત્રોનું શિક્ષણ આપવાને અવતાર લેતાં, **સીતા** અને **રુક્મિણી**ના અવતારમાં તેમણે સ્ત્રીઓને અદ્ભુત ચરિત્ર બતાવેલું છે. તે છાયાની માફક પતિને અનુસરતાં અને તેમના સુખદુ:ખમાં ભાગ લેતાં. જગતનો લય થતાં ભગવાન્ **વિષ્ણુ** જ્યારે **શેષ**નાગ ઉપર શયન કરે છે ત્યારે **લક્ષ્મીજી** પત્નીધર્મ બજાવતાં તેમના પગ ખોળામાં લઇને ચાંપ્યા કરે છે. **શેષશાયી** ભગવાનના પગ ચાંપતાં **લક્ષ્મીજી** સ્ત્રીઓને જો સમજે તો પતિભક્તિ અને પતિસેવાનો કંઈ ઓછો દૃષ્ટાંત આપતાં નથી!

# મદાલસા.



વિશ્વશુદ્ધ ગંધર્વની પુત્રી મદાલસા રૂપ, ગુણ અને યૌવનથી દેવકન્યા જેવી હતી. શત્રુજિત રાજાના કુંવર ઋતુધ્વજ સાથે તેની સગાઈ થઈ હતી. યૌવનના મનોહર કાળમાં પિતાના રાજવૈભવનું કુમારિકાસુખ લેતાં એક વાર કોઈ પ્રસંગે સખીઓ સાથે તે અશોકવનમાં વનલીલા જોવાને ગઈ. પાતાલકેતુ નામે એક દુષ્ટ અને માયાવી રાક્ષસ સહસાજ ત્યાં આવી ચઢ્યો. સખીઓ સાથે વનમાં ફરતી મદાલસાને જોઈ તે મોહ પામ્યો. પરિજન અને સખીઓની નજર ચુકાવી તે મદાલસાને ઉપાડી પોતાને ઘેર લઈ ગયો. અહિં મદાલસા ગુમ થતાં સર્વે ખેદ પામ્યાં. વિશ્વશુદ્ધ ગંધર્વે તેને શોધવા માટે ચારે દિશાએ માણસો મોકલી તજવીજ કરાવી પરંતુ કહિં તેનો પત્તો લાગ્યો નહિ. મદાલસા ગુમ થયાના સમાચાર અયોધ્યા જતાં ઋતુધ્વજ પણ શોકાતુર થઈ ગયો.

આણી તરફ પાતાલકેતુએ મદાલસાને પોતાના મનોહર મહેલમાં લાવી તેને લલચાવવાને સામ, દામ, ભેદ અને દંડની નીતિ અજમાવી પણ તે ડરી નહિ. પાતાલકેતુ ઘણાએ ઉંચોનીચો થયો, પણ દૃઢ સંકલ્પવાળી કન્યા આગળ તેનું કંઈ ચાલ્યું નહિ. પુરુષ પોતાના વૈભવથી અને જગતને જીતવાના સામર્થ્યથી પણ દૃઢ સંકલ્પવાળી સ્ત્રીને ચલાયમાન કરવા સમર્થ થતો નથી, એ સિદ્ધ વાત છે. સતીત્વરૂપી ઐશ્વર્યનો આશ્રય કરીને ઉભેલી નાજુકમાં નાજુક એક બાળા રાક્ષસ જેવા પુરુષને પણ પોતાની ઉપર ધસતો અટકાવી શકે છે. ત્રિભુવનને ત્રાસદાયક અને કૈલાસને પણ ઉપાડનાર રાવણ સીતાના સતીત્વનાં ઐશ્વર્ય આગળ હારી ગયો હતો અને તેનાં બળ પરાક્રમનું કંઈ પણ બળ તેમની ઉપર ચલાવી શક્યો ન હતો. મદાલસા પણ આવાજ સતીત્વના ઐશ્વર્યે કરી પાતાલકેતુને પોતાને અપવિત્ર કરતાં અટકાવી રહી. નિત્ય તે દુષ્ટની સામે શિયલનું રક્ષણ કરવું પડતું તેથી મદાલસા કંટાળી ગઈ. બીજી રીતે તેના નાશની

યુક્તિ કરી. તેણે એકવાર કપટયુક્ત હાસ્ય કરી કહ્યું કે, "તમારા સ્નેહીઓને બોલાવો, પછી વિવાહ થશે.'

પાતાલકેતુ આથી પ્રસન્ન થયો અને જ્યાં ગાલવ ઋષિનો યજ્ઞ થતો હતો ત્યાં ઋષિઓને દમતા તેના ભાઇઓને તેડવા ગયો. રામ જેમ વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરતા હતા, તેમ ગાલવના યજ્ઞનું આ વખતે ઋતુધ્વજ રક્ષણ કરતો હતો. પાતાલકેતુને જોઈ તેને ક્રોધ ઉત્પન્ન થયો. બેઉ ભાઇઓએ મળી યજ્ઞમાં ભંગ પાડવાનો યત્ન કર્યો. અયોધ્યાનો ક્ષત્રિય કુમાર ઋતુધ્વજ ધનુષબાણ લઈ તેમની સામે થયો. આખરે તે દુષ્ટોને નાસવું પડ્યું. ઋતુધ્વજે જતાં જતાં પાતાલકેતુના ભાઇને મારી નાંખ્યો. બંધુ સહાય વગર તે દુષ્ટ પાતાલમાં સંતાઈ ગયો. ઋતુધ્વજ તેને શોધતો હતો, એટલામાં વિકુંડલા નામે રાક્ષસી મળી તે તેને મદાલસા પાસે તેડી ગઈ.

વિકુંડલાએ ઋતુધ્વજને આસન ઉપર બેસાડી પોતાની અને મદાલસાની વાત કહી, એટલામાં નારદમુનિ ત્યાં આવ્યા. તેમણે કહ્યું કે, 'કુમાર! આ દુષ્ટ રાક્ષસે ઘણીક કુમારિકાઓને આ ઠેકાણે કેદ રાખી છે, માટે મદાલસાને પરણી તમે સર્વેને મુક્ત કરો. પાતાલકેતુ માયાવી રાક્ષસ છે. તે વિલંબ કરતાં વાત બગાડી નાંખશે. ચાલો ઝટ કરો હું તમને પાણિગ્રહણ કરાવું." લજ્જા અને નમ્રતાથી મદાલસાએ અને ઋતુધ્વજે બ્રહ્મકુમારની આજ્ઞાને માથે ચઢાવી. પછી સર્વે રાજકન્યાઓને મુક્ત કરી આનંદભેર તે દંપતી અયોધ્યા ગયાં. અયોધ્યામાં જેજેકાર થઈ રહ્યો. વિશ્વશુદ્ધને ખબર થતાં તે પણ સહકુટુંબ અયોધ્યા આવ્યો અને વિધિથી મદાલસા ઋતુધ્વજને પરણાવ્યાં.

ઋતુધ્વજ અને મદાલસાને પરણ્યાં સાંભળી પાતાલકેતુને ઘણો દ્વેષ આવ્યો. તેણે એ દંપતીને દુઃખ દેવાનો વિચાર કર્યો. હજાર ઉપાય કરતાં પણ દુષ્ટ તેની દુષ્ટતા છોડતો નથી. તેણે એક વૃદ્ધ બ્રાહ્મણનો વેષ લીધો અને જે ઠેકાણે ઋતુધ્વજ તેના મિત્રોને મળવા એક સરોવર ઉપર જતો હતો, ત્યાં જઈ પ્રપંચ કરી મદાલસાનો ચૂડામણિ લઈ લીધો. ઋતુ-

ધ્વજ અને તેના મિત્રોને ઉલટુંસુલટું સમજાવી તે ત્યાંથી અયોધ્યા ગયો અને મદાલસાને પેલો ચૂડામણિ બતાવી ઋતુધ્વજ મરણસંકટમાં પડ્યો છે એવું કહી પોતાની સાથે લઈ ગયો. માયાવીએ તેને યમુનાનાં કોતરોમાં સંતાડી દીધી. ઋતુધ્વજ જ્યારે મિત્રોને મળી ઘેર આવ્યો અને મદાલસાને જોઈ નહિ ત્યારે મરવાને તત્પર થયો. તેના નામનું રટન કરતો કરતો તે વનમાં નીકળી પડ્યો. અજરક નાગના પુત્રો તેને ચિત્તભ્રમ થયેલો જોઈ દિલગીર થયા. તેની માફક સર્વ વૈભવનો ત્યાગ કરી વનમાં જઈ રહેવાને તત્પર થયા. અજરક નાગે તેમની હકીકત સાંભળી આશ્વાસન આપ્યું અને પછી ભગવાન્ શંકરને પ્રસન્ન કરી મદાલસાની ભાળ મેળવી તેને પોતાને ત્યાં લાવી રાખી.

ઋતુધ્વજને તેની પ્રિયા દેખાડવાનું કહી વનમાંથી અજરક ઘેર લઈ આવ્યો અને બન્ને સ્ત્રી પુરુષને મેળવ્યાં. મદાલસાએ પાતાળકેતુનાં અનેક દુ:ખ સહન કર્યાં, પણ પોતાનું પાતિવ્રત્ય જેવું ને તેવુંજ જાળવી રાખ્યું. છેલ્લે દુ:ખને અંતે બેઉ દંપતીને અનન્ય સુખની પ્રાપ્તિ થઈ. પાતાળકેતુ નિરાશ થઈ પાતાળમાં નાસી ગયો અને ઋતુધ્વજ અયોધ્યાનો રાજા થઈ પ્રજાનું પાલન કરવા લાગ્યો.

મદાલસાને તે પછી કાળક્રમે ચાર પુત્રો થયા, જેમાંના ત્રણ તેના સદ્બોધને પરિણામે પરમ વૈરાગ્ય પામી વનમાં ગયા અને એક પુત્ર રાજનીતિનો અભ્યાસ કરી અયોધ્યાની ગાદીને દીપાવે એવો થયો. ઋતુધ્વજ અને મદાલસા બેઉ સ્ત્રીપુરુષ તે પુત્રને રાજ્ય સોંપી વાનપ્રસ્થાશ્રમનો અંગીકાર કરી વનમાં ગયાં. દુ:ખ એ માણસની કસોટી છે અને જેઓ તે કસોટીમાંથી પસાર થઈ જાય છે, તે આખરે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થો મેળવવાને સમર્થ થાય છે. તે વાત મદાલસા અને ઋતુધ્વજના ચરિતમાં આપણને દૃષ્ટિએ પડે છે.

---

# દુઃશલા.



ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની પુત્રી તથા દુર્યોધનાદિ સો ભાઇઓની બહેન દુઃશલા સિંધ દેશના રાજા જયદ્રથની સાથે પરણી હતી. ધૃતરાષ્ટ્રના પુત્રોની મતિ જ્યારે નઠારી હતી ત્યારે દુઃશલા ઘણી સારી મતિની પતિવ્રતા સ્ત્રી હતી. પાંડવો તરફનો કૌરવોનો અન્યાય જોઇ વારંવાર તે ગુસ્સે થતી અને જ્યારે દ્રૌપદીને સભામાં બોલાવી તેમનાં વસ્ત્ર ખેંચવામાં આવ્યાં ત્યારે તેણે દુર્યોધન વગેરેને કહ્યું હતું કે 'ભાઇઓ! તમને આ શું દુર્મતિ સૂઝી છે? માતાના ઠેકાણાનાં આપણાં ભાભીને તમે સભામાં બોલાવી તેમની લાજ લીધી, એ શું તમે સારું કર્યું? જ્યારે પોતાના ઘરમાં આવો કલેશ અને દ્વેષ ઉત્પન્ન થાય છે ત્યારે માણસો નાશ પામે છે. પિતાને તથા માતાને તે વારંવાર કહેતી હતી કે, 'પાંડવો પણ તમારાં બાળક છે અને આવો કુટુંબકલેશ ન થવા દો.'

સિંધુ દેશમાં રાણી તરીકે તે પૂજાતી હતી અને રાજગૃહ તેનું માન રાખતું હતું. તે નાનાં મોટાંની મર્યાદા રાખી હંમેશ ધર્માનુસાર સદ્વર્તને ચાલનારી સ્ત્રી હતી. જયદ્રથ ક્રોધી અને અવ્યવસ્થિત મનનો રાજા હતો, છતાં દુઃશલા શાંત અને ધીરી હોવાથી રાજ્યવ્યવહાર સારી રીતે ચાલતો હતો. પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે એકવાર એકલાં પર્ણકુટીમાં બેઠેલાં દ્રૌપદીનું જયદ્રથ હરણ કરી ગયો હતો. પાંડવોનો માર ખાઈ તે જ્યારે પાછો આવ્યો ત્યારે પણ એ ગુસ્સે થઈ હતી, સત્ય અને ધર્મની શિખામણ તે જેમ વગર ભયે તેના ભાઇઓને આપતી તેમ દ્રૌપદીના હરણની કાળાટીલી લઈ જ્યારે જયદ્રથ ઘેર આવ્યો ત્યારે દુઃશલાએ તેને પણ ધર્મ અને સત્યનાં શિક્ષાવચનો કહ્યાં હતાં. તે બોલી કે 'તમે નણદોઈ થઈ દ્રૌપદીનું હરણ કરવા ગયા, તે બહુજ ખોટું કર્યું ને ખોટું વેર ઉભું કર્યું. ભીમ તમને જંપવા દેશે નહિ. પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરનાર નાશ પામે છે.

તે પછી કૌરવ પાંડવો વચ્ચે જ્યારે યુદ્ધ થયું ત્યારે ન શોભે તેવાં વચનોથી તેણે પતિને રણે ચઢવાને ઉત્તેજન આપ્યું હતું. ધૃતરાષ્ટ્રનાં છોકરાંમાં દુઃશલા આ પ્રમાણે પોતાના ગુણથી સર્વને પ્રિય થઈ પડી હતી અને સાસરામાં પણ તેનું મોટું માન હતું.

---

# માયાદેવી.



કપિલવસ્તુના રાજા શુદ્ધોદનને બે રાણીઓ હતી. મોટી રાણીનું નામ માયાદેવી હતું. માયાદેવી પુણ્યનો અવતાર હોય તેવી પવિત્ર અને શુદ્ધાચારવાળી મહારાણી હતી. બે રાણીઓ હોવા છતાં રાજાને સંતાન નહિ હોવાથી તે શોક કરતો હતો. માયાદેવી રાજાને શોક કરતો જોઈ હંમેશ કહેતાં હતાં કે, 'રાજન્! સદ્વર્તન અને શુભ ભાવના મનુષ્યની મનઃકામના પૂર્ણ કરે છે. હું પવિત્ર છું, તેથી મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપ કોઈવાર પુત્રમુખ જોવાને ભાગ્યશાળી થશોજ.'

સદાચારનું જીવન ગાળતાં એકવાર રાણીને પ્રભાતમાં સ્વપ્ન આવ્યું અને ઉઠીને મહારાજનું મુખ જોઈ તેને કહ્યું કે, 'પ્રિયદર્શન! મને હમણાં એવું સ્વપ્ન આવ્યું કે, જાણે મારી જમણી કૂખ ચીરીને એક ધોળો હાથી તેમાં દાખલ થયો.' મહારાજાએ બ્રાહ્મણોને બોલાવી તેનું તાત્પર્ય પૂછ્યું તો તેમણે કહ્યું કે, 'દેવીને આજથી ચઢતો દહાડો થયો છે અને એક રાજ્યચક્રવર્તી કે ધર્મચક્રવર્તી પુત્ર તમને થશે.' સુવર્ણનાં દાન આપી રાજાએ આથી પ્રસન્ન થઈ બ્રાહ્મણોને સંતોષ્યા. પછી જ્યારે પુરા દહાડા થયા ત્યારે માયાદેવી આર્ય કુટુંબોની રીત પ્રમાણે પતિના ચરણમાં પ્રણામ કરી પિયેર જવાને નીકળ્યાં. સુખાસન એવી પાલખીમાં બેસી તેઓ જતાં હતાં, એટલામાં લુંબુની નામે વનમાં તેમને પ્રસુતિ થઈ અને તેમને પુત્રનો જન્મ થયો. આ સમયે દેવદુંદુભિ ગડગડ્યાં અને સર્વત્ર જયજયકાર થઈ રહ્યો, પરંતુ પુત્રનું મુખ જોઈ તેની માતા માયાદેવી પોતાની સપત્ની અને બહેનને નાનું બાળક સોંપી પરલોકવાસી થઈ. સતીઓનો વિશ્વાસ આ પ્રમાણે હંમેશ ખરો પડે છે.

---

# યશોધરા.



શુદ્ધોદન રાજાએ જાતસંસ્કાર કરી લાલન પાલન કરી એ કુંવરને ઉછેરી મોટો કર્યો. **સર્વાર્થસિદ્ધ** એવું તેને અનુરૂપ નામ આપ્યું. **સર્વાર્થસિદ્ધ** ઉમ્મર લાયક થતાંજ રાજાએ તેને મોસળ પક્ષની અનુરૂપ ગુણવતી **યશોધરા** નામે એક સુંદર કન્યા સાથે પરણાવ્યો. આ કુમારને રાજા કદી અશુભ દેખાવ નજરે પડવા દેતા નહિ. મોજ મઝામાં રાખતા, તેમ છતાં લોકોદ્ધાર માટે તેનું મન હંમેશ સંસારથી જુદાજ વિચારો કર્યા કરતું. 'સંસાર દુઃખમય છે અને સુખનું સાધન મારે શોધી કાઢવું તથા દુઃખી લોકને સન્માર્ગ બતાવવો' એમ તેને વારંવાર થયા કરતું. સુખ-વૈભવમાં તેના જીવને આરામ કે આનંદ મળતો નહિ. એમ કરતાં કરતાં **યશોધરાને** ગર્ભ રહ્યો અને તેને પુત્ર આવ્યો. રાજા **શુદ્ધોદન** પુત્રના પુત્રનું મુખ જોવાને તલસી રહ્યો હતો. સુવાવડ પછી યોગ્ય કાળ ગયા પછી તેણે પુત્રવધૂને કપિલવસ્તુ તેડાવી.

**યશોધરા** 'રાહુલ'ને લઈ જીયાણાને આંણે આવી ત્યારે **સર્વાર્થસિદ્ધે** વિચાર કર્યો કે, "આ વળી એક બીજી બેડી મારા પગમાં પડી. વાત્સલ્ય સંસારત્યાગની આડે આવશે, માટે બહેતર છે કે, પુત્રનો સ્નેહ ચઢે ત્યાર પહેલાં મારે અહિંથી ચાલ્યા જવું." **રાહુલ** કુંવર ઘેર આવવાથી જ્યારે રાજનગરમાં અને રાજગૃહમાં મોટા આનંદોત્સવ થઈ રહ્યો ત્યારે **સર્વાર્થસિદ્ધ** સંસારત્યાગ કરીને ચાલ્યા જવાનો વિચાર કરવા લાગ્યો. રાત પડી ત્યારે **યશોધરાની** દાસીઓએ બાળ કુંવર લઈ આવી અંત:પુરમાં **સર્વાર્થસિદ્ધને** બતાવ્યો ને ઓવારણાં લીધાં. રાજમહેલમાં અને અંત:પુરમાં રોશની થઈ, નાચ મુજરા થયા અને સર્વે સુખથી સુઈ ગયાં ત્યારે એકલા **સર્વાર્થસિદ્ધને** મોડી રાત સુધી ઉંઘ આવી નહિ. ત્યાગ, ત્યાગ અને ત્યાગનાજ વિચારો તેની આંગળ પાછળ ઉડી રહ્યા હતા. મધ્ય રાત્રિએ તે પલંગમાંથી ઉઠ્યો. નીચે ઉતરી પોષાક પહેર્યો અને ફરીને પલંગ સામું

જોયું તો સોડમાં રૂપાળો છોકરો લઇને સુતેલી પ્રિયાને જોઈ. સર્વાર્થ-સિદ્ધની આંખોમાં તે વખતે પાણી ભરાઈ આવ્યાં, પણ સ્વસુખ કરતાં લોકહિતની ઉત્કંઠા પ્રબળ હતી તેથી 'આ સર્વ ખોટું છે' એમ બોલી એકદમ મુખ ફેરવી તે નીચે ઉતરી પડયો, અને સંસારસુખ, વૈભવ, પુત્રદારા આદિ સર્વનો ત્યાગ કરી વનમાં જતો રહ્યો.

સવારના પહોરમાં જ્યારે માગધીઓએ યશોધરાને જગાડી અને 'સર્વાર્થસિદ્ધ ચાલ્યા ગયા છે' એવી વાત રાજકુટુંબમાં ગમગીની પ્રસારી રહેલી જાણવામાં આવી ત્યારે, આ સંસાર તેને નિઃસાર લાગ્યો. તે આકુળવ્યાકુળ થઈ 'હા પ્રિય! હા પ્રિય!' એમ બોલતી વિવેક, વિચાર ને વાણીશૂન્ય થઈ રહી. નાનો કુંવર જાગતાં તેને લાવીને દાસીઓએ યશોધરાના ખોળામાં મૂક્યો ત્યારે, અત્યાર સુધી જે દિઙ્મૂઢ જેવી થઈ બેસી રહી હતી, તે વધારે આક્રંદ કરતી પુત્રની સામું જોઈ ચોધાર આંસુ પાડતી દયામણે મુખે રોઈ પડી કે:—

"નિરભાગીઓ રે, મોસાળથી ઘેર આવીઓ;
તેજ રાત્રિએ રે, તાતે સંસારને ત્યાગીઓ.
સુખ બાપનું રે, કરમે લખાવી ન લાવીઓ;
દુરભાગીઓ રે, ત્યારે કુંવર! તું શે આવીઓ?"

બાળક અજ્ઞાત છતાં રડી ગયું, ત્યારે સ્નેહથી અભિભૂત થતી થતી તે જાણે તેનો તિરસ્કાર કરવાથી ખિન્ન થઈ હોય તેમ ડસકું લઈ હાથથી કુંવ-રને ઉંચો કરી સ્નેહથી વળી રડી કે:—

"બાળુ! બાપુડા રે! આ શું અચાનક નીવડયું?
મારે તાહરે રે, માથે આ આભ તૂટી પડયું."

સર્વાર્થસિદ્ધ પોતે ધારેલું કાર્ય કરી બુદ્ધ થયો ને આ દેશમાં તે ધર્મ ફેલાવવા ફરવા લાગ્યો. જ્યારે બુદ્ધ ધર્મનો ઉપદેશ કરવાને તે કપિલવસ્તુ આવ્યો ત્યારે યશોધરા અને રાહુલે પણ બુદ્ધ ધર્મની દીક્ષા લીધી. આવી સતીઓનેજ ધન્ય છે.

---

# ભોગવતી.



આ પરમ સાધ્વી સ્ત્રી પૂર્વ દેશના રાજા **વિજયરાજ**ની પુત્રી હતી. તે ઘણી સ્વરૂપવાન્ અને સદ્ગુણી હતી. તેણે ઇતિહાસ, પુરાણ, આયુર્વેદ, અર્થશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો. તે પરોપકાર, નીતિ, આચારવિચાર અને સ્ત્રીજાતિના ધર્મમાં પ્રવીણ હતી. **વિજયરાજે** પોતાની આ વિદ્વાન્ પુત્રીને શૂરસેન રાજાના પુત્ર **નાગરાજ** સાથે પરણાવી હતી. **નાગરાજ** ખરેખર નાગ જેવો, કદરૂપો અને ક્રૂર માણસ હતો. **વિજયરાજે** બીજાના મુખથી **નાગરાજ**નાં વખાણ સાંભળી જોયા વગર તેની સાથે **ભોગવતી**નું લગ્ન કર્યું હતું, તેથી પરિણામે તેને પસ્તાવું પડ્યું. આ ચતુર અને સાધ્વી નારીએ પોતાની વિદ્યાના પરાક્રમથી પોતાનો સંસાર આખરે સુખરૂપ બનાવ્યો. **ભોગવતી** જ્યારે સાસરે ગઈ, ત્યારે **નાગરાજ** પાઠશાળામાં ભણે છે એવું ખોટું બહાનું કાઢી તેનો મેળાપ થવા દીધો નહિ. **નાગરાજ** કદરૂપો અને અજ્ઞાન હોવાથી વિદ્વાન્ રાજકુમારીને તેની પાસે મૂકતાં તેઓ લજવાતાં હતાં. આ પ્રમાણે સ્વામીથી વિરક્ત રહેલી **ભોગવતી** પોતાના પતિવ્રતના ધર્મ પ્રમાણે વર્તીને સાસુ સસરાની સેવા કરવા લાગી. થોડા વખત પછી જ્યારે આ સર્વ વાત **ભોગવતી**ના જાણવામા આવી, ત્યારે તે ખુશીથી પતિ પાસે ગઈ અને સ્ત્રીધર્મ પ્રમાણે તેની સેવા કરવા લાગી. એક વખત તેના પતિએ તેને કહ્યું કે, "તમે મારાથી કેમ ભય પામતાં નથી?" તેના ઉત્તરમાં **ભોગવતી**એ કહ્યું કે, "સ્ત્રીને પોતાનો સ્વામી ઈશ્વરતુલ્ય છે. ઈશ્વરથી ભય કોણ પામે? સ્ત્રીને પતિ ગમે તેવો હોય, તોપણ તેની સેવા કરવી, એજ ધર્મ છે." એ રીતે તેણે સ્ત્રીધર્મનું વર્ણન કરી બતાવ્યું. **ભોગવતી** જેવી પરમ સાધ્વી અને વિદ્યાના ઉંચા સંસ્કારવાળી નારીના મુખની ઉત્તમ જ્ઞાનની વાતો સાંભળી **નાગરાજ**ને જ્ઞાન પ્રાપ્ત થયું. તેણે **ભોગવતી**ને કહ્યું કે, સતી! તમે મને ગોદાવરીમાં સ્નાન કરાવો, અને તેને કાંઠે મારા નામનું શિવાલય બંધાવો, એટલે હું મારાં અસલ સ્વરૂપને પામીશ." તે

ઉપરથી ભોગવતી સાસુસસરાની આજ્ઞા લઇ પતિ સાથે ગોદાવરી ગઈ, અને તે પ્રમાણે કર્યું. નાગરાજનો કદરૂપો ચહેરો બદલાઈ ગયો ને તે પોતાના અસલ રૂપમાં બદલાઈ ગયો. પછી તે બન્ને પાછાં પોતાના શહેરમાં આવ્યાં, નાગરાજના નાના ભાઇઓએ તેને ઓળખી ન શક્યાથી પેસવા દીધાં નહિ. નાગરાજે તેમની સાથે લડાઈ કરવાની તૈયારી કરી. તે જોઇને ભોગવતીએ વિચાર કર્યો કે, લડાઈ થવાથી મારા પુત્રરૂપ દિયેરોનો નાશ થશે, માટે બધા ભાઇઓમાં સ્નેહ અને સંપ રહે તેમ કરવું, એ મારો ધર્મ છે. એવો વિચાર કરીને તેણે પોતાના પતિને નમ્રતાપૂર્વક કહ્યું કે:—

"સ્વામીનાથ! આપ સદ્‌ગુણી છો, માટે આપની અલ્પ બુદ્ધિવાળી દાસીની વિનંતિ ધ્યાનમાં લેશો. આપ જાણો છો કે, ભાઇઓ વિના મોટો મહીપતિ પણ ગરીબ જેવો લાગે છે. ભાઇઓ જમણી બાજુ કહેવાય છે. જેને ભાઇઓમાં સંપ છે, તે ગરીબ હોય તોપણ પૃથ્વીપતિ જેવો સુખી ગણાય છે. આ સંસારમાં ભાઇઓની સહાયતાની જરૂર છે. ભાઇઓ વિના પૃથ્વીપતિ થવાતું નથી, એવું ઇંદ્રને ભાઈ કહી મહાત્મા કશ્યપના પુત્ર વામને સિદ્ધ કરી આપ્યું છે. ભાઇઓથી જુદા પડી થતો લાભ, તે લાભ સમજવો નહિ. ભાઇઓ સાથે રહેતાં હાનિ થાય, તોપણ તેને લાભ સમજવો. જે નિર્ધન છે, તે પણ બાંધવરૂપી ધનને પોષે છે તેજ ધનવાળો છે. જે ધનવાળો પણ બાંધવને પોષતો નથી તે નિર્ધન છે. બંધુ એજ અમૃતનો સાગર છે. એની મદદથી લક્ષ્મી મળવી દુર્લભ નથી. બંધુ વિના આપત્તિમાંથી કોણ ઉગારે? અરે! ભાઇઓના સ્નેહને કોઈની ઉપમા અપાઈ શકતી નથી માટે પ્રાણનાથ! મારું કહ્યું માનો કે ન માનો, એ આપની મરજીની વાત છે, પરંતુ યુદ્ધમાં જય પરાજયનો કંઈ ભરોસો નથી, મારી વિનંતિ એવી છે કે, ત્રણ દિવસ સુધી યુદ્ધ બંધ રાખો અને એ ત્રણે દિવસ વામનવિજય, ધ્રુવચરિત્ર તથા ભરતચરિત્રનાં નાટક સર્વે ભાઇઓ જુઓ."

સતીનો ઉપર પ્રમાણેનો બોધ નાગરાજે લક્ષપૂર્વક સાંભળ્યો, તેમ તેના બીજા ભાઇઓએ પણ સાંભળ્યો. તેઓએ એક મત થઈ તેના

કહેવા પ્રમાણે ત્રણ દિવસ સુધી નાટક જોયાં. પછી **નાગરાજે** નિશ્ચય કર્યો કે, મારે યુદ્ધ કરવું નથી. નાના ભાઇઓ પ્રત્યે મારો શો ધર્મ છે, એ મારા જાણવામાં આવ્યું. હવે મારે રાજ્ય જોઇતું નથી. એવું વિચારી તેણે પોતાના ભાઇઓને કહ્યું કે, 'તમે મારો ભય રાખ્યા વગર હવે સુખેથી રાજ્ય કરો.' તેના ચાર નાના ભાઇઓએ પણ મોટા ભાઈ-પ્રત્યે શો ધર્મ છે એ જાણ્યું, તેથી તેઓએ પસ્તાવો કરી હાથ જોડી **નાગ-રાજને** કહ્યું કે, 'વડીલ બંધુ! અમે જે કંઈ કહ્યું હોય, અથવા અમારો જે કંઈ અપરાધ હોય, તે કૃપા કરીને ક્ષમા કરો. અમારે તો તમારી સેવા કરવી, એ રાજ્ય છે.' **નાગરાજને** બહુ આગ્રહપૂર્વક શહેરમાં લાવી તેમણે રાજ્યાભિષેક કર્યો. સતી **ભોગવતીના** વિનયનો અને સદ્-ગુણોનો કેવો પ્રભાવ! તેણે પોતાની વિદ્વત્તા અને મહાન્ ગુણોના પ્રતાપ-વડે **નાગરાજ** જેવા કદરૂપા પતિને સેવી, તેને સ્વરૂપવાન્ કર્યો તથા પતિના બાંધવોમાં સ્નેહ અને સંપનું રાજ્ય સ્થાપન કર્યું. એ સાચી સતી વગર બને તેવું ન હતું. ધન્ય છે **ભોગવતી** તમારી સાચી ભક્તિને તથા પતિવ્રતપણાંને!

---

# રેવતી.



સતી રેવતી રેવતદેશના રાજા રૈવત-(ઈંદ્રદ્યુમ્ન)ની પુત્રી અને **શ્રીકૃષ્ણના** વડીલ બંધુ **બળભદ્ર** (બળદેવ)ની પત્ની થાય. તે રૂપ ગુણમાં તથા જ્ઞાનમાં અનુપમ હતી. તે જ્યારે પિતાને ઘેર લાયક ઉમ્મરની થઈ ત્યારે રાજાએ ઋષિમંડળીને બોલાવી પૂછ્યું કે, મારી પુત્રીનો વિવાહ કોની સાથે કરવો? તેને વરવા યોગ્ય કોઈ વર હોય તો બતાવો. એ ઉપરથી સર્વ સભાએ પૂર્ણ વિચાર કરીને જણાવ્યું કે, હે રાજન્, તમારી પુત્રીને સર્વ પ્રકારે યોગ્ય એવો એક વર છે અને તે દ્વારિકાના રાજા વસુદેવનો મોટો પુત્ર **બળભદ્ર** છે. તે મહાન્ પરાક્રમી, સ્વરૂપવાન્, ગુણ-

વાન્ અને નીતિનિપુણ છે માટે તેની સાથે તમારી પુત્રીને પરણાવો. આ સલાહ ઉપરથી રૈવત રાજાએ રેવતીનો વિવાહ બળરામ સાથે કર્યો. આ જોડું સર્વ પ્રકારે એકરૂપ હતું અને તેમના અંતઃકરણો જોડાયલાં હતાં. માત્ર દેખાવમાં શરીરજ જુદાં હતાં. સતી રેવતીએ પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલીને પતિની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. તે પોતાના સતીત્વના પ્રભાવે પ્રજામાં એટલી તો માન પામીને પૂજ્ય થઈ ગઈ છે કે, આજે પણ લોકો દ્વારિકા, ગીરનાર વગેરે તીર્થક્ષેત્રોમાં તેના નામના કુંડમાં સ્નાન કરીને પોતાને પવિત્ર થયેલા માને છે.

---

# મહાશ્વેતા.




સતી ચંદ્રાનાં કિરણોમાંથી ઉત્પન્ન થયેલા અપ્સરાના કુળમાં ઉત્પન્ન થઈ હતી. તેના પિતાનું નામ હંસ અને માતાનું નામ ગૌરી હતું. તે પોતાના માતાપિતા સાથે હેમકૂટ ઉપર લાડકોડમાં ઉછરી હતી. વ્યવહાર, નીતિ તથા ધર્મનું જ્ઞાન તેનાં માતાપિતા તરફથી વારસામાં ઉતર્યાં હતાં. આવ્યા ગયા ઋષિમુનિઓની સેવાથી, તથા તેઓના ઉપદેશથી તેનું ચરિત્ર ઉન્નત થયેલું હતું. એક સમયે જ્યારે વસંત ઋતુની બહાર ખીલી રહી હતી ત્યારે મહાશ્વેતા માતા તથા સખીઓ સાથે હિમાચલ પર્વતની તળેટીમાં આવેલા અચ્છોદ સરોવરપર સ્નાન કરવા ગઈ. તે સમયે સખીઓ સાથે વનશ્રીની શોભા જોતી તે આમ તેમ ફરતી હતી એટલામાં દિવ્ય ગંધે તેના મનને વિશેષ કૌતૂકમાં નાંખ્યું. તેણે આગળ ચાલીને જોયું તો, બે મુનિ કુમારો તેની દૃષ્ટિએ પડ્યા. તેમાંના એક અત્યંત રૂપસંપન્ન મુનિકુમારે કાનમાં ઘાલેલી પુષ્પમંજરીની સુગંધિથી તે પ્રદેશ સુવાસિત થઈ રહ્યો હતો. મહાશ્વેતા મુનિકુમારના સૌન્દર્યપર મોહી પડી. બીજી તરફથી પેલા મુનિકુમારની દશા પણ તેવીજ થઈ. મહા

શ્વેતાએ ધ્રુજતા ઓઠે લજાતાં લજાતાં મુનિકુમારના મિત્રને પૂછ્યું કે, "તમારા મિત્ર કોણુ ને કોના પુત્ર છે અને કાનપર રહેલી પુષ્પમંજરી ક્યા વૃક્ષની છે?" તેણે ઉત્તર આપ્યો કે "મારા મિત્ર શ્વેતકેતુ મુનિના લક્ષ્મીથી ઉત્પન્ન થયેલા પુત્ર છે. તેનું નામ પુંડરીક છે. તેના કાનમાંની પુષ્પમંજરી પારિજાતિકની છે અને નંદનવનના દેવતાએ તે અર્પણ કરેલી છે."

મહાશ્વેતા અને મુનિકુમારનો મિત્ર વાત કરતાં હતાં, તેવામાં પુંડરીકે ત્યાં આવી મહાશ્વેતાને કહ્યું કે 'લો તમને ગમતી હોય તો પહેરો. તમારા કાનમાં શોભશે. મુનિકુમારે પોતે તેના કાનમાં પુષ્પમંજરી પહેરાવી. પરંતુ કામના પરાધીનપણાંને લીધે તે વખતે હાથમાંથી માળા નીચે સરી પડી. મહાશ્વેતાએ તે પોતાના કંઠમાં પહેરી લીધી. મુનિકુમારને પ્રણામ કરી તે હેમકૂટ તરફ જતી માતાની પાછળ જવા માટે ત્યાંથી ચાલી. હાથમાંથી માળા પડી ગઈ, તે જોઈ મિત્રે પુંડરીકને ઠપકો આપ્યો, એટલે મહાશ્વેતાના મનમાં વસેલો મુનિકુમાર બનાવટી ક્રોધ કરી મહાશ્વેતાને કહેવા લાગ્યો, "તમે મારી માળા આપ્યા વિના જશો નહિ માળા આપીને જાઓ!" મહાશ્વેતાએ પોતાનો એકાવળી હાર ઉતારી પુંડરીકના હાથમાં મૂક્યો, પણ તે તેને ઓળખી શક્યો નહિ. મહાશ્વેતા અચ્છોદ સરોવરમાં નહાઈ માતા સાથે હેમકૂટ ગઈ પરંતુ તેનું મન પુંડરીકની પાસે રહ્યું. તેની એક દાસી, કે જે પાછળ રહી હતી, તેણે એક પત્રિકા મહાશ્વેતાને આપીને કહ્યું કે 'બહેન! તમને જેણે પોતાના હસ્તકમળથી પુષ્પમંજરી પહેરાવી હતી, તેણેજ આ પત્રિકા મોકલાવી છે. મહાશ્વેતા અનેક મનોરથોની વચ્ચે મોટા હર્ષથી તે પત્રિકા વાંચીને વિશેષ અધીરી થઈ પડી. તેના વિષે દાસી સાથે વાતો કરતી હતી તેટલામાં એક મુનિકુમારે તેના બારણાપર આવી મહાશ્વેતાને એવા સમાચાર પહોંચાડ્યા કે, જેથી તેણે તેને અંદર બોલાવ્યો. પુંડરીકના પ્રિય મિત્ર કપિંજલે પોતાના મિત્રની દુર્દશા મહાશ્વેતાને નિવેદન કરતાં કહ્યું કે 'મેં મારા મિત્રને ઘણાએ ઉપદેશો આપ્યા પરંતુ તે નિષ્ફળ ગયા તેથી હું તમારી પાસે આવ્યો છું. તમારા સમાગમ વિના પુંડરીકના પ્રાણુ બચે એમ નથી.'

આનો ઉત્તર મહાશ્વેતા આપવા જતી હતી, એટલામાં "માજી આપની પાસે આવે છે" એવા સમાચાર સખીદ્વારા મળતાં કપિંજલ ગભરાટમાં પડયો. મહાશ્વેતાની આજ્ઞા લઇને તે ત્યાંથી ચાલતો થયો. માતા આવી ને પુત્રીને કુશળ સમાચાર પૂછીને ગઈ. મહાશ્વેતાએ પુંડરીક પાસે જવા માટે તૈયારી કરી અને રાત્રિ થઇ કે, શણગાર સજી તરલિકાને સાથે લઈ પુંડરીક પાસે જવાને નીકળી. બીજી તરફ પુંડરીક પણ મહાશ્વેતાનાં મુખ દર્શનને માટે તલસતો હતો. મહાશ્વેતાના વિયોગને લીધે આખરે તે મરણ પામ્યો. મિત્રના મરણથી કપિંજલ છાતીફાટ રડવા લાગ્યો, હર્ષભર ભેટવા આવતી મહાશ્વેતાના આનંદે પણ શોકનું રૂપ ધારણ કર્યું. તેણે પણ છાતીફાટ રુદન કરવા માંડયું. પોતાના પ્રાણપતિ સાથે બળી મરવાનો તેણે નિશ્ચય કર્યો અને ચિતા તૈયાર કરી, એટલામાં એક પુરુષ આકાશમાંથી ઉતરી બોલ્યો કે, 'પુત્રી મહાશ્વેતા ! તું પ્રાણત્યાગ કરીશ મા, તને તારા પ્રિયતમનો સમાગમ થશે.' આમ કહીને તે પુંડરીકને આકાશમાં લઈ ગયો. કપિંજલ મિત્રના શબને છોડવવા માટે તેની પાછળ ઉડયો. પાછળ એકલી પડેલી મહાશ્વેતાએ આખી રાત વિલાપમાં ગાળી, આંસુથી ભિંજાઈ ગયેલા ને ગાલપર ચોંટી ગયેલા વાળથી તેનું મુખ ઢંકાઈ ગયું હતું, ધાંટો પાડીને રડવાથી કંઠ બેસી ગયો હતો. તેણે તરલિકા સાથે આખી રાત્રિ અચ્છોદ સરોવરના તીરપર રડવામાં ગાળી કાઢી હતી.

બીજે દહાડે પ્રભાતમાં ઉઠી, સરોવરમાં સ્નાન કર્યું અને મુનિકુમારનાં કમણ્ડલ, વલ્કલવસ્ત્ર તથા માળા વગેરે ધારણ કરી, સફેદ વસ્ત્ર પહેરી, તેજ સરોવરના તીર ઉપર આવેલી એક ગુફામાં વાસ કર્યો. નજીકનાં એક પુરાતન મંદિરમાં બિરાજતા શંકરની સવાર સાંજ આરાધના કરવા માંડી. મહાશ્વેતાની આવી દુર્દશા સાંભળી તેનાં માતપિતાને પારાવાર શોક થયો. તેની સખી કાદમ્બરી, કે જે નાની વયથીજ મહાશ્વેતા સાથે ઉછરીને મોટી થઈ હતી અને જે તેનો બીજો પ્રાણ હતી, તેણે સખી વિધવા થયાના ખબર મળતાને વાર, નહિ પરણવાનું આકરું પણ લીધું. આમ તમામ સ્નેહીઓમાં મોટો શોક પથરાઈ ગયો. પુંડરીક બીજા

જન્મમાં ઉજ્જયિનીના રાજા તારાપીડના મંત્રી શુકનાસને ત્યાં વૈશંપાયનને નામે અવતર્યો. તે એક વખત રાજકુમાર ચંદ્રાપીડની સાથે દિગ્વિજય માટે ગયો હતો, ત્યાંથી અચ્છોદ સરોવરની આસપાસ ફરતાં મહાશ્વેતાપર દૃષ્ટિ પડી, એટલે પૂર્વજન્મના પ્રેમથી તેનું મન ઠર્યું. એક વખત મહાશ્વેતા શિલાતલપર સુતી હતી, તે સમયે વૈશંપાયને તેની પાસે જઈ કંઈ કહ્યું તેથી બ્રહ્મચર્યવ્રતમાં કાળ ગાળતી મહાશ્વેતા ક્રોધાંધ થઈને બોલી કે–‘તું સમજ્યાવિના પોપટની પેઠે વચન બોલે છે માટે તારો જન્મ પોપટમાં થશે.’ આમ કહેતાં તે ધરણીપર ઢળી પડી પોપટની જાતિમાં અવતર્યો. જાબાલી મુનિના આશ્રમમાં તેણે વાસ કર્યો ત્યાં ઉછરીને મોટો થયો ને પાંખો આવવાથી આમ તેમ ઉડવા લાગ્યો. એક દિવસ આહાર કરવાને બહાને ઉડીને આશ્રમની બહાર ગયો. ત્યાં પારધીની જાળમાં પકડાઈ ગયો. એક ચંડાળકન્યા કે જે લક્ષ્મીનો અવતાર હતી તે તેને સોનાના પાંજરામાં લઈ શુદ્રક રાજા પાસે ગઈ. ત્યાં તેના શાપનો અંત આવતાં, પોપટનો દેહ તજી પુંડરીક પાછો નિજ સ્વરૂપમાં આવ્યો અને કપિંજલ સાથે આકાશમાંથી ઉતરીને મહાશ્વેતા પાસે ગયો. મહાશ્વેતા જે ઘણાં વર્ષો થયા જોગણ બની પતિનું નામ રટતી અચ્છોદ સરોવરના તટ ઉપર એકાંત જીવન ગાળતી હતી, તે પોતાના પાતિવ્રત્યના મહિમાથી ઘણે વર્ષે પતિને ભેટીને પરમ આનંદ પામી. તે આ પ્રમાણે પોતાની પાછળ પોતાનું ઉજ્વળ ચરિત્ર બીજી રાજકુમારીઓને ધડો લેવા માટે મૂકી ગઈ છે.

---

# કાદમ્બરી.



પતિવ્રતા કાદંબરી ગંધર્વરાજ **ચિત્રરથની** પુત્રી **મદિરાને** પેટે જન્મી હતી. પિતાને સંતાનમાં માત્ર તેજ એક પુત્રી-રત્ન હતું. પિતાના ઘરમાં તે લાડકોડમાં ઉછરી હતી. સાહિત્ય, ઇતિહાસ, પુરાણ અને કળાશાસ્ત્રમાં કુશળ હતી. તેણે **મહાશ્વેતા** જેવી વિદુષી સખી સાથે પોતાનું બાલ્ય ગાળ્યું હતું. **કાદમ્બરી** ઉમ્મરમાં આવતાં તેને માટે ગુણવાન્ પતિની શોધ થવા માંડી, પણ **મહાશ્વેતા** વિધવા થયાના સમાચારે તેના હૃદયમાં આઘાત કર્યો. તેનું ઉત્સાહ ભર્યું હૃદય એકદમ શોકાંધકારથી છવાઈ ગયું. અત્યાર સુધી તેને પરણવાની ઇચ્છા હતી, પરંતુ પોતાની સખી સૌભાગ્યસુખ ગુમાવી બેઠી અને તેનું વિશ્વવિજયી લાવણ્ય હંમેશને માટે નિરર્થક થઈ પડયું. તે હૃદયભેદક સમાચાર સાંભળતાંજ, **કાદમ્બરી** શોકથી અને મોહથી ઘેલી થઈ ગઈ, તેનાં માતાપિતાએ **કાદમ્બરીને** બહુ બહુ સમજાવી, ઘણા ઘણા ઉપદેશો આપ્યા, અનેક દૃષ્ટાંતોથી આશ્વાસના કરી છતાં નહિ પરણવાનું પણ લઈ બેઠી. આ ખબર **મહાશ્વેતાને** પડતાં તેણે કાદમ્બરીને સમજાવવા માટે પોતાની સખી **તરલિકાને** મોકલી અને કહેવરાવ્યું કે, સખી! હું ઘોર આપત્તિમાં આવી પડી છું, તેમાં તું શામાટે વધારો કરે છે? તને જો મારાપર સ્નેહ અને મમતા હોય અને તારાં માતાપિતાને તથા તારી આ હતભાગિણી સખીને, જો સુખી કરવા ધારતી હોય તો હઠ છોડી દઈ ગુરુજનની આજ્ઞા માન!

**તરલિકાએ મહાશ્વેતાનો** સંદેશો **કાદમ્બરીને** કહ્યો તે વખતે કાદમ્બરીએ ચોધાર અશ્રુ પાડી રડવા માંડયું. પછી **મહાશ્વેતાપર કેયૂરક**દ્વારા સંદેશો મોકલાવ્યો કે, સખિ **મહાશ્વેતા**! તારા કહેવાપર લક્ષ્ય આપ્યું છે. તું જાણે છે કે, મારું હૃદય નિર્મળ પ્રેમથી ભરેલું છે, તો પછી તને આવો કઠોર સંદેશો કહેવરાવવાનું શું પ્રયોજન હતું? સ્વસ્થ મનવાળું કોઈ પણ

મનુષ્ય પરિણામે નાશ થઈ જનારા વિષયોમાં મન ઘાલતું નથી. સખીના દુઃખથી દુઃખી થયેલાં હૃદયને તે વળી સુખની શી આશા! નિવૃત્તિ કેવી! પતિસમાગમ કેવો ? સૂર્યનારાયણ આથમી ગયા પછી નલિની શોકાતુર થાય ત્યારે નિત્ય તેની પાસે રહેનારી સખી ચક્રવાકી પણ પોતાના પતિના સહવાસનું સુખ છોડી દે છે તો પછી મારા જેવી સ્ત્રીઓ પોતાની દુઃખી સખીને માટે તેમ કરે, એમાં આશ્ચર્ય શું! મારી સખી પતિના વિરહથી પીડાઇને પરપુરુષનું દર્શન સુદ્ધાં તજી બેઠી છે. તો પછી મારા મનમાં પણ પુરુષનો કેમ વાસ થાય ? જ્યારે મારી વહાલી સખી પતિનો વિયોગ થવાથી વિધવાવ્રત ધારણ કરી પોતાના શરીરને સુકવી નાંખવાને તૈયાર થયેલી છે, ત્યારે હું કેવળ મારા પોતાના સુખને માટે સ્નેહીઓને ગણકાર્યા વિના પરણું, એ તે શું? તારા ઉપરના પ્રેમને લીધે મેં વિનયને વિસાર્યો છે, વડીલોનાં વચનોનું ઉલ્લંઘન કર્યું છે, સ્ત્રીઓને આભૂષણરૂપ ગણાતી લજ્જાને પણ કોરે મૂકી છે. આ બધું મેં મારી એક પ્રિય સખીને માટે કર્યું છે. હવે હું તને હાથ જોડીને કહું છું કે, તું મારાપર કૃપા કરી ફરી તે વાતનો મને આગ્રહ કરીશ માં. મારો જીવ પણ તારી જોડે વનમાંજ રહેલો છે.

મહાશ્વેતાએ સર્વ સંદેશો સાંભળ્યા પછી, કેયૂરકને જવાની આજ્ઞા આપતાં કહ્યું કે, 'કેયૂરક! હું જાતે આવીને ઘટતું કરીશ. તું જા. પછી તે હેમકૂટ તરફ પાછો ગયો.

તે સમયે ભરતખંડમાં તારાપીડ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનો પુત્ર ચંદ્રાપીડ સર્વ વિદ્યાકળામાં પાવરધો થયા પછી, પોતાના પિતાની આજ્ઞા લઇને, વૈશમ્પાયન તથા મોટી સેના સાથે દિગ્વિજય કરવાને નીકળ્યો હતો. તે દિગ્વિજય કરતો કરતો હિમાચળના પ્રદેશમાં આવ્યો ત્યારે તેણે એક કિન્નરના જોડાંને હસતું રમતું દીઠું, તેની પાછળ પોતાના ઘોડાને ચલાવ્યો. તે કિન્નરનું જોડું તો કહિં અલોપ થઈ ગયું. પણ તે ફરતો ફરતો કાદંબરીની સખી મહાશ્વેતા જ્યાં શંકરનું આરાધન કરતી હતી ત્યાં આવી ચડ્યો, દેવકન્યા જેવી મહાશ્વેતાને તપશ્ચર્યા કરતી જોઇ તે આશ્ચર્યમાં પડ્યો. મહાશ્વેતાએ અતિથિ તરીકે આવેલા તે

દિગ્વિજય.



ચંદ્રાપીડ મોટી સેના સાથે દિગ્વિજય કરવાને જાય છે.

પૃ. ૧૯૨.

Lakshmi Art, Bombay.

રાજકુમારનું સંમાન કર્યું અને પછી તેમના વિવેકપૂર્વક પ્રશ્ન ઉપરથી તેણે પોતાની તપશ્ચર્યાનું કારણ કહી બતાવ્યું. કાદંબરી તરફનો સંદેશો આવતાં તેણે જાતેજ કાદંબરીના મનનું સમાધાન કરવાનું કહીને તેના સેવકને રજા આપી અને ચન્દ્રાપીડને વિનંતિ કરતાં કહ્યું કે–હે મોટા ભાગ્યશાળી રાજકુમાર! હેમકૂટ રમણીય પ્રદેશ છે ને ત્યાં ચિત્રરથ રાજા રાજ્ય કરે છે, માટે તમને જો કોઇ પણ જાતની અડચણ ન હોય તો ત્યાં પધારો. આપણે સાથેજ હેમકૂટપર જઇશું ને મારી સખી કાદમ્બરીને સમજાવશું. પછી તમે ત્યાંથી પાછા સ્વદેશ જજો. સારા મનુષ્યનો સમાગમ દુ:ખી મનુષ્યોને આનંદદાયક થઇ પડે છે. તમારાં દર્શનથી મારા દુ:ખી હૃદયને આશ્વાસના મળી છે. ચન્દ્રાપીડે ઉત્તર આપ્યો કે 'ભગવતિ! જ્યારથી તમારાં દર્શન થયાં ત્યારથી આ શરીર તમારે આધીન છે. જે યોગ્ય લાગે તે આજ્ઞા નિ:શંકપણે કરો.'

આપ્રમાણે બન્ને જણ વચ્ચે વાતચીત થયા પછી તેઓ સાથેજ હેમકૂટ ગયાં.

હેમકૂટમાં કાદમ્બરીનો પિતા ચિત્રરથ રાજ્ય કરતો હતો અને ત્યાંનો સર્વ વૈભવ દેવતાઇ હતો. મહાશ્વેતા અને ચન્દ્રાપીડ મોટા રાજમાર્ગને ઉલ્લંઘી કાદમ્બરીના મહેલમાં દાખલ થયાં. ત્યાં હજારો કન્યાઓના સમૂહ વચ્ચે તે બેઠી હતી. તેનું રૂપલાવણ્ય અનુપમ હતું. તેણે કંઠમાં, કાનમાં અને પગમાં મોતીનાં અને હીરાનાં આભરણો પહેર્યાં હતાં. ચન્દ્રાપીડ કાદમ્બરીનું અનુપમ રૂપ જોઇને, મનમાં અનેક મનોરથો કરવા લાગ્યો, એટલામાં તો કાદમ્બરી ઉત્કંઠાથી ઉઠીને મહાશ્વેતાને કંઠે વળગી પડી. મહાશ્વેતા પણ ઘણા હર્ષથી કાદમ્બરીને ભેટીને બોલી કે 'બહેન! ભરતખંડના રાજા તારાપીડના આ રાજકુમાર પુત્ર થાય છે અને દિગ્વિજય કરતા કરતા આ ભૂમિપર આવી ચઢ્યા છે. એમને જોયા ત્યારથી તેમની સાથે મારે મિત્રતા થયેલી છે.'

કાદમ્બરીએ દૂર ઉભાં ઉભાંજ હાવભાવથી ચન્દ્રાપીડને પ્રણામ કર્યાં અને પોતે મહાશ્વેતા સાથે પલંગપર બેઠી; જ્યારે પાસેના એક આસન ઉપર

ચન્દ્રાપીડ બેઠો. તે પછી બન્ને સખીઓ વચ્ચે વાતચીત ચાલી અને કાદમ્બરીએ મહાશ્વેતાને પાનની બીડી આપવા માંડી. તે જોઇને મહાશ્વેતાએ કહ્યું કે 'સખી ! અમે તો બધાંએ લીધી છે, પરંતુ આ ચન્દ્રાપીડને આપ.' તેના ઉત્તરમાં કાદમ્બરી બોલી કે 'વહાલી બહેન ! સહવાસ ન હોવાથી હું એટલું બધું સાહસ કરતાં શરમાઉં છું, માટે તું આપ !' મહાશ્વેતાએ વારંવાર પાનની બીડી આપવા માટે આગ્રહ કર્યો ત્યારે કાદમ્બરીએ કંપતે શરીરે અને હાંફતે હૃદયે આડી નજર રાખીને બીડી આપવા માટે પોતાનો હાથ લાંબો કર્યો, અને 'મારો જીવ તમારે આધીન છે,' એમ કહેતી હોય તેમ તેણે પાનની બીડી ચન્દ્રાપીડના હાથમાં મૂકી, જેને ચન્દ્રાપીડે મોટા હર્ષથી સ્વીકારી.

પછી બન્ને સખીઓ વચ્ચે વાતચીત થતી હતી, એટલામાં કંચુકીએ ખબર આપી કે, પિતા ચિત્રરથ અને માતા મદિરા મહાશ્વેતાને મળવાને આવે છે, એટલે મહાશ્વેતાએ ઉભાં થતાં થતાં કાદમ્બરીને પૂછ્યું કે, 'ચન્દ્રાપીડ ક્યાં ઉતારો લેશે ?' કાદમ્બરીએ હસીને ઉત્તર આપ્યો કે 'સખિ ! એ બાબતને માટે વળી પ્રશ્ન શો ? જ્યાં તેમની ઇચ્છા હોય ત્યાં ભલે વિશ્રામ કરે.' એટલે મહાશ્વેતાએ પ્રમદ વનમાં આવેલા મણિમહેલમાં ઉતારો આપવાનું કહીને તે ચિત્રરથને મળવા માટે ગઈ.

ચન્દ્રાપીડ મહાશ્વેતા સાથે કાદમ્બરીના મહેલમાંથી નીકળી મણિમહેલમાં ગયો અને ત્યાં એક મોટા પલંગપર વિશ્રાંતિ લેવા લાગ્યો. મોડેથી મદલેખા ચન્દનાદિકનો બનાવેલો અંગરાગ તથા ચન્દ્રમાને પણ લજવે એવો પુષ્પનો હાર લઇને આવી અને ચન્દ્રાપીડના શરીર ઉપર ચન્દનનો લેપ કર્યો. માલતીના પુષ્પનો મુકુટ તેના માથા ઉપર મૂક્યો તથા કેટલાંએક વિનયનાં વચનો કહેતાં કહેતાં કંઠમાં હાર પહેરાવ્યો.

ચન્દ્રાપીડે કાદમ્બરી તરફની સેવા સ્વીકાર્યા પછી, મદલેખાને કહ્યું કે 'મદલેખા ! હું તને શું કહું ? તું ચતુર છે. તેં કહેવાનું બધું કહ્યું છે.' બીજી તરફ કાદમ્બરી પણ પોતાના મહેલની અગાસીપર ચઢી ચન્દ્રાપીડને નિહાળવા લાગી. સાયંકાળનો સમય થયો કે ચન્દ્રાપીડ શય્યામાં સુતો.

તે વખતે કેયૂરકે આવીને કહ્યું કે, કાદમ્બરી આપને મળવા આવે છે એટલે ચન્દ્રાપીડ ઉઠીને બેઠો થયો. એટલામાં કાદમ્બરી ત્યાં આવી અને ભૂમિપર બેસી ગઈ. ચન્દ્રાપીડ ભૂમિપર બેઠો, તે પછી ચન્દ્રાપીડે કહ્યું કે ‘દેવિ ! હું ઘણો વિચાર કરીને શોધું છું, તોપણ મારામાં એવો કોઈ પણ ગુણ હું નથી જોતો કે, આ સેવક આટલી બધી કૃપાનું પાત્ર હોય. ટૂંકામાં કહેવાનું કે, આ મારું જીવતર, મારું શરીર અને મારી ઇન્દ્રિયો એમાંથી ગમે તેને સ્વીકારીને એની મોટાઈમાં વધારો કરો !’ આમ વાત ચાલતી હતી એટલામાં વચ્ચે મદલેખા બોલી કે ‘રાજકુમાર ! તમે વારંવાર પોતાને સેવક શબ્દથી બોલાવો છો, તેથી અમારી સખીને દુઃખ લાગશે. તમારું સર્વસ્વ અમારી સખીએ સ્વીકાર્યું છે માટે હવે બીજી વાતો કરવી રહેવા દો. કહો ! ભરતખંડની શોભા કેવી છે ? ઉજ્જયિની નગરી કેવી છે ? તારાપીડ રાજાની શી ખબર છે ? વિલાસવતીને કેમ છે ? શુકનાસ કેવા છે ? તમારી નગરી અહિંથી કેટલી દૂર છે ? વગેરે વાતચીત કરો. પછી કાદમ્બરી પોતાના મહેલમાં જઇને મોડી રાત્રે સુઈ ગઈ. બીજી તરફ ચન્દ્રાપીડ પણ શય્યાપર પોઢી ગયો. પરોઢીયે જાગી સ્નાન સંધ્યા કરી કાદમ્બરી તથા મહાશ્વેતાને મળ્યો અને તેમની બન્નેની રજા લઇને ગયો. ગંધર્વો સાથે હેમકૂટમાંથી નીકળીને જેવો તે અચ્છોદ સરોવર પાસે આવ્યો કે, તેણે પોતાની પાછળ આવતા સૈન્યને દીઠું. ગંધર્વોને પાછા જવાની રજા આપી, પરંતુ બીજે દિવસે કેયૂરકે આવી ચન્દ્રાપીડને વિનંતિ કરી કે આપનાં દર્શન વિના દેવી કાદમ્બરીને ચહેન પડતું નથી. તે ફરીને આપનું મુખ જોવાને ઇચ્છે છે. ચન્દ્રાપીડ પત્રલેખાને સાથે લઇ પાછો હેમકૂટ ગયો. વિરહવેદનાને અનુભવતી કાદમ્બરીને મળી તેની આશ્વાસના કરી, અને તેની પાસે પત્રલેખાને રાખી પોતે પાછો અચ્છોદની તળેટીમાં પડાવ નાંખીને પડેલી પોતાની સેના પાસે આવી પહોંચ્યો.

પિતા તરફથી ત્યાં એક દૂત પત્ર લઇને આવ્યો. તેણે ચન્દ્રાપીડને પત્ર આપ્યો તેમાં લખ્યું હતું કે, દીકરા ! તને દીઠે ઘણા દહાડા થઇ ગયા છે, માટે પત્ર વાંચીને તરત જ આ તરફ આવજે ! પત્ર વાંચીને ચન્દ્રાપીડે મેઘનાદ નામના સેવકને બોલાવીને કહ્યું કે, પત્રલેખા થોડા

દહાડા થયા પછી કેયૂરક સાથે અહિં આવશે, તેને તેડીને તું અવંતી આવજે. આમ કહી વૈશંપાયનને સેનાનો વ્યવસ્થાપક નીમી, તેને પાછળથી આવવાનું કહીને પોતે એકલોજ અવંતી તરફ રવાના થયો. તે અવંતી આવ્યો પરંતુ કાદમ્બરી વિના તેના મનમાં સંતાપ થવા લાગ્યો. મેઘનાદ પત્રલેખાને લઇને આવ્યો અને કાદમ્બરીની વિરહાવસ્થાનું વર્ણન કરતાં કહ્યું કે, જો તમારે કાદમ્બરીને જીવતી રાખવી હોય તો તમે ત્યાં પધારો! તે સાંભળીને ચન્દ્રાપીડ વિચારમાં પડી ગયો કે, હવે અવંતીમાંથી કેવી રીતે બહાર નીકળવું. બીજી તરફથી કેયૂરકે પણ કાદમ્બરીની દુ:ખી સ્થિતિનું વર્ણન કર્યું. તે ઉપરથી ચન્દ્રાપીડ તે વખતે ગભરાટમાં પડ્યો. વૈશંપાયન ધાર્યા પ્રમાણે આવ્યો નહિ, તેથી તેનાં માતાપિતાને તથા પોતાનાં માતાપિતાને બહુજ સંતાપ થવા માંડ્યો. તે ઉપરથી તેને શોધવાનું બહાનું કરી માતાપિતાની રજા લઈ ચન્દ્રાપીડ અવંતીથી નીકળીને હેમકૂટ તરફ ચાલ્યો, અચ્છોદ સરોવર પાસે આવીને તેણે વૈશંપાયનની શોધ કરવા માંડી તો તેનો પત્તો લાગ્યો નહિ. મહાશ્વેતાને પૂછવા માટે તેના આશ્રમ તરફ ગયો અને જુએ છે તો મહાશ્વેતા કલ્પાંત કરે છે ને તરલિકા તેને હૈયામાં ચાંપીને બેઠેલી છે. તે ઉપરથી કાદમ્બરીને તો કંઈ થયું નહિ હોય, એવી શંકાથી ચન્દ્રાપીડે મહાશ્વેતાને પૂછ્યું કે આમ કેમ, કલ્પાંત કેમ કરો છો? મહાશ્વેતા કપાળ કૂટતી બોલી કે, આપના ગયા પછી હું હેમકૂટથી અહિં આવી અને આપના જેવાજ કોઈ કુમારને અહિં ફરતાં દીઠા. મને જોઇને એમની નજર બગડી અને તે મારી પાછળ ફરવા લાગ્યા. રાત્રિને વખતે હું જ્યારે શિલાતળપર સુતી હતી, તે વખતે તે કુવચન બોલ્યા તેથી ક્રોધની મારી મેં તેમને શાપ આપ્યો કે, તું પોપટની પેઠે સમજ્યા વિના બોલે છે, માટે જા પોપટ થઇને અવતર. મારા શાપની સાથેજ તે કાષ્ટવત્ જડ થઇને પૃથ્વીવર ઢળી પડ્યો. એના મરણ પછી મેં સાંભળ્યું કે, એ તો આપના મિત્ર થતા હતા.

આ વાત સાંભળતાં ચન્દ્રાપીડનું હૃદય એકાએક ફાટી ગયું, એટલે મહાશ્વેતાને હૈયામાં ઘાલીને બેઠેલી તરલિકાએ તરત દોડી આવી તેને ઝાલી લીધો. ચન્દ્રાપીડનું મરણ જોઇને સૌ ગભરાટમાં પડી ગયાં. મહાશ્વે-

તાને ગાળો દઇને શોક કરવા લાગ્યાં. બીજી તરફથી **કાદમ્બરી** પણ **ચન્દ્રાપીડ**ના આવવાના સમાચાર જાણી પોતાની સખીઓ તથા **પત્રલેખા** સાથે ત્યાં આવી પહોંચી. **ચન્દ્રાપીડ**ને મરણ પામેલો જોઇને તે કદલી-સ્થંભની પેઠે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડી. મૂર્ચ્છામાંથી જાગ્રત થયા પછી, **કાદમ્બરી**એ **ચન્દ્રાપીડ** સાથે સતી થવાનો—બળી મરવાનો વિચાર કર્યો અને તેની પૂજાને માટે જે જે પુષ્પ, ધૂપ, દીપ તથા અગર ચંદન વગેરે આણ્યું હતું, તેનાથી **ચન્દ્રાપીડ**ની પૂજા કરી, તે શબને પોતાના ખોળામાં લઇને બેઠી. **ચન્દ્રાપીડ**ના શરીરમાંથી એક તેજ બહાર નીકળ્યું, તેણે **મહાશ્વેતા**ને ધીરજ આપી અને **કાદમ્બરી**ને કહ્યું કે, તું પોતે પ્રાણત્યાગ કરીશ મા. તેમ આ શબને પણ અગ્નિસંસ્કાર કરીશ મા. પરંતુ આમને આમ રાખજે. તે ઉપરથી **કાદમ્બરી ચન્દ્રાપીડ**ના શબને પોતાના ખોળામાં રાખીને શોકમાં દિવસો નિર્ગમવા લાગી.

આણી તરફ **ચન્દ્રાપીડ** અને **વૈશંપાયન**ના કંઇપણ સમાચાર નહિ મળવાથી કેટલાક દૂતો ઉજ્જયિનીથી આવ્યા. તેઓ સર્વ અશુભ સમાચાર લઇને પાછા ઉજ્જયિની ગયા ને ત્યાં આંસુ ભરી આંખે નગરી બહાર પૂજા કરવાને આવેલી **વિલાસવતી** પાસે ઉભા રહ્યા. **વિલાસવતી**એ પુત્રના સમાચાર પૂછ્યા, પરંતુ તેઓ ઉત્તર આપી શક્યા નહિ એ ઉપરથી રાણી **વિલાસવતી** કંઇ પણ અશુભ થયું છે, એમ માનીને વિલાપ કરવા લાગી. પાછળથી રાજા **તારાપીડ**, મંત્રી અને મંત્રીની રાણી સૌ આવી પહોંચ્યાં. દૂતોએ જણાવ્યું કે, **ચન્દ્રાપીડ** મરણ પામ્યા છે, પરંતુ તેનું શરીર હજી જેવું ને તેવુંજ છે. તે ઉપરથી રાજા, રાણી ને બીજાં સૌ **ચન્દ્રાપીડ** પાસે જવાને નીકળ્યાં.

**ચન્દ્રાપીડ**નાં વડીલો તેને મળવા માટે આવે છે, એમ જાણ થતાંજ **મહાશ્વેતા** આંસુ પાડતી પોતાની ગુફામાં પેસી ગઇ. બીજી તરફ **કાદમ્બરી** પણ મૂર્ચ્છિત થઇ ગઇ, જેને તેની સખીઓએ ઝાલી રાખી. રાજા **તારાપીડ શુકનાશ**ના ખભા ઉપર હાથ મૂકી **આશ્રમ** પાસે આવી પહોંચ્યો ને તેની પાછળ **વિલાસવતી મનોરમા**ને ખભે હાથ મૂકી ચાલતી આવી,

આંસુની ધારાઓ પાડતાં પાડતાં લાંબા હાથ કરીને વિલાપ કરતાં બોલી કે, દીકરા ! આવ, અહિં આવ ! ઘણે દહાડે તારૂં દર્શન થયું. દીકરા ! તારી હીણભાગી માતાને એકવાર ઉત્તર આપ ! એકવાર મારા સામું જો ! દીકરા ! આમ મુંગો મુંગો કેમ પડ્યો છે ? ઉઠ, ઉભો થા અને તારી માતાના ખોળામાં બેસીને કાલાં કાલાં વચનો બોલ ! તારી રડતી માના પર દયા આણીને ઉત્તર આપ ! દીકરા ! તને કોણે દુભાવ્યો છે ? હું તને મનાવું છું, તોપણ તું કેમ બોલતો નથી ? પુત્ર ચન્દ્રાપીડ ! તારા પિતા આટલે બધે દૂરથી આવ્યા છે, તેમને પ્રણામ કર ! ક્યાં ગઈ તારી વડીલો તરફની ભક્તિ ? ક્યાં ગયો તારો સ્નેહ ? શું આમ અમારી બધાની મમતા છોડીને ચાલ્યો જઈશ !' આ રીતે વિલાપ કરતાં કરતાં રાણી દીકરાના ગાલ ઉપર વારંવાર બચીઓ કરીને છાતી ફાટ રડવા લાગ્યાં. તે વખતે તારાપીડે રાણીને આશ્વાસના આપતાં કહ્યું કે, રાણી ! બહુ શોક કરો નહિ. આપણે પુત્રના મુખના દર્શન કર્યાં. વધારે શોક કરવામાં શું ફળ છે ? આપણે તો ઉલટી શુકનાશ ને મનોરમાને ધારણા દેવી જોઇએ, આપણેજ રડીશું તો પછી તેઓને ધારણા કોણ આપશે ? આ ગંધર્વરાજની પુત્રી પણ આપણા આવવાથી શોકને લીધે મૂર્ચ્છિત થઈ ગઈ છે. રે કોઈ તેને ખોળામાં લો અને સચેતન કરો ! પછી જેટલું રડવું હોય તેટલું રડજો.

રાજા તારાપીડનાં વચનો સાંભળી વિલાસવતી બોલ્યાં કે, "ક્યાં છે મારા પુત્રને જાળવનારી મારી વહાલી વહુ ?" કેમ બોલતી નથી બેટા ! કાદમ્બરી પાસે ગઈ અને તેનું મૂર્ચ્છા આવવાથી મિંચાયલી આંખવાળું મુખ જોઈ, તેના ગાલ ઉપર પોતાનો ગાલ, તેના લલાટ ઉપર પોતાનો લલાટ ને નેત્ર ઉપર નેત્ર મૂકીને તેના હૃદય ઉપર પોતાનો શીતળ હાથ ફેરવતી ફેરવતી બોલી કે, દીકરા વહુ ધીરજ રાખ ! તારા વિના મારા દીકરા ચન્દ્રાપીડનું શરીર આવી સ્થિતિમાં રહેત નહિ. તમે તો અમૃત જેવાં છો. ચન્દ્રાપીડનું નામ સાંભળીને તથા વિલાસવતીના શીતળ હાથનો સ્પર્શ થતાં કાદમ્બરીની મૂર્ચ્છા વળી અને તેને ભાન આવ્યું. મદલેખાએ કાદમ્બરીને પોતાના ખોળામાંથી નીચે ઉતારી ને તેણે વડીલોને પ્રણામ કર્યાં. વડીલોએ આશીર્વાદ આપતાં કહ્યું કે, લાંબા વખત સુધી

## કાદમ્બરી અને ચન્દ્રાપીડ.



પછી તેના મુખ સામું ટગર ટગર જોવા લાગી.

(કૉપીરાઇટ) પૃ. ૧૯૯.

Lakshmi Art, Bombay.

સૌભાગ્ય ભોગવો. બીજી તરફથી કાદમ્બરી સચેત થયાં છે, એમ જાણીને તારાપીડ પુત્ર ચન્દ્રાપીડને આલિંગન તથા ચુંબન કરીને બોલ્યો કે 'વહુ ! અમારે પુત્રનું મુખ જોવાની ઇચ્છા હતી, તે આજે પૂર્ણ થઈ. તમે આજ દિવસ સુધી મારા પુત્રને સાચવ્યો તે માટે જે જે ઉપચારો કરતાં હો, તે તે ઉપચારો અમારાથી શરમાઇને બંધ પાડશો મા. અમે તો માત્ર જોનારાં છીએ. આવ્યાં તોએ શું ને ગયાં તોએ શું ? કુમારનું શરીર કાદમ્બરી વહુના ઉપચારોથી હજી તાજું પ્રફુલ્લિત રહ્યું છે માટે ભલે તેની પાસેજ રહે ! હવે હું વનવાસ કરવા ધારું છું, કારણ કે, મારો પ્રથમથી વિચાર હતો કે, પુત્રનું અને પુત્રની વહુનું મુખ જોઈ મારે વનવાસ જવું. તે મનોરથ પુરો કરવા ધારૂં છું.' એમ કહી તારાપીડે રાણી સાથે તેજ વનમાં વાસ કર્યો.

કેટલોક કાળ વીત્યા પછી ચૈત્ર માસ બેઠો. ભગવાન્ કામદેવના મહો-ત્સવનો સમય આવ્યો ત્યારે એક દિવસ સાયંકાળે કાદમ્બરીએ સ્નાન કર્યું અને ચન્દ્રાપીડને સુગંધિ જળથી સ્નાન કરાવીને કસ્તૂરી તથા ચંદનના લેપ કર્યાં. તેના માથાપર પુષ્પનો મુકુટ પહેરાવ્યો, શરીરને પુષ્પનાં આભરણોથી અલંકૃત કર્યું અને પછી તેના મુખ સામું ટગરટગર જોવા લાગી અને વારંવાર નિઃશ્વાસ નાંખતી તથા ધૂજતી ધૂજતી રખેને મહાશ્વેતા જોતી હોય એવા ભયથી વારંવાર દિશાઓ તરફ દૃષ્ટિ કરવા લાગી. એ-કાંત જોઇ ચન્દ્રાપીડના શરીરને બે હાથવડે ગાઢ આલિંગન કર્યું. ચન્દ્રા-પીડના પ્રાણ કાદમ્બરીના અમૃતમય આલિંગનથી પાછા તેજ ક્ષણે આવ્યા. સૂર્યના તાપથી કરમાઈ ગયેલું પોયણું જેમ શરદ ઋતુની ચન્દ્રિકાવડે વિકસિત થાય, તેમ ચન્દ્રાપીડનું હૃદય પણ સચેત થઈ શ્વાસ લેવા લાગ્યું. તેની બન્ને આંખો ઉઘડી ગઈ અને નિદ્રામાંથી જાગ્રત થયો હોય, તેમ સચેત થઇને કંઠે વળગેલી કાદમ્બરીના આનંદમાં વધારો કરતાં બોલ્યો; પ્રાણપ્રિયા! હવે ભય રાખીશ નહિ હું સજીવન થયો છું. તારા જેવી અમૃતમાંથી ઉત્પન્ન થયેલી સ્ત્રીનો હાથ અડકે ત્યાં મૃત્યુ હોય-જ ક્યાંથી ?

'શાપને લીધે આટલા દિવસ હું શબની પેઠે પડ્યો રહ્યો હતો આજે મારો શાપ પૂરો થયો. બીજી તરફ તારી સખી મહાશ્વેતાનો પતિ પણ પાછો સજીવન થયો.' આમ કહે છે, એટલામાં પુંડરીક ત્યાં આવી પહોંચ્યો. કાદમ્બરી તેના આવવાની વધામણી ખાવા મહાશ્વેતા પાસે ગઈ. અહિં ચન્દ્રાપીડ પુંડરીકને મળ્યો. આ સમાચાર રાજા તારાપીડને તથા તેના મંત્રી શુકનાશને, રાણી વિલાસવતીને અને મનોરમાને પણ મળ્યા, એટલે તે બધાં ત્યાં આવ્યાં અને રાજા તથા રાણી ચન્દ્રાપીડને ભેટીને અને શુકનાશ તથા મનોરમા વૈશંપાયન કે જેનું બીજું નામ પુંડરીક હતું, તેને ભેટીને પ્રસન્ન થયાં અને પુત્રને સજીવન કરનારી પતિવ્રતા કાદમ્બરીનાં તથા તેની બહેનપણી મહાશ્વેતાનાં તેમણે દેખાડી આપેલી અનન્ય પતિભક્તિ માટે, વખાણ કરવા લાગ્યાં.

---

# અદિતિ.



દેવતા અદિતિ દક્ષપ્રજાપતિની પુત્રી અને કશ્યપની ધર્મપત્ની થતાં હતાં. નાની વયથી પિતાના ઘરમાં અપાતા ધર્મશિક્ષણના પ્રભાવથી તેમના હૃદયમાં ધર્મશ્રદ્ધાએ વાસ કર્યો હતો. પતિસેવા, સૌભાગ્યવ્રતો તથા બીજા ગૃહાચારસમ્બન્ધી જ્ઞાનમાં તે સતી ઘણાં કુશળ હતાં. તેમણે પરણીને પતિના ઘરમાં આવ્યા પછી ધાર્મિક અને વ્યાવહારિક કાર્યોમાં પતિની સાથે ભાગ લઈ તેમના મનને જીતી લીધું હતું. પોતાની બીજી બહેન દિતિ કશ્યપને પરણી હતી. પરંતુ તેનો સ્વભાવ જરા મનસ્વી હતો અને તેને પરિણામે અદિતિના પુત્રો જ્યારે સત્વગુણી થયા ત્યારે દિતિના પુત્રોમાં તમોગુણ આવ્યો હતો, તેથી અદિતિના પુત્ર દેવતાઓ અને દિતિના પુત્ર દૈત્યો વચ્ચે નિત્ય લડાઈ થયા કરતી હતી. દેવો હારી ગયા અને દૈત્યો દેવોને રાજ્યભ્રષ્ટ કરી સ્વર્ગનું રાજ્ય કરવા

લાગ્યા. **અદિતિ**નું શરીર સંતાપથી ગળવા માંડયું. કશ્યપઋષિ સમાધિમાંથી ઉઠી અદિતિના આશ્રમમાં આવ્યા ને જુએ છે તો આશ્રમને ઝાંખું, આનંદ વિનાનું અને હાલહવાલ થયેલું દીઠું. કશ્યપ મુનિને આવતા જાણીને **અદિતિ**એ આસન આપીને તેમને બેસાડ્યા અને તેમનો રુડી રીતે સત્કાર કર્યો. તે પછી કશ્યપે પૂછ્યું, 'વહાલિ! આજે તું ઉદાસ કેમ દેખાય છે? તેં અગ્નિમાં કેમ હોમ કર્યો નથી? શું આપણ ઘેરથી અતિથિઓ સત્કાર વિના પાછા ગયા? તારા કરમાયલા મુખપરથી તારા મનમાં ખેદ હોય એમ જણાય છે.'

**અદિતિ** બોલ્યાં કે બ્રાહ્મણો, ગાયો અને આપણો ધર્મ સૌ કુશળ છે. આ ઘર ધર્મ, અર્થ અને કામને ઉત્પન્ન થવાનું ઉત્તમ ક્ષેત્ર છે. અહિં ત્રિવર્ગ યથાર્થ રીતે થયા કરે છે. અગ્નિ, અતિથિ, ચાકરનફર, અથવા તો યાચકો કોઈનું અપમાન થયું નથી. માત્ર મારા મનમાં એક ઇચ્છા છે, તે આપે પૂર્ણ કરવાની જરૂર છે. શત્રુઓએ મને મારા સ્થાનમાંથી કાઢી મૂકી છે. મારા પુત્રોનું રાજ્ય ખુંચવી લીધું છે. મારા પુત્રોને રાજ્ય પાછું મળે, તેમ કરો! તે સાંભળીને ભગવાન્ કશ્યપે તેને શૂરવીર પુત્ર ઉત્પન્ન થવા માટે વિષ્ણુનું પયોવ્રત કરવાનો ઉપદેશ કરતાં કહ્યું કે, 'હે કલ્યાણિ! તેં અનન્ય ભક્તિથી મારી સેવા કરી તારો ધર્મ યથાર્થ બજાવ્યો છે. પતિસેવા એજ સ્ત્રીઓનું ધર્માચરણ છે અને તેં નાની વયથી પિતાના ઘરમાં રહી તે વાત જાણેલી છે. ધર્મના પ્રતાપથી તેં આલોક ને પરલોકનો વિજય કર્યો છે. તું ફાગણ મહિનાના શુકલપક્ષમાં પડવાથી બારસ સુધી બાર દિવસ કેવળ દૂધ પીને ભગવાન્ વિષ્ણુનું આરાધન કર અને રોજ અગ્નિમાં હોમ, પરમાત્માનું પૂજન, બ્રાહ્મણભોજન તથા દાનાદિક કર, બ્રહ્મચર્ય પાળ, મિથ્યા ભાષણ કરવું નહિ ને ક્રોધનો પરિહાર કરજે. વ્રત થઈ રહ્યા પછી તેરમે દહાડે વ્રતની સમાપ્તિ કરીને પારણું કરજે. આનું નામ પયોવ્રત કહેવાય છે.'

**અદિતિ**એ કશ્યપ મુનિના ઉપદેશ પ્રમાણે વ્રત આરંભ્યું અને તે પછી તેને ત્યાં ઉપેંદ્ર નામના ભગવાન્ પ્રકટ થયા, જેમણે વામનરૂપ ધારણ

કરીને બલિની પાસેથી ત્રણ પગલાં ભૂમિની યાચનાને બહાને ત્રણે લોકો લઈ લીધા અને દૈત્યોએ હરી લીધેલું સ્વર્ગનું રાજ્ય પરાક્રમી પુત્રદ્વારા પાછું મેળવીને પતિવ્રતા અદિતિએ સ્વામીસેવાનું મહાત્મ્ય દર્શાવી આપ્યું. ધન્ય છે પતિની સેવામાં પરાયણ રહેનારાં અદિતિને ! !

---

# ચૂડાલા.



પતિવ્રતા ચૂડાલા સૌરાષ્ટ્ર દેશના રાજાની પુત્રી હતી. તેણે નાની ઉમ્મરથી પોતાના પિતાની પાસે આવતા ઋષિ-મુનિઓના મુખથી અધ્યાત્મજ્ઞાનની કથાઓ સાંભળી નીતિશાસ્ત્ર ને ધર્મશાસ્ત્ર ઉપરાંત આત્મજ્ઞાન સંપાદન કર્યું હતું. તે જેવી શાસ્ત્રમાં કુશળ તેવી રૂપમાં પણ અનુપમ લાવણ્યવતી હતી. અપ્સરાઓ પણ તેના રૂપપર મોહી પડતી, આ કન્યાના રૂપ તથા ગુણનાં વખાણ સાંભળી શિખિધ્વજ નામના રાજાએ માગું મોકલ્યું. સૌરાષ્ટ્રના રાજાએ સ્વીકાર્યું ને મોટી ધામધુમથી શિખિ-ધ્વજ સાથે ચૂડાલાને પરણ્યા પછી હંસ જેમ કમલિની સાથે વિનોદમાં રાત્રિ દિવસ ગાળે, તેમ ચૂડાલા સાથે વિનોદમાં રાત્રિ દિવસ ગાળવા લાગ્યો. બીજી તરફ ચૂડાલાને નાની વયથી વિદ્યા ભણવાનો શોખ લાગ્યો હતો, તેથી તે શિખિધ્વજની પાસેથી શાસ્ત્રો ઉપરાંત વ્યવહાર, નીતિ તથા બીજી કળાઓનું શિક્ષણ લેવા લાગી. રાજા ચૂડાલા પાસેથી નૃત્ય સંગીત વગેરે કળાઓ જાણવા લાગ્યો. આમ રાજા અને રાણી રાત-દહાડો પરસ્પર પુષ્પ અને ગંધની પેઠે તન્મય બની ગયાં.

બન્ને જણાએ યૌવનલીલામાં કેટલાંએક વર્ષો ગાળ્યાં અને ફૂટેલા ઘડામાંથી જેમ પાણી ઝરી જાય, તેમ તે બન્નેનું યૌવન ગળી જતાં તેમણે વિચાર કર્યો કે, હવે કાળના ઝપાટાથી નાશ પામનારા આ મિથ્યા દેહથી

વ્યવહાર કરનારા જીવના મરણુને પાકેલા ફળના પડવાની પેઠે કોઈથી પણ અટકાવી શકાય તેમ નથી. પાણી જેમ ફૂટેલા ઘડામાંથી ઝર્યાં કરે છે, તેમ આયુષ્ય પણ શરીરમાંથી ઝર્યાં કરે છે. ગરજો જેમ માંસ ઉપર ઝડપો નાંખે છે, તેમ દુઃખો મન ઉપર ઝડપો નાંખ્યા કરે છે. જીવન પાણીના પરપોટા જેવું ક્ષણિક છે, યૌવનનો વેગ નદીના પૂર જેવો ઝડપથી વહેનારો છે માટે હવે જે વસ્તુ પ્રાપ્ત થવાથી ગમે તેવા સંકટમાં પણ માનસિક ખેદ ન થાય, તેવો પદાર્થ મેળવવા યત્ન કરવાની જરૂર છે. આવો વિચાર કર્યાં પછી તે જોડાંએ મોક્ષ મેળવવા માટે વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. ચૂડાલા પતિ સાથે વેદાંતશાસ્ત્ર જાણનારા ઋષિ મુનિઓના મુખથી વેદાંતનું નિર્મળ જ્ઞાન શ્રવણ કરીને પરમાત્માના સ્વરૂપને જાણવાનો પ્રયાસ કરવા લાગી. અભ્યાસ કરતાં કરતાં તેને વિચાર આવ્યો કે, દેહ તો જડ અને મૂઢ છે, અજ્ઞાન બાળકો પણ 'મારો દેહ' એમ કહે છે, પણ હું દેહ એમ કહેતી નથી. તેથી નિશ્ચય થાય છે કે, આત્માથી દેહ ભિન્ન છે અને તે નાશવંત છે. આવા વિચારો કરી ચૂડાલા પોતાના મનમાં અત્યંત હર્ષ પામવા લાગી અને સાંસારિક મોહ તરફ તુચ્છ બુદ્ધિથી જોવા લાગી. આત્મજ્ઞાનના પ્રભાવથી તેણે જે શાંતિમય સુખ સંપાદન કર્યું હતું, તેને પરિણામે ચૂડાલાના સૌંદર્યમાં વિશેષ વધારો થયો. વસંતમાં ખીલેલી લતાની પેઠે તેનું લાવણ્ય પુર બહારમાં ખીલી નીકળ્યું. તે જોઈને રાજા શિખિધ્વજે પ્રશ્ન કર્યો કે, 'વહાલી! તારી શોભામાં એકાએક આમ વધારો જોઈને મને જિજ્ઞાસા થાય છે તેનું કારણ શું છે? ચૂડાલાએ જણાવ્યું કે, એ બધો આત્મજ્ઞાનનો પ્રભાવ છે. ભોગો ભોગવ્યા વિના પણ તેના ઉપભોગનો આનંદ હું મેળવી શકું છું. આ દેહ રાજમહેલમાં છે, છતાં હું પરબ્રહ્મમાં વિચરું છું. હું સુખ કે દુઃખ કોઈની પણ પ્રાર્થના કરતી નથી. તેમ દૈવયોગથી અનર્થો થયા છતાં તેનાથી હારતી પણ નથી. ભાગ્યવડે જે વસ્તુ આવી મળે તેટલાથી સંતુષ્ટ રહું છું તેનો આ બધો પ્રભાવ છે.'

શિખિધ્વજ રાજા જરા હસીને બોલ્યો કે 'સુંદરી! તમે વાત કરી, તે બધી સંબંધ વિનાની છે! તમારી બુદ્ધિ હજી કાચી છે. તમે વાતો કહો

છો, પરંતુ તે બધી પ્રત્યક્ષ નહિ પણ અપ્રત્યક્ષ છે. ભોગો ભોગવ્યા વિના પણ તેનો આનંદ મળવા વિષે તમે કહ્યું, તે વાત માની શકાય તેવી નથી. માટે લૌકિક ભોગવિલાસોને એકદમ તજી દેવા એ યોગ્ય નથી.' આમ કહી રાજા સ્નાન કરવા માટે સ્નાનગૃહમાં પેઠો કે ચૂડાલા એકલી પડતાં રાજાના સાંસારિક મોહ ઉપર વિચાર કરતી મન સાથે કહેવા લાગી કે હજી રાજાનો સંસાર ઉપર જેવોને તેવોજ મોહ છે. તે મારા કહેવાનો અર્થ સમજ્યા જણાતા નથી. ઠીક છે. ધીરે ધીરે બધાં સારાં વાનાં થશે. આમ કેટલોક વિચાર કર્યા પછી તે પોતાનું ગૃહકાર્ય કરવામાં ગુંથાઈ.

તે પછી આત્મસ્વરૂપને જાણનારી અને તેથી સદાય આનંદમાં રહેનારી ચૂડાલાને એક વખત એવો વિચાર આવ્યો કે, હું પણ દેવતાઓની પેઠે આકાશમાં ઉડવાની શક્તિ સંપાદન કરૂં તો ઠીક. તે ઉપરથી તેણે એકાંતમાં પદ્માસન વાળી, શરીરને દૃઢ રાખી ઘણા કાળસુધી યોગાભ્યાસ કરી આકાશચારિણી સિદ્ધિ સંપાદન કરી.

બીજી તરફ **શિખિધ્વજ** રાજાને દુઃખાદિકને શાંત કરનારૂં આત્મજ્ઞાન જોઇએ તેવું થયું નહતું તેથી તે રાત દહાડો સાંસારિક દુઃખોથી દટાઈ શોક અને સંતાપમાં તપ્યા કરતો હતો. તેના મંત્રીઓ તેને ઉપદેશો તથા દૃષ્ટાંતો આપીને તેની પાસે રાજકીય કાર્યો કરાવતા હતા. પછી રાજા ગાય, સુવર્ણ વગેરેનાં દાનો દેવા લાગ્યો, ચાંદ્રાયણ વગેરે વ્રતો કરવા લાગ્યો, તીર્થોમાં યાત્રા નિમિત્તે ફરવા લાગ્યો, તોપણ રાજાના મનને સંતોષ થયો નહિ. તે પછી એક દિવસ રાજા પોતાની પાસે બેઠેલી રાણી ચૂડાલાને કહેવા લાગ્યો કે વહાલી ! મેં ઘણા કાળસુધી રાજ્ય કર્યું ને વૈભવો ભોગવ્યા. હવે મને વનમાં વાસ કરવાની ઇચ્છા થઈ છે. વનમાં સુખ કે દુઃખ કંઈ પણ ભોગવવું પડતું નથી. એકાંત વાસથી મન જેવું પ્રસન્ન રહે છે, તેવું રાજમહેલમાં કે ઇન્દ્રના ભવનમાં પણ રહેતું નથી. હું હવે આ દુઃખથી ભરેલા રાજવૈભવો તજી વનમાં જવાની ઇચ્છા રાખું છું. મારી આ ઇચ્છાને તું પણ અનુમોદન આપ. કુલીન કાંતાઓ ભર્તાની ઇચ્છાનો ભંગ કરતી નથી.

ચૂડાલા બોલીકે 'પ્રાણનાથ! વસંતમાં જેમ પુષ્પો અને શરદમાં જેમ ફળ શોભે છે, તેમ કાર્ય પણ તેને સમયે શોભે છે. વનવાસ વૃદ્ધ પુરુષને શોભે, પરંતુ તમારા જેવાને શોભે નહિ. આપણે જ્યાંસુધી તરુણ છીએ ત્યાંસુધી ગૃહસ્થાશ્રમમાં રહેવું યોગ્ય છે. વળી રાજા સમય વિના પ્રજાનું પાલન નહિ કરતાં વનવાસ કરે છે તો તેને દોષ લાગે છે. પ્રજાપાલન કરતાં બીજો મોટો ધર્મ નથી, માટે હમણાં વનમાં જવું માંડી વાળો. રાણીનાં વચન સાંભળી રાજા બોલ્યો કે 'રાણી, તમારે મારા કાર્યમાં વિઘ્ન નાંખવું યોગ્ય નથી માટે મને જવા દો અને તમે રાજ્યમાં રહીને કુટું-બનું રક્ષણ કરો તથા રાજ્યકાર્યભાર ચલાવો.' આ પ્રમાણે કેટલીક વાતચીત કરીને રાજારાણી નિદ્રાવશ થયાં. અર્ધરાત્રિ થઈ કે, રાજા પલં-ગમાંથી ઉઠી નીચે ઉતર્યો અને કોઇપણ જાણે નહિ તેમ એકલો વનમાં ચાલ્યો ગયો. મંદરાચળની પડોશમાં એક પર્ણકૂટી બાંધીને ત્યાં રહ્યો.

અહિં ચૂડાલાએ પાછલી રાત્રીએ જાગીને જોયું તો પોતાના પતિને પલંગમાં દીઠા નહિ, તે વિચારમાં પડી ગઈ. ક્ષણવાર પલંગપર બેઠાં બેઠાંજ તેણે વિચાર કર્યો કે અરેરે! રાજાજી તો મને અને રાજ્યને તજીને વનમાં ચાલ્યા ગયા. હવે મારે શું કરવું? શાસ્ત્રોમાં પતિને સ્ત્રીઓનો મુખ્ય આધાર કહેલો છે. ચાલ હવે તેમની પાસે જાઉં. આવો વિચાર કરી પતિ પાસે જવાને ચૂડાલા સૂક્ષ્મ રૂપ ધારણ કરી આકાશ માર્ગે ઉડી. પરંતુ સારા શકુન થયા નહિ તેથી પોતે ભવિષ્યમાં પતિને મળવાનું રાખીને પાછી પોતાની રાજધાનીમાં આવી. તેણે લોકોના મનનું સમા-ધાન કરવા માટે એવું જાહેર કર્યું કે, રાજાજી થોડા વખત માટે બહાર ગામ ગયા છે. તે આવશે ત્યાં સુધી રાજ્યકાર્યભાર હું ચલાવીશ. આ રીતે લોકોના મનનું સમાધાન કરીને ચૂડાલા રાજ્યકાર્યભાર ચલાવવા માંડી. અઢાર વર્ષ સુધી ચૂડાલાએ રાજ્યકાર્યભાર ચલાવ્યો અને રાજા મંદરા-ચળના વનમાં એકાંત વાસ કરીને પરમાત્માનું ભજન કરવા લાગ્યો.

રાજા વૃદ્ધાવસ્થાને લીધે તદન શાંત બની ગયો હતો. વૈરાગ્યે તેના ચંચળ મનને નિર્બળ કરી નાંખી તેની વૃત્તિને પરમાત્મારૂપ કરી દીધી હતી.

હવે તેને સાંસારિક ભોગો ભોગવવાપર ભાવ રહ્યો ન હતો. ચૂડાલા ઘણું વર્ષો સુધી વાટ જોયા પછી પતિની પાસે જવા માટે રાત્રિને સમયે આકાશમાર્ગે નીકળી પડી. માર્ગમાં જતાં જતાં અનેક દેવાંગનાઓને તથા અપ્સરાઓને સૌભાગ્યના શણગારમાં શણગારાઇને પોતાના પતિની પાસે જતી દીઠી. બીજી તરફ ઝાકળ વરસાવતા તથા મંદાર પુષ્પોના સુગંધિ પરાગોને આસપાસ વેરતા શીતળ પવનોના સ્પર્શનો અનુભવ થવા લાગ્યો. ચંદ્રમાએ રૂપેરી કિરણોથી આખા જગત ઉપર છંટકાવ કરીને વિરહીઓનાં ઉદાસી હૃદયને અંકુરિત કરવા માંડ્યાં. તે વખતે નિષ્કામ ચૂડાલાના હૃદયમાં પણ અનેક વિચારો આવવા લાગ્યા, સાંસારિક સુખોએ તેના જ્ઞાની હૃદયપર જબરી અસર કરી. તે વખતે કંપતા હૃદયે ચૂડાલા બોલી ઉઠી કે ‘ પ્રાણીઓનો સ્વભાવ જીવતા સુધી બદલાતો નથી. મારા મનને રોકયા છતાં પણ તે ઉત્કંઠિત થયેલું છે. શો સંસારનો મોહ ! હું હવે મારા સ્વામીને ક્યારે મળીશ? આ શીતળ પવન, આ રૂપેરી ચંદ્ર-કિરણો અને વૃક્ષ ઘટાઓ મારા મનને પતિને મળવા માટે અધીરું બનાવે છે. અરે મન ! તું આટલું બધું અધીરૂં કેમ થાય છે? તારો વિવેક ક્યાં ગયો? મારા સ્વામીનાથ તો હવે વૃદ્ધ અને કામ તૃષ્ણાથી રહિત થઈ ગયા હશે, તોપણ તેમને મળીને હું ઘણા દહાડાના મારા મનોરથોને પૂર્ણ કરીશ. આવો વિચાર કરતી કરતી ચૂડાલા છેક મંદરાચળની પડોસમાં આવી પહોંચી. તેણે જાણ્યું કે, રાજાને યથાર્થરીતે વૈરાગ્ય થયો છે, તેમનું મન વિતૃષ્ણ થયું છે માટે આ સમય તેમને આત્મજ્ઞાનનો ઉપદેશ આપવા માટે યોગ્ય છે. પરંતુ હું જો મારા આ સ્વરૂપથી મળીશ તો તે મને તરુણ અને પોતાની સ્ત્રી સમજીને ઉપદેશ ગ્રહણ કરશે નહિ. બ્રાહ્મણકુમારનો વેષ ધારણ કરીને રાજાને આત્મતત્ત્વનો ઉપદેશ કરું, આમ વિચારી તેણે બ્રાહ્મણના પુત્રનું રૂપ ધારણ કર્યું અને જ્યાં આગળ રાજા બેઠો બેઠો ઇશ્વિરારાધન કરતો હતો ત્યાં ગઈ. રાજાએ તેનો આદર સત્કાર કરી બેસવા માટે આસન આપ્યું. તે ઉપર બ્રાહ્મણના પુત્રરૂપમાં રહેલી ચૂડાલા બેઠી.

તે પછી રાજા અને બ્રાહ્મણપુત્ર વચ્ચે કેટલીક વાતચીત થઈ. પછી શિખિધ્વજ રાજાએ પૂછ્યું કે આપ કોના પુત્ર છો? તેના ઉત્તરમાં ચૂડા-

લાએ જણાવ્યું કે, હું નારદઋષિનો પુત્ર છું. રાજાએ પ્રશ્ન કર્યો ઠીક ત્યારે મહારાજ! આ સંસારમાં મનુષ્યને સુખ દુઃખ થવાનું શું કારણ છે તે કહો? બ્રાહ્મણપુત્રે ઉત્તર આપ્યો કે રાજાજી! સુખ ને દુ;ખ એ મનના ધર્મો છે, આત્માના નથી.પરંતુ અજ્ઞાનવડે તેને આત્મામાં માની લીધેલા છે. જેને આત્મજ્ઞાન થયું હોય, તેને સુખ દુઃખ કંઈ બાધ કરી શકતું નથી. જ્ઞાન વિના મુક્તિ મળતી નથી, માટે જ્ઞાન સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પહેલાં મનને શુદ્ધ કરવા માટે કર્મો કરવાની જરૂર છે. કર્મોથી જ્ઞાન સંપાદન કરવાની યોગ્યતા આવે છે. તમને તમારી જ્ઞાની સ્ત્રી ચૂડાલાએ પૂર્વે ઉપદેશ કર્યો હતો, પણ તમે તેને હસી કાઢી હતી અને તેનો ઉપદેશ ગ્રહણ કર્યો ન હતો.

રાજા બોલ્યો કે તેનો ઉપદેશ મેં વગર કહેજ ગ્રહણ કર્યો, કારણ કે મેં રાજપાટ તથા વૈભવો તજી વનમાં વાસ કર્યો. બ્રાહ્મણપુત્ર બોલ્યો કે તમે બધી વસ્તુનો ત્યાગ કર્યો છે, પરંતુ જે વસ્તુનો ત્યાગ કરવાથી તમારા શોકનો નાશ થાય, તે વસ્તુનો તમે ત્યાગ કર્યો નથી. તમારે આ વનપરથી પણ મમતા મૂકી દેવી જોઇએ. રાજાએ વન ઉપરથી પણ પોતાની મમતા છોડી દીધી. તે બન્ને સાથે રહેવા લાગ્યાં અને નિત્ય નિત્ય બ્રાહ્મણકુમારના રૂપમાં રહેલી ચૂડાલાના ઉપદેશથી આખરે રાજાને સર્વ વસ્તુ ઉપર વૈરાગ્ય આવ્યો. છેવટે તેમણે પોતાના હાથમાં રહેલી રુદ્રાક્ષમાળાને સંબોધીને કહ્યું કે 'હે રુદ્રાક્ષમાળા! તું મારી સાથે ઘણો કાળ રહી, હું મંત્રોરૂપી અરણ્યોમાં તારી સાથે ભટકયો. હવે તો હું વિશ્રાંતિ લેવાને ઇચ્છું છું' એમ કહી રુદ્રાક્ષમાળાને અગ્નિમાં હોમી દીધી. તે પછી મૃગચર્મને સંબોધીને કહ્યું કે 'હે મૃગચર્મ! તેં મને આજ દિવસ સુધી ધારણ કર્યો તેથી તારો ઉપકાર માનું છું હવે તું પણ મને તજી જા! હે કમંડલ! તેં પણ મારી તૃષાને છીપાવવામાં મોટી સહાયતા કરી છે હવે તું પણ વિદાય થા.' આમ સર્વ ઉપસ્કરનો ત્યાગ કરી રાજા આત્મસ્વરૂપના આનંદમાં ઘૂમવા લાગ્યો. કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે નિરાશ થઇને રાજાનો ત્યાગ કરી ગયાં ને વૈરાગ્યે તેના હૃદયમાં વાસો કર્યો. ચૂડાલા જે અત્યાર સુધી બ્રાહ્મણકુમારના વેષમાં હતી

તે પોતાનું અસલ રૂપ ધારણ કરી રાજા સંમુખ ઉભી રહી. તેને જોઈ રાજા ચકિત થઈ ગયો અને પૂછ્યું કે તું અહિં ક્યાંથી? ને કેટલા દિવસથી આવી છે? ચૂડાલા બોલી કે આપ વનમાં પધાર્યા પછી કેટલોક કાળ રાજ્યકારભાર ચલાવી આપની પાસે બ્રાહ્મણપુત્રના વેષે આવીને રહી છું. આપને જુદી જુદી રીતે ઉપદેશ કરૂં છું. આમ વાતચીત કર્યા પછી બન્ને જણ એક બીજાને ભેટ્યાં અને રાજાએ રાણી તરફ સ્નેહ ભરી આંખથી જોઇને કહ્યું કે, 'વહાલિ! પોતાની પતિવ્રતા સ્ત્રીનો પ્રેમરસ અમૃતના કરતાં પણ અધિક સ્વાદિષ્ટ હોય છે. તેં કોમલાંગીએ મારા ઉદ્ધાર માટે મહા પરિશ્રમ વેઠ્યો, માટે હું તને કોની ઉપમા આપું? અરૂંધતી, ઈંદ્રાણી, પાર્વતી, સાવિત્રી, લક્ષ્મી, સરસ્વતી, એ બધાં તારા ગુણો આગળ ઉતરતાં છે. કુલીન કાંતાઓનો બોધ જે રીતે પોતાના પતિનો ઉદ્ધાર કરી શકે છે, તે રીતે શાસ્ત્ર કરી શકતાં નથી. કુલીન પત્ની પોતાના પતિનો ભાઈ, સંબંધી, સેવક, ગુરુ, મિત્ર, ધન, સુખ, શાસ્ત્ર, ગૃહ અને દાસ એમાંનું જે કહીએ તે સૌ છે. વધારે તો શું પરંતુ પતિવ્રતા કુલીન કાન્તાઓ પૂજવા યોગ્ય છે. તું પોતે કામના રહિત છે, તેથી તારા ઉપકારનો હું શું બદલો વાળું! બોલ વહાલિ! બોલ! તેં તારા ઉત્તમ કર્મથી આ જગતમાંની સર્વે સ્ત્રીઓની જીતી લીધેલી છે. સ્ત્રીજાતિ તારાવડે ઉજળી ગણાશે. તું સૌજન્યાદિક ગુણોમાં પ્રથમ ગણાશે. વહાલિ! આવ અહિં આવ. તારા દૈવી ગુણોથી હું તારાપર મોહી પડ્યો છું. એકવાર ફરીને મને આલિંગન આપ! એમ કહીને શિખિધ્વજરાજા ચૂડાલાને ફરીને ભેટી પડ્યો અને પોતાની સાધ્વી પતિવ્રતાના ઉપદેશથી પોતાને આત્મજ્ઞાન થયું હતું, તે વડે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. ત્યાર પછી તે રાજારાણી બન્ને પોતાની રાજધાનીમાં ગયાં ને કેટલાંક વર્ષ રાજ્ય કરી પ્રજાની પ્રીતિ સંપાદન કરી પરલોકવાસી થયાં. ધન્ય છે ચૂડાલાને કે જેણે અનંત કષ્ટો વેઠી પોતાના પતિને સદુપદેશ આપી મોક્ષભાગી બનાવ્યો.

---

# નર્મદા.



પૂર્વે પ્રતિષ્ઠાન નામે નગરમાં કૌશિક ગોત્રનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે પૂર્વ જન્મનાં પાપે કરીને કોઢિયો થયો હતો, તોપણ તેની સ્ત્રી પતિવ્રતા હતી. તેણે પતિસેવા માટે સાંસારિક સુખને તિલાંજલિ આપી હતી. પતિભક્તિ લૌકિક ઉન્નતિનું કારણ છે, એમ તેણે સિદ્ધાંત કર્યો હતો. પતિના શરીરમાંથી લોહી તથા પરુ નીકળ્યાં કરતાં તોપણ તેની તરફ જરાપણ ગ્લાનિ નહિ લાવતાં રાત દહાડો તેને સુવાડતી, ઉઠાડતી, નવરાવતી, વસ્ત્રો પહેરાવતી અને પોતાને હાથે જમાડતી. તેનાં પરુ તથા લોહી ધોઈ દવા ચોપડતી, એમ અનેક પ્રકારે પતિની સેવા કરતી અને મધુર વાણી બોલી તેના મનને રાજી રાખતી. તેનો પતિ મહા ક્રોધી હતો, તેથી બેસતાં ઉઠતાં ગાળો સિવાય કંઈ પણ બોલતો નહિં, છતાં તેની સ્ત્રી તે મનપર લાવતી નહિ. તે તો પોતાના પતિને દેવ માની તેની સેવા કર્યા કરતી હતી. કૌશિકની આવી માઠી દશા થવાનું કારણ તેનો દુરાચાર હતો. દુરાચારથી તેણે પોતાના શરીરને કોઢનું ઘર કર્યું હતું. હજી પણ તેની દુષ્ટ વાસનાઓ મરી ગઈ નહતી. એક દિવસે તે કૌશિકે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે, મારી એક પ્રેમપાત્ર સ્ત્રી છે ત્યાં મને લઈ ચાલ. તે ઉપરથી તેની સ્ત્રી વસ્ત્રનો કછોટો મારી, પોતાના પતિને ખાંધ ઉપર બેસાડી અંધારી રાત્રે પતિની ઇચ્છા પ્રમાણે ઘરમાંથી બહાર નીકળી પડી. રાત્રિ અંધારી ઘોર હતી, તેથી માર્ગમાં ચાલતાં ચાલતાં શૂળી ઉપર ચઢાવેલા માંડવ્યના પગની સાથે અથડાઇ. તે ઉપરથી ઋષિએ શાપ દીધો કે, મને અથડાનારો પુરુષ આવતી કાલે સૂર્યોદય વેળાએ મરણ પામશે. તે શાપ સાંભળીને પતિવ્રતા નર્મદા ગભરાટમાં પડી. પોતાના પતિના કહેવા પ્રમાણે તેને તેની પ્રેમપાત્ર સ્ત્રી સાથે મેળાપ કરાવી પાછી ઘેર તેડી લાવી અને સૂર્યની પ્રાર્થના કરતી બોલી કે જો મારામાં પતિભક્તિ હોય તો મારા સતના જોરથી સૂર્યનારાયણ કાલે

ઉગશો મા ! સૂર્યનારાયણ સતીની પ્રાર્થના સાંભળી બીજે દિવસે પ્રભાતમાં ઉગ્યા નહિ. સૂર્ય નહિ ઉગવાથી દેવો, મનુષ્યો વગેરે ગભરાટમાં પડી ગયા. કાળગણના શી રીતે કરવી, યજ્ઞયાગ શી રીતે કરવા, યજ્ઞયાગ વિના વૃષ્ટિ કેમ થાય ને તે વિના લોકો કેમ જીવી શકે ? આવા આવા અનેક વિચારો ચાલવા માંડ્યા. છેવટે દેવોએ અનસૂયાની પાસે જઇને કહ્યું કે, માજી ! તમે પેલી પતિવ્રતા સ્ત્રીને સમજાવો તો સારું ! તે ઉપરથી અનસૂયા જાતે તે સતીને ઘેર પધાર્યાં અને તેમણે તે પતિવ્રતા બાઇનાં બહુ વખાણ કરી તેના કુશળ સમાચાર પૂછ્યા. પતિવ્રતા સ્ત્રીએ અનસૂયાને મોટા માન સાથે આસન ઉપર બેસાડી તેની પૂજા કરી અને પછી બોલી કે, માજી ! તમે મારે ઘેર પધારી મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. સ્ત્રીઓને પતિવિના બીજો કોઇપણ સુખદાતા નથી. કેવળ પતિભક્તિથી જ સ્ત્રીઓનું આલોકમાં અને પરલોકમાં કલ્યાણ થાય છે. કહો આપની મને તથા મારા પતિને શી આજ્ઞા છે ?

અનસૂયા હસીને બોલ્યાં કે દીકરી ! સૂર્યનો ઉદય ન થવાથી જગતમાં હાહાકાર વર્તાઇ રહ્યો છે માટે સૂર્ય ઉદય પામે, તે પ્રમાણે તું તેમની પ્રાર્થના કર. સૂર્યોદય થવાથી તારો પતિ મરણ પામશે તો તેને હું પાછો જીવતો કરીશ. તે બ્રાહ્મણીએ સૂર્યની પ્રાર્થના કરી અને અનસૂયાએ અર્ઘ આપીને સૂર્યનું આવાહન કર્યું કે, સૂર્યનો ઉદય થયો, અને તે વખતેજ પેલો બ્રાહ્મણ મરણ પામ્યો ! પરંતુ પછી અનસૂયાએ પોતાના પતિવ્રતના પ્રભાવથી તે બ્રાહ્મણને સજીવન કર્યો. તે બ્રાહ્મણ રોગ રહિત દિવ્ય દેહ ધારણ કરીને ઉઠ્યો અને તેણે અનસૂયાનાં ચરણમાં પ્રણામ કર્યાં. પછી અનસૂયા તે બન્નેને આશીર્વાદ આપી દેવતાઓનાં મંડળમાં પતિવ્રતાઓનું મહાત્મ્ય ગવરાવતાં ગવરાવતાં પોતાને આશ્રમે ગયાં. પેલો દુરાચારી કૌશિક અનસૂયાની કૃપાથી પોતાની પતિવ્રતા સ્ત્રીના ગુણોપર મોહિત થઇ તેને ધન્યવાદ આપવા લાગ્યો.

---

# સુલભા.



સુલભા પ્રધાન નામના રાજાની પુત્રી હતી તેણે નાની વયમાંથી આત્મતત્ત્વનું જ્ઞાન થાય તેવાં અધ્યાત્મ શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. પરણાવા યોગ્ય વયમાં આવ્યા છતાં પણ યોગ્ય વર નહિ મળવાથી સુલભા બ્રહ્મચારિણીનો વેષ ધારણ કરીને આત્મતત્વનો ઉપદેશ કરતી પૃથ્વીપર વિહાર કરવા લાગી. તેણે અનેક દંડીઓના અને સંન્યાસીઓના મુખથી સાંભળ્યું કે, જનક રાજા મહાજ્ઞાની છે. તે રાજનીતિ તથા વેદાંતશાસ્ત્રમાં કુશળ છે, અને જીવતાં મુક્તિ મેળવેલી છે. જનક રાજાની આ વિખ્યાતિ સાંભળીને વેદાંતશાસ્ત્રમાં કુશળ વિદુષી સુલભા પોતાના અનેક સંદેહ ટાળવા માટે પોતાના પૂર્વ રૂપનો યોગ્યબળથી ત્યાગ કરી નવું લાવણ્યથી ભરપુર મોહિનીનું મોહક રૂપ ધારણ કરી જનકરાજાના દરબારમાં ગઈ. રાજા તે સંન્યાસિનીનું અલૌકિક રૂપ જોઈ આશ્ચર્યમાં પડી ગયો. પછી વિચાર કરવા લાગ્યો કે, આ સ્ત્રી કોણ હશે ? અને ક્યાંથી આવી હશે ? આવો વિચાર કર્યાં પછી રાજાએ તે યોગિનીને બેસવા માટે આસન આપ્યું, તેના ચરણ ધોયા અને તેને ભોજન કરાવી તૃપ્ત કરી. તે સંન્યાસિની ભોજન કરી વિશ્રાંતિ લઇને સભા વચ્ચે બેઠેલા જનક રાજાને અને તેમની પાસે બેઠેલા બીજા વિદ્વાનો તથા મંત્રીઓને કહેવા લાગી કે, આ રાજા મુક્ત નથી પણ બદ્ધ જણાય છે. આમ કહેતાંની સાથે તે યોગિનીએ પોતાનાં યોગબળથી તે રાજાની બુદ્ધિમાં પ્રવેશ કર્યો. નેત્રોના પ્રકાશથી તેના નેત્રના પ્રકાશને અટકાવી દીધો, ચિત્તદ્વારા તેના ચિત્તને સ્વાધીન કરી લીધું. જનકરાજા પણ કંઇ અજ્ઞાની નહતો. તેણે પણ યોગબળથી પોતાનાં ચિત્તવડે તેના ચિત્તમે બાંધી લીધું અને ગંભીર સ્વરથી તે યોગિનીને પ્રશ્ન કર્યો કે તું ક્યાંથી આવે છે ? તારા સ્વરૂપમાં

કોઈપણ જાતનો સાધુભાવ મને જણાતો નથી. મારી પાસે રાજ્યનાં સર્વ ચિન્હો છે છતાં હું મુક્ત છું. મારા ગુરુ પંચશિખાચાર્યે મને આત્મતત્વનો ઉપદેશ આપ્યો છે. તેમણે મને મોક્ષધર્મ પણ સંપૂર્ણ સંભળાવ્યો છે. હું સંસારમાં રહીને રાજકાર્ય કર્યાં છતાં પણ જળકમળની પેઠે સાંસારિક વિષયોથી અલિપ્ત છું. પુરુષ જ્ઞાનવડે ચૈતન્યરૂપ થઇને યોગાભ્યાસ કરે છે અને યોગાભ્યાસથી તેને સર્વજ્ઞતા મળે છે. સર્વજ્ઞતા સુખ તથા દુ:ખમાંથી છોડાવનારી છે અને મૃત્યુને જીતનારી સિદ્ધિ છે. જેમ વાવેલા બી ઉગે છે પરંતુ તેજ બી જો ભુંજવામાં આવે તો ઉગતાં નથી, તેમ કર્મ સંસારમાં જન્મ મરણ આપે છે, પણ વાસના રહિત થવાથી જન્મ મરણનો પ્રસંગ આવતો નથી. મારી બુદ્ધિ પણ કર્મ સાથે વાસના રહિત થયેલી છે. મને કોઈ પ્રહાર કરે કે ચંદન ચઢાવે, તે બન્ને સરખાં છે. ગૃહસ્થ પણ જો યમનિયમ, કામ, ક્રોધ, દ્વેષ, પરિગ્રહ, માન, દંભ વગેરેથી રહિત હોય તો સંન્યાસી ગણાય છે, પરંતુ સંન્યાસી છતાં કામ ક્રોધ આદિને આધીન હોય તે સંન્યાસી ગણાતો નથી. કપટી સંન્યાસ પૃથ્વીપર ભારરૂપ છે. આત્મતત્વનું સ્વરૂપ જાણવું એજ મુખ્ય પ્રયોજન છે. દંડ, કમંડલ કે ભગવાં વસ્ત્રથી મોક્ષ મળતો નથી. તેં મારા નગરમાં ભિક્ષુકીને વેષે પ્રવેશ કર્યો અને મારી સભામાં આવી મને વશ કરવાની તજવીજ સુદ્ધાં કરી તેથી તું અપરાધી છે વગેરે વચનો કહી જનક રાજાએ યોગિનીનું અભિમાન તથા ગર્વ ઉતારી નાંખ્યાં.

રાજાનો આવો આત્મબોધ સાંભળી સુલભા બોલી કે મહારાજ ! મને આપના કહેવાપર જરા પણ ક્રોધ નથી. હું પ્રધાન રાજર્ષિને ઘેર ઉત્પન્ન થઈ છું. મને યોગ્ય પતિ ન મળ્યો તેથી હું ગુરુ પાસેથી વેદાંતશાસ્ત્રનું અધ્યયન કરી એકલી પૃથ્વીપર ફરતી બ્રહ્મચર્ય વ્રત પાળ્યા કરું છું. હું બીજાનું ધન હરણ કરનારી નથી. તેમ અધર્મનો ઉપદેશ કરતી નથી. વિચાર કર્યા વિના કોઈ સાથે વાર્તાલાપ કરતી નથી. તમારી મોટી કીર્તિ શ્રવણ કરી તમારા જ્ઞાનની પરીક્ષા કરવા આવી છું. જે મનુષ્ય પરબ્રહ્મના સ્વરૂપમાં નિમગ્ન રહીને શાંત રહે છે, તેજ મોક્ષનો અધિકારી છે. હું એક રાત્રિ કરતાં વધારે વખત કોઇને ત્યાં રહેતી નથી, માટે હું પણ

તમારે ત્યાં આજની રાત્રિ રહીશ ને આવતી કાલે પ્રભાતમાં ચાલી જઇશ. તમારો ઉત્તમ સદાચાર તથા આ સંસાર સાથેનો જળકમળવત્ વ્યવહાર જોઇને હું પ્રસન્ન થઈ છું. મોક્ષ કંઇ વેષ ધારણ કરવાથી મળતો નથી, પણ જ્ઞાનથી મળે છે. જનક સુલભા યોગિનીની વાતચીત સાંભળી મૌન થઈ ગયા. તેની ઉત્કટ ત્યાગવૃત્તિને મનમાં હજારો હજાર ધન્યવાદ આપવા લાગ્યા.

---

# અહલ્યાબાઇ હોલ્કર.



આ પરમ ધાર્મિક અને રાજનીતિજ્ઞ પવિત્ર મનની રાજમહિલાનું કીર્તિવંત નામ ભારતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયેલું છે. હિંદમાં તેનું નામ એટલું બધું પ્રખ્યાત થયું છે કે, તેની ઓળખ વાંચકવૃંદને પ્રથમ આપવાની જરૂર નથી. તેની ઉદારતા અને ધાર્મિકપણાની કાંઈપણ નિશાની ન હોય એવો હિંદુસ્તાનનો થોડોજ ભાગ હશે. દક્ષિણે રામેશ્વરથી તે છેક ઉત્તરે બદ્રિકેદાર લગી જે જે પ્રખ્યાત ક્ષેત્રો અને પવિત્ર સ્થળો છે તે સર્વમાં અહલ્યાબાઇએ હરકોઇ પ્રકારે કરેલી બક્ષિસ નજરે પડ્યા વગર રહેતી નથી. તેણે કોઇ કોઇ ઠેકાણે અન્નછત્ર બેસાડ્યાં છે. કોઈ કોઈ સ્થળે દેવસ્થાનોને ઇનામ વગેરે આપ્યાં છે. આવી પ્રખ્યાત બાઇનું ચરિત્ર જેટલું ઉપયોગી છે તેટલુંજ શિક્ષણીય છે.

આ પ્રખ્યાત રાણી ઈંદોરમાં હોલ્કરનું રાજ્ય સ્થાપનાર મૂળ પુરુષ મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવ હોલ્કરની ધર્મપત્ની હતી. તે સુમારે વીસ વર્ષની હતી ત્યારે તેનો સ્વામી ખંડેરાવ હોલ્કર એક લડાઇમાં કપાઇ જવાથી તેને વિધવા અવસ્થા પ્રાપ્ત થઈ હતી. એ વખતે તેનો સસરો મલ્હારરાવ જીવતો હતો. તે જ્યારે ઇ૦ સ૦ ૧૭૬૫ માં મરણ પામ્યો

ત્યારે ઇંદોરની ગાદી ઉપર **અહલ્યાબાઇનો** પુત્ર **માલીરાવ** બેઠો. **માલી-રાવ** કમઅક્કલનો અને દુરાચારી હતો. **માલીરાવ** રાજ્યનો અનુભવ કરવાને તથા લોકને અને પોતાની માને દુઃખ દેવાને ઝાઝા દિવસ જીવ્યો નહિ. ગાદીએ બેઠા પછી આઠ નવ મહિનાની અંદર તે મરણ પામ્યો.

**માલીરાવના** મરણ પછી હોલ્કરના દરબારમાં **મલ્હારરાવના** વખતથી **ગંગાધર યશવંત** નામે એક બ્રાહ્મણ દિવાન હતો. તેણે **માલીરાવની** વિધવા પાસે દત્તક લેવડાવી, રાજ્યકારભાર ચલાવવાની **અહલ્યાબાઇને** સલાહ આપી. તે વેળા **રાઘોબાદાદા** પેશ્વા માળવામાં હતો. તેને પુષ્કળ નજરાણું કરી દિવાને પોતાના પક્ષમાં લીધો. **અહલ્યાબાઈ** નીતિવાન્ અને દૃઢ નિશ્ચયવાળી હતી તેથી એ સલાહનો ભેદ સમજી ગઈ. તેણે દિવાનને કહ્યું કે, **મલ્હારરાવના** રાજ્યની માલિક હાલમાં હું એકલીજ છું. મારા કામમાં હાથ ઘાલવાનો કોઇને અખત્યાર નથી. એ પ્રમાણે તેણે પોતાની પદવીને છાજે તેવો ચોખ્ખો જવાબ આપ્યો. એ વેળાએ પુનાની ગાદી ઉપર **માધવરાવ** પેશ્વા હતો. તેને **અહલ્યાબાઇએ** પોતાનો અભિપ્રાય ઉપર પ્રમાણે લખી મોકલ્યો. **રાઘોબાને** તે ન રુચવાથી તેણે ચઢાઈ કરી. જબરાઇથી પોતાની મતલબ પાર પાડવાનો તેણે મનસુબો કર્યો. એ વાતની **અહલ્યાબાઇને** ખબર પડતાંજ તેણે તેમને કહાવી મોકલ્યું કે "તમે લડાઈ કરવાનો વિચાર કરો છો, પરંતુ લડાઇમાં સ્ત્રીને હરાવ્યાથી તમને સરદારની કીર્તિ મળવાની નથી. કદાપિ સ્ત્રી તમારો પરાજય કરશે તો તમારી અપકીર્તિ થવાનો સંભવ છે, માટે જે કરવું હોય તે વિચારીને કરજો." એવો સંદેશો મોકલીને પોતે લડાઇની તૈયારી કરવા માંડી. હોલ્કરની ફોજને તેના પક્ષનું ઘણું અભિમાન હતું. તેમ **અહલ્યાબાઇએ** હાથી ઉપર બેસીને તેને ચારે થાંભલે તીરની કમાન કરી તથા ભાડાં તીર બાંધી લડાઈમાં જઈ લશ્કરને ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. પરંતુ એટલામાં **રાઘોબા** ઉપર **માધવરાવ** પેશ્વાનો પત્ર આવ્યો કે, "**અહલ્યાબાઇ** લાયક સ્ત્રી છે અને તેના રાજ્યની વ્યવસ્થા કરવાની તેને પૂર્ણ સત્તા છે માટે તમારે તેના કામમાં હાથ ઘાલવો નહિ" એ પત્રથી **રાઘોબાના** હાથ હેઠા પડ્યા.

અહલ્યાબાઇએ રાજ્યની લગામ પોતાના હાથમાં લેઈ રાજ્યકારભાર ચલાવવા માંડયો. ગાદીએ બેઠા પછી શરૂઆતમાં તેને કેટલીક હરકતો નડી, પરંતુ પોતાની ચપળતા અને બુદ્ધિબળથી તે દૂર કરી હતી. તેણે તુકાજી હોલ્કર નામે એક વિશ્વાસુ અને વીરપુરુષને પોતાના લશ્કરનો સેનાપતિ નીમ્યો. તે પાકી ઉમ્મરનો, દરેલ, ધર્મનિષ્ઠ અને રાજ્ય લોભ વિનાનો માણસ હતો. તેને સઘળા પક્ષકારો તરફથી ઘણું માન મળતું હતું. અરસપરસના માન અને વખાણની લાગણીથી બંધાયલાં અહલ્યાબાઈ અને તુકાજીએ ત્રીસ વર્ષ જેટલી લાંબી મુદત સુધી રાજ્યકારભાર ચલાવ્યો. હોલ્કરના રાજ્યની પ્રજાએ જેવાં સુખ અને આબાદીમાં દિવસ કાઢયા તેવા તેણે પહેલાં કે ત્યાર પછી કદી કાઢયા નહિ.

અહલ્યાબાઇ પોતાની પ્રજા પાસેથી નિયમસર વસુલાત ઉઘરાવતી અને વતનદારોના ચુકાદા કરવાનું કામ ઘણું કરીને પંચોને અથવા ન્યાયાધીશોને તેણે સોંપ્યું હતું. તથાપિ કોઇને કંઈ જરૂરની હકીકત સમજાવવી હોય તો તેમ કરતાં તે આંચકો ખાતી નહિ. નીચલી કોર્ટે ચુકવેલા ઘણા નજીવા દાવાની પણ તેની આગળ અપીલ આવતી તો તેની તપાસ કરવામાં તે કદી કંટાળતી નહિ. ઇનસાફ આપવાના કામમાં સઘળા મુદ્દા ઉપર તેની સમજ ઘણી ઉંડી હતી. ન્યાય બરોબર કરવો, એ મારો ધર્મ છે. તે ન કરવાથી મને પાપ લાગશે, એ વાત તેના મનપર પુરેપુરી ઠસેલી હતી. રાજ કારભારથી તેને ફુરસદ મળતી તો તે ઇશ્વરની ભક્તિ કરવામાં અથવા પુણ્યનાં કામો કરવામાં ગાળતી હતી. સંસારનાં કૃત્યો પણ તે ધર્મબુદ્ધિથી કરતી હતી. તે વારંવાર કહેતી હતી કે, હું અમલને લીધે જે જે કૃત્યો કરૂં છું, તેનો જવાબ મારે પરમેશ્વરને દેવો પડશે. જ્યારે તેના કારભારીઓ કોઇ અન્યાયનું કામ કરવાની તેને સલાહ આપતા ત્યારે તે તેમને કહેતી કે "આપણે માણસ છીએ અને આપણે પણ મરવું છે તો પછી પરમેશ્વરે ઉત્પન્ન કરેલાં પ્રાણીઓનો જીવ શા માટે લેવો જોઇએ ?"

।

અહલ્યાબાઇનું રોજનું કામ એ હતું કે, સૂર્યોદયની બે ઘડી પહેલાં ઉઠીને પરમેશ્વરનું સ્મરણ કરવું. પછી નહાઇને પૂજા કરવી, ત્યાર પછી

પુરાણુની કથા સાંભળવી અને નિત્યદાન તથા બ્રાહ્મણોને સીધાં આપવાં. તે સર્વ થઈ રહ્યા બાદ ભોજન કરવું જમીને થોડાંક સ્તોત્રો ભણીને થોડીક વાર વિરામ લેવો, પછી ઉઠીને પોષાક પહેરી બે વાગ્યાને સુમારે દરબારમાં જવું અને ૭ વાગ્યાસુધી રાજ્યનું કામ કરવું. તેને હમ્મેશ ખુલ્લા દરબારમાં કામ કરવાની ટેવ હતી. સાંજે બે ત્રણ કલાક દેવસેવામાં તથા વાળુ કરવામાં ગાળી, રાતે મોડા સુધી પાછું રાજ્યનું કામકાજ કરતી અને ત્યાર પછી સુવા જતી. એ પ્રમાણે તેણે ૩૦ વર્ષ સુધી એક સરખી રીતે કામ કર્યું હતું. તે ઉપવાસ તથા વ્રત કરતી. કોઇ કોઇવાર અગત્યનું સરકારી કામ આવતું ત્યારે ઉપર કહેલા ક્રમમાં તેને ફેરફાર કરવો પડતો.

અહલ્યાબાઇના રાજ્યકારભારથી રાજ્યની તથા પ્રજાની આબાદાની આશ્ચર્ય પમાડે તેવી હતી. જો કે હિંદમાં એ સમય લડાઇ ટંટાનો હતો, તથાપિ તેણે બીજાં રાજ્યો જોડે એવો તો ઉત્તમ સંબંધ રાખ્યો હતો કે, તેના ૩૦ વર્ષના રાજ્યઅમલમાં બહારનો કોઇ પણ શત્રુ તેના રાજ્ય ઉપર ચઢાઇ કરવાની હિમ્મત કરી શક્યો નહોતો, તેમ તેના દેશની અંદરના ભાગમાં પણ કોઈ માંહોમાંહેના ટંટા બખેડા કે લુંટફાટ કરી શક્યું નહોતું. તેનું મુખ્ય કારણ એ હતું કે, જેની સાથે જેવી રીતે વર્તવું જોઇએ, તેની સાથે તેવી રીતે તે વર્તતી હતી. શાંત અને ભલા માણસોની સાથે તે ભલાઇથી વર્તતી અને તોફાની તથા લુટારુ લોકોને કાયદા પ્રમાણે શિક્ષા કરતી. તેના બધા કામદારો ઘણા વિશ્વાસુ અને પ્રામાણિક હતા. તેનું કારણ પણ ઘણું કરીને એજ હતું કે, અહલ્યાબાઇ જેવી પ્રભુતાવાળી અધીશ્વરીના ગુણોનું અનુસરણ કરવામાં તેઓ પોતાની ફરજ અને હિત સમજતા હતા.

અહલ્યાબાઇનાં જે જે કામોથી તેનું રાજ્ય યાદ રાખવા જેવું થયું છે, તેમાં તેણે એ દેશની હાલની રાજધાની ઇંદોર શહેર વસાવ્યું, તે પણ એક છે. જે વેળા તેનો રાજ્ય કારભાર શરુ થયો, તે વખતે ઇંદોર માત્ર એક નાનું સરખું ગામડું હતું. જેવી રીતે એક માતા પોતાનાં

સંતાનો ઉપર માયા રાખે તેવી રીતે ઈંદોરની પ્રજા ઉપર તે રાખતી હતી. પોતાના આખા રાજ્યની પ્રજાને પૈસાદાર અને સર્વ વાતે સુખી થયેલી જોવાને તે અંતઃકરણથી ચહાતી હતી. તેમની ઉપર કરનો બોજો વધારે ન પડે, તેને માટે ઘણી કાળજી રાખતી. તેના રાજ્યમાં નર્મદા કિનારે ભિલ્લ વગેરે લુંટારુ લોકો વસતા હતા, તેઓને તેણે એવા તો વશ કરી દીધા હતા કે, તેઓ ચોરી અને લુંટફાટ વગેરે તોફાન કરવાનું મૂકી દેઈ ઉદ્યોગે વળગ્યા અને સર્વત્ર સમાધાની પ્રસરી રહી.

અહલ્યાબાઇને ઘણું કરીને હિંદુસ્થાનનાં તમામ રાજ્યોજોડે પત્રવ્યવહાર ચાલતો. આવી ઉત્તમ સ્રીને મદદ કરવાથી મારી ઘણી ખ્યાતિ થશે, એવું સમજી મહદજી સિંધિયા તેને મદદ કરતો હતો. અહલ્યાબાઇએ દાન ધર્મ વગેરે કેટલાં કાર્યો કર્યાં, તેનું વર્ણન કરવાની જરૂર નથી કેમકે એ સંબંધી તેની કીર્તિ હિંદુસ્તાનમાં સર્વત્ર પ્રસરી રહેલી છે. ડુંગરોમાં વિકટ જગાએ રસ્તા બંધાવ્યા અને તેના આખા રાજ્યમાં ઠેકાણે ઠેકાણે દેવળો, ધર્મશાળાઓ, કુવાઓ, તળાવો અને નદીઓના ઘાટ વગેરે પુષ્કળ સાર્વજનિક કામો કરાવ્યાં. તે સિવાય હિંદુસ્તાનમાંનાં સઘળાં પ્રસિદ્ધ ક્ષેત્રોમાં તેમણે કોઈ ઠેકાણે ધર્મશાળાઓ બંધાવી, કોઈ ઠેકાણે અન્નછત્રો બેસાડ્યાં છે. હિંદુધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી. ઉનાળાના દિવસોમાં તે રસ્તામાં પાણી પીવાની પરબો બેસાડતી અને શિયાળામાં ગરીબોને લુગડાં વહેંચતી. તે માત્ર મનુષ્ય પ્રાણી ઉપરજ દયા કરીને બેસી રહેતી નહિ. પણ ઉનાળામાં ખેડુતોના બળદોને હળ ખેંચતા થોભાવીને પાણી પાવા સારુ તેણે ઠેકાણે ઠેકાણે ચાકરો રાખ્યા હતા. પક્ષીઓને ચારો ચરવા માટે પાકેલા અનાજનાં ખેતરો વાજબી કિંમતે ખેડુતો પાસેથી વેચાણ લઇને તે ભેળાવી મૂકતી હતી. તેનાં એવાં અનેક ધાર્મિક કામોથી તેના રાજ્યનું જેટલું રક્ષણ થયું તેટલું લશ્કરી બળથી થયું નથી.

હિંદુઓની સાધારણ સ્રીઓ કરતાં અહલ્યાબાઈ વધારે ભણેલી હતી. તે સંસ્કૃત પુરાણો વાંચી તેનો અર્થ સમજતી હતી. તેને પોતાના ધર્મ ઉપર અતિશય શ્રદ્ધા હતી. તે છતાં પારકા ધર્મના લોકો ઉપર તે જરાએ દ્વેષ કરતી નહોતી. તેઓના ઉપર ઘણી મહેરબાની રાખતી.

ભરયુવાવસ્થામાં તે વિધવા થયા છતાં પોતાનો પતિવ્રતાનો ધર્મ બરાબર પાળતી. પોતાની પાસે પુષ્કળ દ્રવ્ય હતું, તે છતાં તેની વૃત્તિ સાધુ જેવી હતી. વિધવા થયા પછી તેણે રંગેલાં લુગડાં તથા ઘરેણાં કદી પહેર્યાં નહોતાં. સ્વામીના મૃત્યુ પછી તે શ્વેત વસ્ત્રો ધારણ કરતી. ભરજુવાની, બેસુમાર વૈભવ અને રાજ્યસત્તા વગેરે આ દુનિયા ઉપર મોહ ઉત્પન્ન થવાનાં સાધનો હોવા છતાં તેનાં દૈવી સદાચરણ કે રીતભાતમાં જરાએ ફેરફાર થવા પામ્યો નહતો. તેને પોતાની મોટાઇનો લગારે ગર્વ ન હોતો. તે જે જે કામ કરતી, તે સર્વ પરમેશ્વરને હાજર જાણી બીહીને કરતી. તેની વિશેષ ખુબી તો એ હતી કે, પોતે એટલી બધી શુદ્ધ અને પવિત્ર હોવા છતાં બીજાના દોષ દેખીને તેનાપર અન્યાય ન કરતાં તેને ક્ષમા આપતી. તેના આવા સદ્‌ગુણો ઉપર વિચાર કરતાં જણાય છે કે, અહલ્યાબાઈ ખરેખર અસાધારણ શક્તિવાળી સ્ત્રી હોવાથીજ પૂર્વની મહાસતી અહલ્યાનો અવતાર છે, એવું લોકો કહેતા હતા.

અહલ્યાબાઇને ખોટી પ્રશંસા સાંભળવી ગમતી નહોતી. એક વખત એક બ્રાહ્મણ તેના વખાણનું પુસ્તક રચીને તેની પાસે ગયો અને તેને વાંચી સંભળાવ્યું. બ્રાહ્મણ જ્યાં સુધી તે પુસ્તક વાંચતો ગયો ત્યાં સુધી તો તે કંઈ બોલી નહિ. પણ તે જ્યારે બધું વાંચી રહ્યો ત્યારે એટલુંજ બોલી કે—હું પાપી છું, મારે માટે આવું વર્ણન છાજે નહિ. ઇત્યાદિ કહીને તેણે તે પુસ્તકને નર્મદા નદીમાં ફેંકી દેવાનો હુકમ કર્યો. અહલ્યાબાઇને મંછાબાઈ નામે એક પુત્રી હતી. તેને એક સરદારની સાથે પરણાવી હતી. તેને એક પુત્ર હતો, તે ભર જુવાનીમાં મરણ પામ્યો હતો. તે પછી તે બાઇનો પતિ પણ એક વર્ષમાં ગુજરી ગયો ને મંછાબાઈ સતી થઈ હતી. પ્રથમ પતિ અને પછી પુત્રના મરણથી તેનો શોકાગ્નિ જો કે લાંબી મુદત થયા છતાં પણ શાંત થયો નહોતો. તેમાં તેને આથી બહુ લાગ્યું.

અહલ્યાબાઈ રાજ્ય ચલાવવાની ફિકર અને થાકથી તવાઈ જઇ સાઠ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૭૯૫ માં દેવલોક પામી હતી. સર જોન માલ્કમ

તેના વિષે પોતાના માળવાના વૃત્તાંતમાં લખે છે કે, એ બાઇવિષે જેમ જેમ વધારે તપાસ કરીએ છીએ, તેમ તેમ તેને માટે પ્રશંસાબુદ્ધિ આપણામાં વધતી જાય છે. રાજ્ય કાર્યમાંથી મળતા અવકાશનો બધો સમય તે ભક્તિ અને દાનધર્મમાં ગાળતી. ધર્મે તેના મન ઉપર એવી અસર કરી હતી કે, સંસારી કર્તવ્ય કરવાવિષે પણ તેનું મન દૃઢ થયેલું હતું. તે એમ કહેતી હતી કે "મારી સત્તાનો હું જે ઉપયોગ કરું છું, તેને માટે હું પરમેશ્વરને ત્યાં જવાબદાર છું." તેની સંભાળમાં ઈશ્વરે જે પ્રદેશ સોંપ્યો હતો, તે પ્રદેશનો વહીવટ ચલાવવામાં એ બાઇએ પોતાની અદ્ભુત શક્તિ અને ગુણબળ દર્શાવ્યાં હતાં. આપણા મનમાં એ બાઇવિષે આશ્ચર્ય અને પ્રશંસાબુદ્ધિ ઉત્પન્ન થાય. ગાંડા પુત્રની સંભાળ રાખવામાં અને તેને ઉછેરવામાં તેની કોમળતાવિષેની અને તે પુત્રના મૃત્યુથી તેને થયેલા અસહ્ય શોકવિષેની વાતો આપણા જાણવામાં આવે છે ત્યારે તે કરતાં પણ વધારે અસર આપણા મન ઉપર થાય છે. આ પ્રેમયુક્ત કોમળતાનો ગુણ માતારૂપે તેમનામાં હતો. પોતાની રૈયતપ્રત્યે પણ એની મમતા એવીજ હતી. વળી એજ ગ્રંથકાર પોતાના પુસ્તકમાં લખે છે કે—" અહલ્યાબાઈ મધ્યમ કદની તથા ઘણી નાજુક હતી. તેનો ચહેરો જો કે પાકા બદામી રંગનો હતો તોપણ તે સ્વચ્છ હતો. તે ઘણી આનંદી હતી. તેનું મન કેળવાયલું, તથા સરકારી કામકાજ કરવામાં સ્વચ્છ અને ચપળ હતું. તેને બીજાની ખુશામતથી જરા પણ અસર થતી નહોતી. તેના ભલા કારભારમાં ઉપર બતાવ્યા પ્રમાણે રાજ્ય આબાદ થયું હતું ને લોક સુખ પામ્યાં. તે જીવતી હતી ત્યારે બહુ વખણાતી હતી અને મુઆ પછી લોકો અદ્યાપિ તેની મૂર્તિને પૂજે છે."

---

# વિમળ દેવી.



વિમળ દેવી રજપૂતાનામાં આવેલા રૂપનગઢના રાજા અમરસિંહની પુત્રી હતી. તે જેમ રૂપાળી હતી તેમ ધર્મનિષ્ઠ પણ હતી. એ સમયમાં રજપૂતો મુસલમાન પાદશાહોને પોતાની કન્યાઓ આપી તેમની કૃપા સંપાદન કરતા હતા. એ વાત વિમળદેવીને ઠીક લાગતી નહિ. જેમણે યવનો સાથે લગ્ન કરીને સ્વધર્મપર પાણી ફેરવ્યું હતું, તેમને તે અંતઃકરણપૂર્વક ધિક્કારતી હતી. કોઈ ગુણવાન્, વિદ્યાવંત અને શૂરવીર ક્ષત્રિય પુરુષ મળે તો તેની સાથે લગ્ન કરવાનો તેને વિચાર હતો. ક્ષત્રિય જાતિનો પતિ ન મળે તો ઇશ્વરભક્તિમાં જીવન પુરું કરવું, આવો દૃઢ નિશ્ચય હતો. તેની મોટી બહેન કેસરબાને તેના પિતાએ દિલ્લીના શાહ ઔરંગઝેબના પ્રતાપ બળથી ડરીને લાચારીથી તેની સાથે પરણાવી હતી. તે એક વખતે દિલ્લીથી રૂપનગઢમાં માતપિતાને મળવા આવી. તે વખતે વિમળદેવીને કેસરબા સાથે ધર્મવિષે વાતચીત થઈ. એક વાર વિમળદેવીને શિવની પૂજા કરતાં જોઇને કેશરબાએ તેની નિંદા કરવા માંડી ત્યારે વિમળદેવીએ ધીરેથી ઉત્તર આપ્યો કે, તું શું બોલે છે? હવે તું રાઠોડની પુત્રી રહી નથી. પરંતુ દિલ્લીના તુર્ક પાદશાહની બેગમ થઇને વટલી છે. ક્ષત્રિયાણીના ધર્મને તું શું જાણે? યવનનું અન્ન ખાવાથી તારૂં શરીર અશુદ્ધ થયું છે, માટે તારૂં મુખ મને બતાવીશ નહિ. રાઠોડની જાતને તેં લજવી છે, એટલું જ નહિ પણ તે રજપુતનું અભિમાન મુકયું છે માટે તને ધિક્કાર છે! આવાં તિરસ્કારનાં વચન સાંભળવાથી કેસરબાને ઘણો ક્રોધ ચઢયો અને તેણે વિમળદેવીને કહ્યું કે "તું આટલું બધું ગુમાન રાખે છે, પરંતુ જ્યારે હું તને પાદશાહની બેગમ કરાવું ત્યારેજ ખરી" એમ કેટલાંક કડવાં વચન કહી રિસાઇને દિલ્લી ગઈ. ત્યાં પાદશાહની અગળ વિમળદેવી વિરુદ્ધ ઘણું ભાષણ કરી તેને ક્રોધાંધ કર્યો. ઔરંગજેબે તેના પિતા અમરસિંહ ઉપર એકાએક ધમકીનો પત્ર લખી વિમળદેવીનું માગું

કર્યું. આથી અમરસિંહે ભયભીત થઈ તે માગું સ્વીકાર્યું. આ વાતની વિમળદેવીને ખબર પડ્યાથી તે ગભરાઈ. પણ હિમ્મત પકડી પોતાના શિયળના રક્ષણ માટે ઉપાય શોધવા લાગી. તેને છેવટે એ સુઝયું કે, મેવાડના પ્રતાપરાણાનો પૌત્ર રાણો રાજસિંહ ક્ષત્રિય ધર્મનો રક્ષક છે, માટે તેને શરણે જવું. આવો વિચાર કરી તેણે છાનો માનો એક પત્ર રાજસિંહ ઉપર લખી મોકલ્યો. તેમાં તેણે જણાવ્યું કે-"હું રાઠોડની પુત્રી તમને મારા મનથી વરી ચૂકી છું. મારા પિતાએ પાદશાહથી ડરી મને તેના હાથમાં સોંપવાનો વિચાર કર્યો છે. ક્ષત્રિયપુત્રીને પરધર્મી સાથે વરવા કરતાં મરવું ઉત્તમ છે, આવી વિપત્તિની વેળાએ તમારા સિવાય મારું રક્ષણ કરી શકે તેવો કોઈ વીર પુરુષ હું જોતી નથી. તમે મારી રક્ષા કરો! તેમણે મારા લગ્નનો દિવસ વસંતપંચમીનો નિશ્ચય કર્યો છે, માટે તે પહેલાં તમે અહિં આવી મારું રક્ષણ કરો. જો તમે જલદી નહિ આવો તો હું પ્રાણત્યાગ કરીશ; પરંતુ યવન પાદશાહની બેગમ થઇશ નહિ. વહાલા રાજા! શું રાજહંસી બગલાની સહચરી થશે? નાહેજ થાય, માટે આવીને મારી ખબર લેજો."

ઉપર પ્રમાણે વિમળદેવીનો પત્ર રાણા રાજસિંહના હાથમાં ગયો. તે વાંચીને વિમળદેવીની હિંમત અને તેની દૃઢ પ્રતિજ્ઞા માટે મનમાં ને મનમાં તેને ધન્યવાદ આપ્યો. પોતે તેનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી. આ વાતની ખબર રાજસિંહની ધર્મપત્ની વીરકળા તથા રાજમાતા વીરમતિને પડતાં તેમણે પણ ખુશી થઈ રાજસિંહને તત્કાળ વિમળદેવીનું રક્ષણ કરવા જવાને બહુ રીતે ઉશ્કેર્યો. રાણાએ પત્રનો ઉત્તર વિમળદેવીને લખીને જણાવ્યું કે તમે ધીરજ રાખજો. ફિકર કરશો નહિ! હું વસંતપંચમીએ આવી પહોંચીશ. ત્યાર પછી અગાઉથી કરી રાખેલા સંકેત પ્રમાણે ઔરંગઝેબ પાદશાહ દિલ્લીથી જાન લઇને રૂપનગઢ આવ્યો અને આણી તરફથી રાણો રાજસિંહ પણ વિમળદેવીનું રક્ષણ કરવાને આવ્યો. રાજભવનમાં ચાલતી વિવાહની ધામધુમનો લાભ લઇ વિમળદેવીને ઘોડા ઉપર બેસાડી મોગલ પાદશાહને ચેતાવીને ચાલતો થયો. આ બનાવથી પાદશાહી સૈન્ય ચકિત થઈ ગયું, પણ તેમાં તેમનું કંઈ પણ ચાલ્યું નહિ.

ઔરંગજેબ વીલે મોઢે દિલ્હી પાછો ગયો. રાણો અને વિમળદેવી સહી સલામત ઉદેપુર જઈ પહોંચ્યાં. પછી લગ્ન કરી તેમણે પતિપત્નીના ધર્મ પ્રમાણે વર્તીને સુખમાં દિવસ નિર્ગમન કર્યાં. એ પ્રમાણે એ રાજપુત્રી પવિત્ર ક્ષત્રિય ધર્મની રક્ષાને માટે ઘણી ધીરજ અને પવિત્રતાનું ઉત્તમ દૃષ્ટાંત જગતમાં મૂકી ગઈ છે. ધન્ય છે! સ્વધર્મ ઉપર પ્રીતિવાળી રાજપુત્રીને !

---

# કળાવતી.



આ શૂરવીર સ્ત્રી રજપૂતાનાના એક ખંડિયા રાજા કર્ણસિંહની રાણી થતી હતી. દિલ્હીના પાદશાહ અલ્લાઉદીન ખીલજીએ આ રાજ્યપર ચઢાઈ કરી ત્યારે રાજા કર્ણસિંહ પોતાના ક્ષત્રિય ધર્મની રક્ષા કરવા તૈયાર થયો. રાણી કળાવતી પણ યોદ્ધાનો પોષાક પહેરી રણમાં ગઈ. બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું, તેમાં કળાવતીએ પોતાના સ્વામીને પડખે રહી તેને ઘણી સહાયતા કરી. જ્યારે યુદ્ધ ચાલતું હતું, ત્યારે શત્રુપક્ષનો એક માણસ કર્ણસિંહપર ઓચિંતો ધસારો કરી તે ન જાણે તેમ તેની ઉપર જોરથી તરવારનો ઘા કરવાને તૈયાર થયો. કળાવતીની નજર તેની ઉપર પડવાથી તે તરત તેની તરફ ધસી ગઈ અને પાછળથી એવો સખત ઘા માર્યો કે, તેજ ક્ષણે તે જમીન ઉપર તૂટી પડ્યો. એ રીતે કળાવતીએ પોતાના પતિને મૃત્યુના મુખમાંથી બચાવી લીધો. કર્ણસિંહ તથા કળાવતીએ પોતાના બાહુબળથી શત્રુનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં. તે પરથી શત્રુઓ ઘણા જુસ્સામાં આવીને લડ્યા. સામસામે મોટી મારામારી ચાલી, તેમાં કર્ણસિંહને તરવારનો એક ઘા વાગ્યો. તે જોઇ વીરનારી કળાવતી બહાદુરીથી શત્રુઓ સામે લડવા લાગી, એથી શત્રુઓ થોડીવારમાં ભય પામી રણભૂમિપરથી નાસી ગયા.

એ રીતે લડાઈમાં વિજય મેળવી કર્ણસિંહ અને કળાવતી બન્ને રાજધાનીમાં આવ્યાં, પરંતુ કર્ણસિંહ ઘણો સખત જખમી થયો હતો. શૂરવીર રાણીએ હોંશિયાર વૈદ્યોને બોલાવ્યા. તેમણે ઘા જોઇ કહ્યું કે "આ ઘા ઝેર પાયેલી તરવારનો છે, માટે એમાંનું ઝેર ચુસી લીધા વગર તે રુઝાય તેમ નથી, અને ન રુઝાય તો બચવાની આશા પણ નથી. વૈદ્યોનો અભિપ્રાય રાણીએ સાંભળ્યો, પણ એ ઝેર એવું હતું કે ચુસનાર માણસનું મરણ થાય. કર્ણસિંહ પોતાના બચાવ માટે બીજાનો પ્રાણ લેવાને રાજી નહોતો. દિવસે દિવસ કર્ણસિંહને ઘાની પીડા વધતી ચાલી. બીજી તરફ પતિને પ્રાણ સમજનારી કળાવતી પોતાના પ્રિયતમ પતિનું આ દુ:ખ જોઈ શકી નહિં. તેણે પોતાના દગ્ધ થતા હૃદયને શાંત કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે કર્ણસિંહ નિદ્રાવશ થયો ત્યારે આ પતિવ્રતા સ્ત્રી પતિનો જીવ બચાવવાને તૈયાર થઈ અને કર્ણસિંહને ખબર ન પડે એવી રીતે જખમમાંથી બધું ઝેર તેણે ચુસી લીધું. પરિણામે કર્ણસિંહ બચ્યો, પણ કળાવતીને ઝેર ચડવાથી તે મરણ પામી. એ જોઇ રાજા કર્ણસિંહ ઘણોજ શોકાતુર થયો અને ફરીથી લગ્ન નહિ કરતાં પ્રિયપત્નીના શોકમાંજ બાકીનું જીવન પૂરું કર્યું. ધન્ય છે સતી કળાવતીને, કે જેણે પોતાના પ્રાણને ભોગે પતિના પ્રાણની રક્ષા કરી.

---

# નાચી.




આ વિદુષી બાઇ તૈલંગણ દેશમાં આવેલા ઇલેશ્વર નગરના પ્રખ્યાત પંડિત ઇલેશ્વરોપાધ્યાયની પુત્રી થતી હતી. આ બાઈ યોગ્ય ઉમ્મરે પરણ્યા પછી પતિ ગુજરી જવાથી વિધવાવસ્થાને પ્રાપ્ત થઈ હતી. તેણે આ જગતપર ઉદાસ થઈ જઈ પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. એ વાત જાણુવામાં આવ્યાથી વડીલોએ આત્મહત્યાના મહાદોષવિષે તેને સમજાવી તેના મનને પાછું ફેરવ્યું. તેણે પોતાનું શેષ જીવન

શાસ્ત્રનો અભ્યાસ કરવામાં ગાળ્યું. માલકાંકણીનું તેલ પીવાથી બુદ્ધિ ઘણી ચપળ થાય છે, કિંવા પાંચ કલાકમાં મરી જવાય છે, આવું તેણે પોતાના પિતાને મોઢેથી સાંભળ્યું હતું. તે પ્રયોગ અજમાવવા સારુ તેણે તે તેલ પીધું. થોડા વખતમાં તેનાં સર્વ અંગમાં એટલો બધો અગ્નિ પ્રકટ થયો કે, તેનાથી તે સહન થઈ શકયો નહિ. તેથી તે પાસેના કુવામાં પડી અને કલાક સુધી પાણીમાં બુડેલી રહી. આ વાતની તેના પિતાને ખબર પડવાથી તેમણે કુવા ઉપર જઇ નાચીને કહ્યું કે તું હજી બીજા પાંચ કલાક સુધી પાણીમાં રહેજે; નાચીએ તે પ્રમાણે કર્યું એટલે તેના શરીરનો અગ્નિ શાંત થઇ ગયો. એવું કહેવાય છે કે, તે તેલના યોગે કરી તેની બુદ્ધિ થોડા સમયમાં એટલી વધી ગઈ કે તે સર્વ શાસ્ત્રમાં અને કળાકૌશલ્યમાં નિપુણ થઈ. પછી તે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રના ઘણાજ કઠિણ વિષયો ઉપર વ્યાખ્યાનો આપતી તથા કવિતા કરતી.

તેણે નાચીનાટક નામે વીરરસથી ભરપુર એક ચરિત્ર રચેલું છે અને તેમાં પોતાના જન્મથી માડીને વૈધવ્ય દશા પ્રાપ્ત થઈ ત્યાં સુધી જે જે બનાવો બન્યા, તેનું સંસ્કૃતમાં શ્લોકરૂપે વર્ણન કર્યું છે. કહેવાય છે કે તે પોતાના પિતાની આજ્ઞા લઇને દેશાટન કરવા નીકળી હતી. દેશાટનમાં તેણે ઘણાક વિદ્વાનો સાથે વાદવિવાદ કરી તેમને જીત્યા હતા. તેણે દિલ્હી અને જયપુરના રાજ્યમાં પોતાની વિદ્વત્તાના પ્રતાપથી ઘણું સન્માન અને ધન મેળવ્યું હતું. આ બાઇની વિદ્વત્તા અને સમયસૂચકતા જોઇને લોકો તેના તરફ પૂજ્ય ભાવથી વર્તતા હતા.

---

# કૃષ્ણા કુમારી.



આ પવિત્ર કુમારી **મેવાડ**ના મહારાણા **ભીમ**સિંહની કન્યા હતી. તેનું સૌન્દર્ય સ્વર્ગની અપ્સરા જેવું હોવાથી લોકો તેને "રાજસ્થાનનું રત્ન" કહેતા હતા. તેનામાં દેશભક્તિ અનુપમ હતી. કૃષ્ણાકુમારી જ્યારે સોળ વર્ષની થઈ ત્યારે રાજા **ભીમ**સિંહે **માર**વાડના રાજાની સાથે તેનું લગ્ન કરવાનો ઠરાવ કર્યો. પરંતુ એટલામાં **માર**વાડનો રાજા મરણ પામવાથી **ભીમ**સિંહે **જય**પુરના મહારાજા **જય**સિંહ સાથે તેનો વિવાહ કરવાની ઇચ્છા બતાવી. એથી **માર**વાડનો નવો રાજા **માન**સિંહ ક્રોધાયમાન થયો અને કૃષ્ણાકુમારીનું પાણિગ્રહણ કરવા માટે પોતે મોટી ફોજ લઇને **મે**વાડપર ચઢ્યો. મહારાજા સિંધિયાને **જય**પુરના રાજા સાથે પક્કી દુશ્મનાઈ હતી, તેથી સિંધિયા પણ **માર**વાડના રાજાની સહાયે મેવાડમાં જઇને **ભીમ**સિંહને સંતાપવા માંડ્યો. **ભીમ**સિંહે ગભરાઇને **માર**વાડના રાજાને કન્યા આપવાનો ઠરાવ કર્યો. એ વાત **જય**પુરના રાજાના જાણવામાં આવ્યાથી તેણે ઘણું સૈન્ય **મે**વાડ ઉપર મોકલ્યું. એક બાજુએ **માર**વાડનો રાજા **માન**સિંહ પણ યુદ્ધને માટે તૈયાર થયો હતો. આવો વિકટ સમય આવેલો જોઇને કુમંત્રીઓની ખરાબ સલાહથી મહારાણા **ભીમ**સિંહે પોતાની પુત્રીને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. રાજ્યમાં શાંતિ સ્થાપવા માટે તેણે આ ઉપાય સારો ગણ્યો હતો. **મે**વાડના ગૌરવની રક્ષા કરવા માટે રાણાએ દૃઢ સંકલ્પ કર્યો હતો તે સિદ્ધ કરવા રાણાનો ભાઈ તરવાર હાથમાં લઇને અનુપમ લાવણ્યવતી સોળ વર્ષની બાળા કૃષ્ણાકુમારીના શયનમંદિરમાં ગયો. એ વખતે કુમારી ભરનિદ્રામાં નિરાંતે પલંગપર સુતેલી હતી. તેના કોમળ દેહના સૌન્દર્યની પ્રભા શય્યામાં પથરાઈ રહી હતી. એ શોભાથી ઘાતક એકદમ સ્થંભિત થઈ ગયો. ક્ષોભથી, રોષથી અને વિરાગથી તેનું હૃદય વિચ્છિન્ન થવા માંડ્યું અને નિર્બળ હાથમાંથી તરવાર નીચે પડી ગઈ. તેનો

ખણખણાટ કૃષ્ણાકુમારીના અને તેની માતાના કાનમાં ગયો. માતા અધીર થઈ રડવા લાગી, પરંતુ કૃષ્ણાકુમારી જરાપણ નહિ ગભરાતાં હિમ્મતથી માતાને ધીરજ આપવા લાગી, એટલુંજ નહિં પરંતુ રાજ્યનું અમંગળ દૂર કરવા માટે પોતાનો પ્રાણ આપવાને તૈયાર થઈ. ધીરભાવથી તેણે આત્મત્યાગ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તે પછી થોડીવારે ઝેરનો કટોરો તેની પાસે લાવવામાં આવ્યો. કૃષ્ણાકુમારીએ પ્રસન્ન ચિત્તથી વિષનું પાન કર્યું, પણ તેની કંઈ અસર થઈ નહિ. ફરીને બીજું ઝેર આપ્યું, તેને પણ પ્રથમની માફક ગટગટાવી ગઈ. એમ બેવાર ઝેર પીધું, છતાં તેનો પ્રાણ ગયો નહિ ને દેવવાંછનીય પવિત્ર રત્ન ઝાંખું પડયું નહિ, એટલે ત્રીજીવાર ઝેર આપવામાં આવ્યું. તે પણ કૃષ્ણાકુમારી પી ગઈ, તેથી તેને ગાઢનિદ્રા આવી ગઈ; જે મહા નિદ્રામાંથી ફરીને તે જાગી નહિ. પિતૃભક્તિપરાયણ સોળ વર્ષની ક્ષત્રિય અબળા એ પ્રમાણે આત્માનો ત્યાગ કરીને સ્વર્ગે ગઈ, પરંતુ તેનો અનંત કીર્તિનો સ્તંભ હંમેશને માટે જગતમાં અક્ષય રહ્યો.

---

# કર્મદેવી.



આ વીરનારી મેવાડના મહારાણા **સમરસિંહ**ની રાણી હતી. ઇ. સ. ૧૧૯૩ માં **શાહાબુદ્દીન** ઘોરીએ જ્યારે હિંદઉપર સ્વારી કરી ત્યારે દિલ્લીનો રાજા **પૃથ્વીરાજ** ચૌહાણ તેની સાથે લડવાને તૈયાર થયો. મહારાણો **સમરસિંહ** પણ તે વખતે સ્વદેશના રક્ષણ માટે પોતાના મિત્ર **પૃથ્વીરાજ**ને સહાયતા આપવા માટે, મોટા સૈન્ય સાથે બહાર પડયો. પાણીપતના રણક્ષેત્રમાં ત્રણ દિવસ સુધી મોટું યુદ્ધ ચાલ્યું, છેવટે **પૃથ્વીરાજ** અને **સમરસિંહ** શત્રુના હાથથી માર્યા ગયા. દિલ્લી તાબે કરીને **શાહાબુદ્દીને** મેવાડ જીતવા માટે તેનાપર હલ્લો કર્યો અને ત્યાં જઇને ઠામ ઠામ લુંટફાટ ચલાવી ગરીબ પ્રજાપર મોટો જુલમ કર્યો.

દરેક સ્થળે લોહીના પ્રવાહો વહેતા કર્યાં અને આખા મેવાડદેશને શ્મશાનભૂમિ જેવો કરી મૂકયો. એવા સંકટમાં સ્વદેશનું રક્ષણ કરવાને કોઈ પણ વીર બહાર પડયો નહિ. મહારાણા સમરસિંહનો નાનો પુત્ર કર્ણ તે વખતે નાની ઉમ્મરનો હતો, એટલે તેનાથી કંઈ પણ થઈ શકે તેમ નહોતું. આખો રજપૂતાના દેશ શોકસાગરમાં ડુબ્યો. આખરે મેવાડનું ગૌરવ રાખવા માટે મેવાડની મહા શક્તિરૂપ કર્મદેવી વીર પોષાક સજીને યવનોનું પરાક્રમ તોડવા માટે રાજમહેલમાંથી બહાર નીકળી. બહેનો! વીર નારીના પવિત્ર વિચાર તરફ ભાવથી જોજો! સુખદુઃખથી અજાણ્યો બાળપુત્ર શત્રુના પગ નીચે છુંદાશે, યવન શત્રુઓ હૃદયરંજન ફૂલની કળીને ચગદી નાંખશે, વગેરે વિચારો કર્મદેવી જેવી માતાથી સહન થઈ શકયા નહિ, તેથી તેણે શત્રુની સામે લડવાનો દૃઢ નિશ્ચય કરીને યોદ્ધાને પોષાક પહર્યો, કવચથી પોતાનું શરીર આચ્છાદિત કર્યું. હાથમાં ઢાલ તરવાર લીધી. વીરાંગનાનું આવું વીરત્વ જોઇ ઘણા રજપૂત વીરો તેને સહાયતા આપવા માટે તૈયાર થયા. તેમને જોઇને કર્મદેવી યુદ્ધક્ષેત્રમાં ચઢી.

શાહાબુદ્દીન ગોરીનો પ્રિય સરદાર કુતબુદ્દીન રાજસ્થાનમાં આવ્યો. તેને કર્મદેવીએ અંબરની આગળ ઘેર્યો. યુદ્ધમાં વીરાંગનાએ પોતાનું વીરપણું દેખાડયું. તેના ઘેરાથી યવનસૈન્ય નાશ પામવા લાગ્યું. કુતુબુદ્દીન યુદ્ધક્ષેત્રમાં આ પતિવ્રતાની ભૈરવ મૂર્તિ જોઇને ભયભીત થયો. હવે તેને જયની આશા રહી નહિ. કર્મદેવીએ અસાધારણ હિમ્મત અને પરાક્રમ સાથે યુદ્ધ કરીને શત્રુનો નાશ કર્યો અને મેવાડનું ગૌરવ જાળવ્યું. એ રીતે દિલ્હીના પહેલા મુસલમાન પાદશાહને એક વીરાંગનાના પરાક્રમથી પરાજિત થઇને નાસવું પડયું હતું. મેવાડની વીર અને પવિત્ર રમણીએ એવા પરાક્રમથી શત્રુને હરાવીને અક્ષય કીર્તિની અક્ષરાવલિ ઇતિહાસમાં કોતરાવી છે.

---

# લીલાવતી.



**આ** વિદુષી બાઈ પ્રસિદ્ધ ખગોળવેત્તા **ભાસ્કરાચાર્યની** પુત્રી હતી. તે ગણિત અને જ્યોતિષ વિદ્યામાં ઘણીજ કુશળ હતી. **અકબરશાહના ફૈજી** નામના એક મુસલમાન વિદ્વાને **લીલાવતી** ગણિતનું ફારસીમાં ભાષાંતર કરતાં તેની પ્રસ્તાવનામાં લખ્યું છે કે, **ભાસ્કરાચાર્ય બેદર** શહેરનો રહેવાસી હતો, અને **લીલાવતી** તેની એકની એક કન્યા હતી. તેની જન્મકુંડળી ઉપરથી જણાયું હતું કે, તે પતિ અને પુત્ર વગરની થશે. **ભાસ્કરાચાર્ય** પોતાની કન્યાની આવી દુર્ગતિ થવાના વિચારથી દુઃખિત રહેતા અને તે સુખી થાય એવા ઉપાયો શોધતા.

થોડાંક વર્ષ પછી તેના વિવાહનો સમય આવ્યો કે, તેમણે પોતાની જ્યોતિષ વિદ્યાના બળથી એવું લગ્ન નક્કી કર્યું કે, એ મુહૂર્તમાં વિવાહ થાય તો **લીલાવતી** વિધવા ન થાય, તેમ તેને પુત્ર પણ થાય. પછી લગ્ન દિવસે ઘણાક વિદ્વાનો અને સુજ્ઞ લોકોને બોલાવી તેઓની સામે કન્યા અને જમાઇને એકત્ર બેસાડી લગ્નના કાળનિર્ણયને માટે પાણીથી ભરેલા વાસણ ઉપર અતિ ઝીણા કાણાવાળી એક વાટકી રાખીને કહ્યું કે, આ વાટકીના છીદ્રમાંથી પાણી ભરાઇને જ્યારે વાટકી પાણીમાં ડુબે ત્યારે કન્યાને સંપ્રદાન કર્યાંથી કન્યા વિધવા થશે નહિ.

**ભાસ્કરાચાર્યે** કાલના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવલોકન માટે સારા પંડિતો અને જોશીઓ વગેરે ત્યાં રાખ્યા હતા, પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. **લીલાવતી** બાલ્યસ્વભાવને લીધે તે ઝીણા છિદ્રવાળી વાટકી ઉપર વાંકી વળીને જોતી હતી, એટલામાં અકસ્માત્ તેના માથાપરના મુકુટમાંથી એક નાનું મોતી તે વાટકીમાં પડયું, અને વાટકીનું છીદ્ર બંધ થઈ ગયું. **ભાસ્કરાચાર્ય** અને જ્યોતિષીઓ વાટકીને પાણીમાં ડુબવાની વાટ જોતા હતા, પરંતુ વાટકી પાણીમાં ડુબી નહિ. પછી વિલંબની તપાસ કરતાં માલમ પડયું કે, એક નાનાં મોતીથી વાટકીનો છેદ બંધ થઈ ગયો છે અને તેમાં

પાણી આવતું નથી. ભાસ્કરાચાર્ય આથી ઘણા અજાયબ થયા; છતાં તેણે કન્યાનો વિવાહ કર્યો. તે પછી કેટલાક દિવસ પછી લીલાવતીનો પતિ મરણ પામ્યો. ભાસ્કરાચાર્યે જોયું કે, લીલાવતીને પતિ અને પુત્ર વિના કાળ ગાળવો પડશે, તેથી પુત્રાદિદ્વારા કેટલાક કાળ સુધી પૃથ્વીમાં નામ રહે છે, પરંતુ હું જ્યોતિષવિદ્યામાં તેને એવી વિદુષી કરું કે, જેથી તેનું નામ અમર થાય.

એવો વિચાર કરી તેને નાના પ્રકારના આંક અને જ્યોતિષ શાસ્ત્ર શિખવવા માંડ્યું, અને સંસ્કૃત ભાષામાં એક ગણિતનું પુસ્તક તૈયાર કરી એ પુસ્તક તેના નામથી પ્રસિદ્ધ કર્યું, જે ગ્રંથ હમણાં લીલાવતીને નામે પ્રસિદ્ધ છે. તેમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, વર્ગમૂળ, ઘન, ઘનમૂળ, વગેરે અંક કરવાનાં અતિ સુગમ અને સારાં સારાં ઉદાહરણો આપ્યાં છે. લીલાવતી પોતે વિદ્યાવતી હતી, તથા આંક અને જ્યોતિષ વિદ્યામાં અત્યંત નિપુણ હતી. લોકોમાં દંત કથા ચાલે છે કે, લીલાવતી ગણિતશાસ્ત્રમાં એવી તો હોંશિયાર હતી કે, ઝાડને જોઇને થોડી વારમાં ઝાડની શાખા ઉપરનાં પાંદડાંની સંખ્યા કહી શકતી. ધન્ય છે વિદ્વાન્ પિતાની વિદુષી પુત્રીને, કે જેના પિતાએ પુત્રીની વિદ્વત્તા જોઇને તેને નામે ગ્રન્થ રચ્યો, અને તે ગ્રન્થ સાથે વિદુષી લીલાવતી અમર થઈ.

---

# દુર્ગાવતી.




વીરનારી બુંદેલખંડમાં આવેલા મહુવા નગરના રાજા ચન્દનની પુત્રી અને ગંડમંડળના રાજાની ધર્મપત્ની હતી. તે સુંદર, ગુણવતી, બુદ્ધિમતી તથા હિમ્મતવાળી સ્ત્રી હતી. તેને વીરવલ્લભ નામે એક પુત્ર હતો. તે નાની વયનો હોવાથી તેનીવતી રાજ્યકારભાર તેના માથાપર આવી પડ્યો હતો. તે પોતે રાજનીતિમાં ઘણી કુશળ હોવાથી તેનો

ન્યાય પ્રજાને આનંદ આપતો. તે વખતે દિલ્લીની ગાદી ઉપર **અકબર** પાદશાહ રાજ્ય કરતો હતો; તેણે ઘણાક રજપુતોનાં રાજ્યોને જીતી લઈ તેઓને ખંડિયાં બનાવ્યાં હતાં.

મેવાડનો જગપ્રસિદ્ધ રાણો **પ્રતાપસિંહ** અને આ વીરનારી દુર્ગાવતી એ બે જણ તેને તાબે થયાં ન હોતાં, તેથી **અકબરે** સને ૧૫૬૪ માં ગંડમંડળના રાજ્યને જીતવા માટે **આસફ**ખાં નામે એક સરદારને ઘણું સૈન્ય આપી મેવાડપર મોકલ્યો. આ ખબર જાહેર થવાથી ગંડમંડળની પ્રજા ભયભીત થઈ ગઈ. પરંતુ બહાદુર દુર્ગાવતીના હૃદયમાં આથી કંઈ પણ ભય લાગ્યો નહિ. તેણે નિડરપણે હિમ્મતથી લડાઇની તૈયારી કરવા માંડી. થોડા વખતમાં લશ્કર એકઠું કરી લડાઇના મેદાનમાં શત્રુઓ આગળ ખડી થઈ. આ સમયે તેનો અઢાર વર્ષનો કુમાર **વીર**વલ્લભ પણ યોદ્ધાનો પોષાક પહેરીને સૈન્યમાં સામેલ થયો. દુર્ગાવતી માત્ર સૈન્ય એકઠું કરીનેજ બેસી રહી નહોતી, પરંતુ પોતે રાજમુકૂટ ધારણ કરી, બખતર પહેરી, તરવાર અને ધનુષ્ય બાણ લઇ હાથી ઉપર ચઢી હતી. તે વીરનારીનું કોમળ હૃદય હમણાં સ્વદેશની રક્ષા કરવાને માટે તત્પર થયું હતું. તે રણના મોખરાપર ઉભી ઉભી પોતાના લશ્કરનાં માણસોને ગંભીર સ્વરથી ઉત્સાહ અને હિમ્મત આપવા લાગી. વીરનારીનાં વચન સાંભળી સર્વ સૈન્ય ઉત્સાહ સાથે શત્રુપર ધસવા લાગ્યું અને મહાદારુણ યુદ્ધ ચાલ્યું. દુર્ગાવતીએ બેવાર મોટા પરાક્રમથી **આસફ**ખાનના લશ્કરપર હલ્લો કર્યો અને બન્ને વખતે તેનો જય થયો. શત્રુ પક્ષના ઘોડેસ્વારો લડાઇમાં માર્યા ગયા. દુર્ગાવતીની ભયંકર મૂર્તિ જોઈ યવનસૈન્ય વિસ્મય પામ્યું. તેઓ લડાઇના મેદાનમાંથી નાસી ગયા. જે વીર પુરુષોએ એક વખત હિંદનાં બળવાન રાજ્યોને જીતીને પોતાના જયનાં વાજાં વગડાવ્યાં હતાં, તેઓ આજે બહાદુર દુર્ગાવતીના બળથી હારીને નાસી ગયા. દુર્ગાવતી તેમની પાછળ પડી અને હિમ્મતથી શત્રુના સૈન્યને નસાડવા લાગી. મોગલનો સેનાપતિ દુર્ગાવતીનું અદ્ભુત પરાક્રમ જોઇ અજાયબ થયો. તેનું મુખ ઝાંખું પડી ગયું. દુર્ગાવતીએ શત્રુ સામે યુદ્ધ ચાલુ રાખ્યું. છેલ્લે દિવસે સૂર્ય અસ્ત

## દુર્ગાવતી.



પોતે રાજમુકુટ ધારણ કરી, બખતર પહેરી, તરવાર અને ધનુષ્ય બાણ લઇ હાથી ઉપર ચઢી હતી.

(કૉપીરાઈટ) પૃ. ૨૩૦.

પામ્યો એટલે લડાઈ બંધ કરી એક જગોએ તેણે પડાવ નાખ્યો. તેનો વિચાર એવો હતો કે, થોડીવાર વિશ્રામ લઇ ફરી શત્રુની પાછળ પડી તેનો સંહાર કરવો. પરંતુ તેના સામંતોએ એથી વિરુદ્ધ સલાહ આપી, તેથી સૈન્ય થોડો વિસામો લેવાને બદલે શાંતિથી નિદ્રાવશ થઈ ગયું. **આસફખાંએ** આ તકનો લાભ લઇ તેનીપર હલ્લો કર્યો. દુર્ગાવતી ગભરાઈ નહિ. તે પોતાનાં સૈન્યને પહાડની એક સાંકડી તળેટીમાં લઈ જઇ ત્યાં ઉભી રહી. શત્રુઓએ ત્યાં તેનીપર તોપોનો મારો ચલાવ્યો અને મોટો સંગ્રામ થયો. તે વખતે તેના અઢાર વર્ષના કુંવર **વીર**વલ્લભે પોતાનું અતુલ બળ દેખાડયું; શત્રુઓ તેનું પરાક્રમ જોઇને અજાયબ થયા. છેવટ શત્રુના હાથથી તે જખમી થયો, દુર્ગાવતી પોતાના વહાલા પુત્રનું મરણ થયા છતાં રણભૂમિમાંથી પાછી ફરી નહિ પરંતુ પુત્રની યોગ્ય વ્યવસ્થા કરી પ્રથમ કરતાં વધારે પરાક્રમથી લડવા લાગી. તે સમયે શત્રુ તરફથી એક તીક્ષ્ણ બાણ તેની આંખમાં આવીને ભોંકાયું. દુર્ગાવતીએ તે બાણને બહાર ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે નીકળ્યું નહિ. પછી બીજું એક તીર ઘણા વેગથી આવીને તેની છાતી વચ્ચે વાગ્યું તેથી તેને ઘણી વેદના થવા લાગી. તે રણભૂમી ઉપર ઉભી રહી સૈન્યને ઉત્તેજન આપવા લાગી. જ્યારે જખમી થયેલા ભાગમાંથી લોહીની ધારા વહેવા લાગી અને જીવવાની આશા રહી નહિ ત્યારે પાસે ઉભેલા એક નોકરના હાથમાંથી તીક્ષ્ણ તરવાર લઇને તેનો ઝટકો પોતાના શરીરપર મારી પોતાનો પ્રાણ કાઢી નાંખ્યો. વીરનારી દુર્ગાવતીનું માહાત્મ્ય કદી પણ આ દુનિયામાંથી ભુસાશે નહિ. જેનામાં દેહાભિમાન છે, તેજ પોતાની અસાધારણ વીરશ્રીને જાળવી રાખે છે અને વીરોની સમાજમાં પોતાનું નામ અમર કરે છે. ધન્ય છે વીરનારી દુર્ગાવતીને! જેમણે સ્વદેશના ઉદ્ધારાર્થે રણ રંગાડયું.

---

# જશમા ઓડણી.

"તેડાવો દૂધમલ ભાણેજ, કે, ઓડને લખી કાગળ મોકલોરે."
પ્રાચીનરાસ.



ગુજરાતમાં દુકાળ પડવાથી ગરીબોને રોજી આપવા માટે સિદ્ધરાજ જયસિંહે પાટણને પાદરે સહસ્ત્રલિંગ નામનું સરોવર બંધાવ્યું હતું. એ સરોવર ખોદવાને માટે માળવેથી ઓડ લોકને બોલાવવામાં આવ્યા હતા. રાજા જયસિંહ સાંજસવાર તેમનું કામ તપાસવા જતો. એક વાર સવારમાં રાજા પાન ચાવતો એક ઝાડની શીતળ છાયામાં નાંખેલા આસન ઉપર બેઠો બેઠો ઓડ ને ઓડણોનું કામ જોતો હતો, એટલામાં ઓડોના નાયક ત્રિકમની ધણિયાણી જશમા તેની નજરે પડી.. જશમા રૂપાળી, નાજુક, ગોરી, ઘાટીલી અને હસમુખા સ્વભાવની સત્તર અઢાર વર્ષની માળવણ લટકાળી ઓડણ હતી. પોતાનો ધણી સઘળા ઓડ-ઓડણીનો નાયક હોવા છતાં તે બીજી ઓડણોની માફક ખોદ કામની માટીની ટોપલીઓ વહેતી. જે ઝાડ નીચે રાજા બેઠેલો હતો, તેજ ઝાડને ડાળે જશમાએ તેના નાના બાળકની ઝોળી બાંધેલી હતી. માટીની ટોપ-લીઓ લઇને જતાં અને આવતાં તે ઝોળીને ઝુલાવતી જતી હતી. જુવાન રાજા તેની દરેક હિલચાલ બહુજ બારીક નજરે જોતો અને તેના રૂપ, લાવણ્ય તથા મોજીલા સ્વભાવ ઉપર વિચાર કરતો હતો, એટલામાં બાળક વધારે રોયું અને નિખાલસ મને જશમા તેને લઇને ધવરાવવા બેઠી. જયસિંહ હવે તેને વધારે ધારીને જોઈ શક્યો. જશમાના રૂપે અને સોજે તેને મોહિત કરી નાંખ્યો.

જુવાન રાજાના મનમાં જશમાની છાપ પડી. જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ તેનો અનુરાગ વધતો ગયો. રાજાએ એક વાર ત્રિકમ ઓડને કહેવરાવ્યું કે, 'તમે ઓડના નાયક છો, અને તમારાં ધણિયાણી સાથે નાનું બાળક છે, માટે બીજા ઓડોની માફક ઉઘાડા

જંગલમાં નહિ પડી રહેતાં, નગરમાં આવીને રહો! રાજ્ય તરફથી તમને સઘળી સોઈ કરી આપવામાં આવશે.' ત્રિકમે ઉપકાર માની શહેરમાં રહેવા જવાની ના પાડ્યા પછી, રાજા જશમાને કહેવાને તૈયાર થયો.

બીજે દિવસે સવારે નિત્યની માફક રાજા તળાવનું ખોદકામ જોવા ગયો અને ઝાડ નીચે આસન ઉપર જઈ બેઠો. જશમા પણ નિત્યની માફક ત્યાં થઇને માટી વહી જવા લાગી. મોહથી રાજા નિર્લજ્જ બન્યો. તેણે જશમાને બોલાવીને કહ્યું કે, 'નાજુકડી બાળા! તું આ મજુરી કરવાને સરજાયેલી નથી. ટોપલી ઉપાડતાં જોને તારી નાજુક કમ્મર લચી જાય છે, રાતા કમળ જેવી હથેલીઓ લાલચોળ થઈ જાય છે અને અત્તર કે તેલ ફૂલેલને યોગ્ય તારા ચોટલામાં ધૂળ ભરાય છે. તારૂં મનોહર મુખ આ તડકામાં કરમાઈ જાય છે અને નાનકડું બાળક તાઢ તડકામાં હેરાન થાય છે, માટે રાજમહેલમાં આવીને રહો અને સુખ વૈભવ ભોગવો.'

જશમાએ મધુરું હાસ્ય કરીને છુટે મોઢે જવાબ આપ્યો કે, 'રાજાજી! અમે મજુર લોક રાજમહેલમાં ન શોભીએ. રાણીઓજ રાજમહેલમાં તો શોભે? અમે તો માથે ધૂળ ભરાય અને મજુરી કરીએ તેમ રૂપાળીને સારી ધણિયાણી ગણાઇએ. અમારાં બાળકને પણ નાનપણથી ઉઘાડામાં રહેવાની ટેવ પડે તોજ તે ખડતલ થાય.' આમ ઉત્તર આપી બાળકને ઝુલાવી, હસતી હસતી જશમા પાછી માટીની ખાણ તરફ ગઈ, અને રાજા તેની પગલાં માંડવાની ચાતુરી અને ચાલના મરોડ તરફ જોઈજ રહ્યો.

જશમાએ રાત્રે તે વાત ત્રિકમને કહી અને તળાવનું કામ ઝટપટ આટોપી પાટણથી નીકળી જવાનો આગ્રહ કર્યો. ઓડ નાયક ત્રિકમે બીજે દિવસે પોતાનાં માણસોને તાકીદ આપી અને જશમાએ તે પછી રાજાની નજરે ન પડાય તેમ કામ કરવા માંડયું. જુવાન જયસિંહ રાજાની આંખો જશમાને જોવાને વધારે અને વધારે આતુર રહેવા લાગી. હમ્મેશના કરતાં વધારે વખત તે તળાવ ઉપર બેસવા લાગ્યો અને કોઇ રીતે જશમાનાં દર્શન થાય, એમ યુક્તિ પ્રયુક્તિઓ કરવા લાગ્યો. એ

ત્રણ દિવસ પછી એવો બનાવ બની આવ્યો કે રાજા ને જશમા સામ સામે મળી ગયાં. આ વખતે ગુજરાતના મોટા રાજાએ અત્યંત પ્રિય અને નમ્ર વચને જશમાને કહ્યું કે, "હે સુંદરિ! ગુજરાતની ગાદીને લાત ન માર. હું તારો દાસ થઇને રહીશ અને દેવને પણ દુર્લભ એવા વૈભવ અને લક્ષ્મી તારા વિનોદનાં કારણ થશે. ભુંડિ! તારી આ ધૂળધોયા જેવી સ્થિતિ ઉપર તો વિચાર કર. તું તો મોટા રાજમહેલમાં હજારો દાસીઓથી સેવાતી થઈ, સુવર્ણને હિન્દોળે પાન ચાવતી અંત:પુરને શોભાવવા યોગ્ય છે, શા માટે અમસ્તી મિથ્યા આગ્રહમાં આવો અમુલખ મનુષ્યાવતાર એળે ગુમાવે છે? માન."

જશમા બોલી કે "ગુજરાતના ધણી! તમે તમારા ભારમાં રહેજો અને સંભાળીને બોલજો. ત્રણે લોકનો વૈભવ મારે મન ત્રિકમના ઘરમાંજ રહેલો છે. માટીની ટોપલીઓ વહેતી આ મારી ઓડણીઓના સાથમાં હું સોનાને હિંદોળે બેઠેલી મને સમજું છું. રાજા! આ કાયા તો કચરા જેવી છે. એની મોટાઈ માત્ર તેના સદાચારમાં છે. તમે પોતે શા માટે તમને પોતાને આટલા બધા હલકા ગણો છો, તેજ હું તો હજી સમજી શકતી નથી? ક્યાં રાજા ભોજ અને ક્યાં ગંગલીઘાંચણ! ક્યાં કાગ અને ક્યાં હંસ? જરા વિચાર કરો વિચાર, મારા રાજવી! આપ તો અમ જેવાંના માવિતર કહેવાવ." (આ નીચેની લોકપ્રિય ટુંકો અહિં ઉતારવી ઠીક લાગે છે:–)

(પુનમ ચાંદનીનો રાગ.)

**રાજા**—માટી વહેવાને આ કોમળ કાય કરી નથીરે,
પાળે બેસીને રીઝવ તું તારૂં બાળ,
બીજી ઓડણો છો કામ કરે તારીવતીરે.
જશમા કહે છે રાજા કાય કસી ખાવું ગમેરે,
અમને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદીરે.
**રાજા**—જશમા! જંગલમાં વસવાને તું સરજાઈ નથીરે,
મારા નગરતણો તું આવીને જો નોક,
પાટણપુરની શોભા તુજને હું શું કહું કથીરે.

**જશમા**—નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓરે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે.

**રાજા**—જશમા! રાજાના દરબારો તે દીઠા નથીરે,
તેમાં બાગબગીચે ખીલે ફૂલ ગુલાબ,
જળના હોજ ફુવારા ઉડે આવી જો સતીરે.

**જશમા**—રાજા! બાગબગીચા જંગલ આગળ ધૂળ છેરે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ,
મારા જંગલની મોજો તો મોંઘે મૂલ છેરે.

**રાજા**—ઓડણ! આવો તો ઉતારૂં મેડીમાળીએરે,
રહેજો મિત્રસહોદર સરવે મળીને સાથ,
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળીએરે.

**જશમા**—મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડીરે,
મેડી માળે મુજને ચઢતાં આવે ફેર,
પડતાં પગ ભાગે કે કાયા થાયે કુબડીરે.

**રાજા**—ઓડણ! આવો તો પિરસાવું મેવા ચુરમાંરે,
ઝૂલે હાથી ઘોડા ગુર્જરપતિને ઘેર,
તેને પેખીને હરખાશો ઓડણ! ઉરમાંરે.

**જશમા**—મારે ઓડણને તો જોઇએ વાળુ ઘેંશનાંરે,
રાજા! શું છે મારે હય હાથીનું કામ,
દહિં ને દૂધ મજેનું ભરે ભુરી ભેંશનાંરે.

**રાજા**—ઓડણ! માગી લોને આછા સાળુ ઓઢણાંરે,
હીરા માણેક મોતી સોનાના શણગાર,
આવી કુંચનવરણી કાયા પર શોભે ઘણાંરે.

**જશમા**—છાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશેરે,
નાંખું ધ્રાસ ચનોઠી ગાંઠી કંઠે હાર,
પહેરૂં ફૂલતણી માળા તો પરણ્યો રીઝશેરે. બા. ભા.

આ પ્રમાણે મર્મ અને તિરસ્કારનાં વચન કહી, જશમા રાજાને તરછોડી ચાલી ગઈ અને ત્રિકમને કહ્યું કે, 'હવે પાટણનું પાણી મને હરામ છે ! રાજાના વર્તનથી ત્રિકમ અજાણ્યો ન હતો એટલે તેજ રાત્રે તે પણ અધુરે કામે રતોવાઈ પાટણ છોડી નીકળી પડયો. બે ત્રણ અંગના ઓડ અને જશમાને લઈ તેજ રાતે પાટણથી માળવા તરફ જવાનો માર્ગ લીધો.

જશમાનો તિરસ્કાર રાજાને વધારે મોહક લાગ્યો. રાત્રે તેને નિદ્રા આવી નહિ. સવારમાં ઉઠીને તે તળાવ ઉપર ગયો. ઓડ લોક કામ કરતા હતા ત્યાં ત્રિકમ દેખાયો નહિ. રાજાએ તજવીજ કરી. આખરે કોઇએ કહ્યું કે, "ત્રિકમ જરૂરને કામે માળવે ગયો." રાજા તરત સમજ્યો અને ત્યાંથી ઉઠી, બે ચાર સવારો લઈ ત્રિકમની પાછળ પડયો.

ક્યાં ઓડની ગતિ અને ક્યાં રાજાના ઘોડાઓની ગતિ! છતાં રાજા પાછળ આવશે અથવા પકડવાને માણસો મોકલશે, એવા ભયથી ત્રિકમ અને જશમા દરમજલ કુચ કરતાં હતાં તેમની સાથેના માણસોએ 'રાજા આવે છે' એમ જણાવ્યું કે, તેઓ વધારે ઉતાવળાં ચાલ્યાં અને જેમ બને તેમ ગુજરાતની હદ ઓળંગી જવાનો યત્ન કર્યો, પણ ફોગટ. આખરે રાજા અને સવારોએ તેઓને પકડી પાડ્યાં. ત્રિકમઓડ તેના સાથીઓ સાથે રાજાની સામે થયો. ક્યાં તીખી તરવારોવાળા ક્ષત્રિયો અને ક્યાં કોદાળીના હથિયારે બચાવ કરનારા ઓડો! એક પછી એક ત્રણ ચાર ઓડ કપાઈ ગયા. આખરે ત્રિકમ તેની ત્રિયાના શીલ રક્ષણની ઝનુનમાં લડતાં લડતાં એર સખત જખમે કપાઈ જઈ ધરણી ઉપર ઢળી પડયો. વજ્રમાંથી પણ આરપાર નીકળી જાય તેવી કારમી મરણાંત ચીસ પાડી ફાટી આંખે જેવી લડાઇને જોતી જશમા તેના બાળકને નીચે મૂકી. જમીન ઉપર તડફડતા ત્રિકમને ખોળામાં લઈ બેઠી. રાજા ઘોડેથી ઉતરી તેની પાસે આવ્યો, પણ જશમાને અડવાની હિમ્મત ચાલી નહિ. કારણ કે, તેનું સતીત્વજ જાણે જ્વાળાઓ વમન કરતું હોય તેમ તેને લાગ્યું. દીન વદને તે એક બે ડગલાં દૂર ઉભો રહીને બોલ્યો કે, 'જશમા!

જશમા! થનાર હતું તે થઈ ગયું. ઉચું જો અને તને ઝંખી રહેલાં ચાતક-લોચનને તારું ચન્દ્રવદન દેખાડવાને દયાળુ થા. જશમા! જશમા!'

રાજા આમ નિર્લજ્જ વચન બોલતોજ રહ્યો દરમિયાન બે ડચકાં ખાઈ ત્રિકમનો પ્રાણ તેની પ્યારીના ખોળામાં જતો રહ્યો અને 'હું આ આવી પ્રાણ!' એમ બોલી જશમા ત્યાંથી ઉભી થઈ રડતા બાળકને એક વાર ફરીને પોતાના હાથમાં લઈ ચુંબન કરી, આકાશ સામું જોઈ બોલી કે, 'હે દીનદયાળ! જગતપાલક! આપજ હવે આનું પાલન કરજો' એમ કહી અરધું ઓઢણું ફાડી તેમાં બાળકને વિંટી તેને નીચે મૂક્યું, ચુંબન કર્યું ને તેની ઉપર ફરીને વાત્સલ્યનાં બે આંસુ પાડ્યાં. પછી રાજા સામું જોઈ બોલી કે "ધિક્કાર છે આ રૂપને અને કામને! તારું નામે જગતમાં ન રહેશો અને તારા તળાવમાં પાણીએ ન ભરશો' આમ કહી કમ્મરમાંથી કટાર કાઢી જોરથી પોતાના પેટમાં મારી, 'હું આ આવી નાથ' એમ છેલ્લા બોલો બોલતાંજ ઢગલો થઈ ત્રિકમના ધડ ઉપર ઢળી પડી. સિદ્ધરાજ હાથ ઘસતો અને પશ્ચાત્તાપ કરતો સ્ત્રીહત્યાનું મહા ભયંકર પાપ અને શાપ લઇને પાછો ફર્યો. ધન્ય છે જશમા તમારા પતિવ્રતને!

---

# ચંદ્રપ્રભા.




પવિત્ર ચરિતવાળી નારી નાગપુરના રહીશ દેવદત્તની સ્ત્રી હતી. તે સરળ, નમ્ર, વિવેકી અને નીતિવાળી હતી. તેને નાની વયમાં દેવદત્ત સાથે પરણાવી હતી. દેવદત્ત કુલીન ઘરનો હતો, પરંતુ તેનીપર કોઇનો અંકુશ ન હોવાથી તે દુરાચારમાં ડુબી ગયો હતો. ઘરબાર તથા માલ મિલકત સર્વે ગુમાવી બેઠો હતો. સદ્‌ગુણી ચંદ્રપ્રભા ઘરમાં બેસી નીતિથી જે ધંધો થાય તે કરી ગુજરાન ચલાવતી હતી. દેવદત્ત કેફ કરી

ભમ્યા કરતો હતો. ચંદ્રપ્રભા તેની સાથે પ્રેમભાવ રાખી શાંત મનથી પતિને સુધારવાના ઉપાયો લેતી. કોઇક વેળા ઘરમાં ખાવાનું થોડું હોય તો તે બધું પતિને આપી દેઈ પોતે ભૂખી રહેતી. તેણે પતિને દુરાચાર મુકાવવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પરંતુ તે સઘળું વૃથા ગયું. ચંદ્રપ્રભાની ઉમ્મર માત્ર પંદર સોળ વર્ષની હતી. આટલી નાની વયમાં તેને માથે પતિ તરફનું આવું દુઃખ આવી પડયું. તેમ છતાં ધીરજ ધરી પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી, નીતિથી ચાલી પતિ સુખી થાય તેમ કરતી. તેની કંઈ પણ અસર દેવદત્ત ઉપર થઈ નહિ, ઉલટો તે બિચારીને દુઃખ દેતો. ચંદ્રપ્રભા પતિ તરફ અભાવ નહિ લાવતાં કેવળ શુદ્ધ મનથી તેની સેવા કર્યા કરતી.

એક વખત દેવદત્તે કેફની ધુનમાં ઘેર આવી ચંદ્રપ્રભાને છરીથી મારી. તે મૂર્ચ્છિત થઈ જમીન ઉપર પડી. એટલામાં એક ભલી બાઇએ આવીને ચંદ્રપ્રભાને ઔષધશાળામાં પહોંચતી કરી અને દેવદત્તને પોલીસે પકડી કેદ કર્યો. ઔષધશાળામાં ચંદ્રપ્રભાની સ્થિતિ ધાસ્તી ભરેલી થઈ પડી હતી તેથી માજીસ્ટ્રેટ મરતી વખતે જુબાની લેવા તેની પાસે ગયો. તે વખત પોતે ઘણી દુઃખી હાલતમાં હોવા છતાં પોતાના પતિપ્રતિ એટલી બધી પ્રીતિ અને ભક્તિભાવની લાગણી દર્શાવી કે, ત્યાં ઉભેલાઓ આશ્ચર્ય પામ્યા. ચંદ્રપ્રભાને પ્રશ્ન પૂછતાં તે બોલી કે "હું અહિં કંઈ મારા પતિ સામે ફરિયાદ કરવા આવી નથી, પણ મારો ઘા રુઝાવવા આવી છું. મારી પોતાની ભૂલથી મને આ ઘા લાગ્યો છે. અરે મારા પ્રાણનાથને કંઈ પણ દુઃખ દેશો નહિ. હું તેને મળવાને ઇચ્છું છું" જ્યારે તેના પતિને ત્યાં હાજર કર્યો ત્યારે તેને તે પૂછવા લાગી કે—"તમે જમ્યા ? તમને કોઈ હેરાન તો નથી કરતું કે?" વગેરે ભક્તિનાં વચનો બોલવા લાગી. તે ઉપરથી દેવદત્તનો અપરાધ ના સાબીત ઠર્યો અને તે મુક્ત થયો. પરંતુ નિરપરાધી દુઃખી ચંદ્રપ્રભા પ્રેમનાં વચનો બોલતી બોલતી મરણ પામી. આ રીતે ચંદ્રપ્રભા જો કે મરણ પામી તોપણ તેણે જીવંત પર્યંત એકનિષ્ઠાથી પતિની સેવા કરી. ધન્ય છે ચંદ્રપ્રભાની પતિભક્તિને!

---

# સત્યવતી.



બંગાળ ઇલાકામાં રામનંદ ગોસ્વામી નામે એક પરમ વૈષ્ણવ ભક્ત રહેતો હતો. એ ગોસ્વામીને કેટલીક જમીન વગર કરની ધર્માંદા મળી હતી. આ ધાર્મિક પુરુષ સાધુસંતોને અન્નપાન અને વસ્ત્રો આપી તેમની સેવા કરતો, અને આખા દેશમાં પૂજાતો. એની સ્ત્રીનું નામ સુનીતિ હતું. તે પરમ સાધ્વી હોઈ વિવિધ જાતનાં વ્રતો કરતી હતી. ગયા આવ્યા સાધુસંતોની સેવા કરતી તથા પતિને જમાડ્યા પછીજ પોતે જમતી. તેને પ્રેમાનંદ નામે પુત્ર અને પ્રભાવતી નામે એક પુત્રી હતી. પ્રેમાનંદ ઘણો વિદ્વાન હતો અને આપણે જે સતીનું વર્ણન કરવાના છીએ, તે પતિવ્રતા સત્યવતીનો પતિ હતો. તે સમે બંગાળમાં ઉપરાઉપરી મોટા દુકાળ પડ્યા હતા. જમીનની પેદાશ નહિ આવવાથી જમીનદારોને માથે કર ચઢી ગયો હતો. કર ઉઘરાવનાર દેવીસિંહ માલમિલકત હરાજ કરી સરકારનો કર વસુલ કરતો હતો. રામનંદ સ્વામીની ધર્માંદા જમીનપર કર નહોતો, તોપણ દેવીસિંહે તેને કર આપવાનું કહ્યું. રામનંદે જોરજૂલમના ભયથી રાજસાહી રાણી ભવાની દેવી પાસેથી રૂ. ૫૦,૦૦૦ કરજે કાઢી ત્રણ વર્ષનો કર આપ્યો. દેવીસિંહે વધારે કર માગ્યો. રામાનંદ પાસે રુપિયા નહોતા, તેથી દેવીસિંહે તેનું સર્વ લુંટી લઈ તેને પકડવાનો હુકમ કર્યો. આ ભયથી કેમ છૂટવું તે તેને સુઝયું નહિ. પછી તેના પુત્ર પ્રેમાનંદે હિમ્મત આપી કે, પિતાજી! તમે જરા પણ ડરશો નહિ. હું તેની પાસે જાઉં છું ને તમે મારી બહેનને અને મારી સ્ત્રીને લઇને રંગપુરમાં કોઈ શિષ્યને ત્યાં જઈ રહો! આ પ્રમાણે કહી તે ચાલતો થયો. તેને સિપાઇઓ પકડી કચેરીમાં લઈ ગયા. દેવીસિંહને કચેરીમાં બેઠાં બેઠાં જૂલમ કરતો જોઇ પ્રેમાનંદ વાઘની પેઠે ગર્જના કરીને બોલ્યો કે, હે નરપિશાચ! હમણાં તારું ખૂન કરીશ. ખૂમ પાડી કુદકો મારી છરી લેઇને તે દેવીસિંહને મારવા ધસ્યો, પણ તેને પકડીને કેદમાં

ઘાલવામાં આવ્યો. પ્રેમાનંદના કંઈ પણ ખબર નહિ મળવાથી રામાનંદને તથા સત્યવતીને ચિન્તા થઈ. તેઓએ જાણ્યું કે, પ્રેમાનંદ મરી ગયો હશે તેથી રામાનંદે કેદખાનામાં તેનો શોધ કર્યો, પરંતુ કંઇ પત્તો લાગ્યો નહિ. શોકાતુર થઈ તે પાછો ગયો. સત્યવતીનો વિચાર હતો કે, પતિનું શબ મળે તો તેની સાથે બળી મરવું પણ શબ નહિ મળવાથી તે બિચારી વૈધવ્યધર્મ પાળવા લાગી. તેને માથે દુઃખના ડુંગર ઉગ્યા અને છેવટ તેઓ સર્વ નિરાશ થઈ રંગપુરમાંજ રહ્યાં.

દેવીસિંહના સિપાઇઓના જાણવામાં આવ્યું કે, આ ગામમાં કોઈ રૂપવતી યુવતી આવી છે બળજોરીથી તેને પકડી દેવીસિંહ પાસે મોકલાવી દેવાનો તેઓ લાગ શોધવા લાગ્યા. દેવીસિંહ મહા દુષ્ટ માણસ હતો. આબરુદારની સ્ત્રીઓને પરાણે પકડી એક અખાડામાં પુરી રાખતો અને અધિકારીઓને રાજી રાખવા તેમને પસંદ પડતી મોકલતો. પરમ સુંદરી સત્યવતીની ઉમ્મર વીસ વર્ષની હતી, પરંતુ એ જોવામાં બાળિકાના જેવી જણાતી હતી. સત્યવતીને સિપાઇઓના વિચારની ખબર થતાં વાંત તે પોતાના સસરા સાથે દીનાજપુરના જંગલમાં નાસી ગઈ. સત્યવતીએ પોતાને સિપાઇઓ પકડે તો તેમને સ્વાધીન ન થતાં પોતાનો પ્રાણ ત્યાગ કરી ધર્મનું રક્ષણ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. તે પોતાના સસરા સાથે ત્યાં ત્રણ વર્ષ રહી. એક વખત સાયંકાળે ખબર મળી કે, કંપનીના સિપાઇઓ તે તરફ આવે છે, તે સાંભળી રામાનંદ બોલ્યો કે "સત્યવતી! તમે વૃદ્ધ દાસી અને બે વિશ્વાસુ નોકર સાથે અહિંથી જલદી કાશીધામમાં જતાં રહો." સત્યવતી રડતી રડતી બોલી કે "હું પાપિણી હવે કોને માટે જીવું છું! વિધવાનું જીવન વિટંબણા માત્ર છે. આપ મારા સસરા નથી. પિતા પણ નથી, પણ આપ મારી મા છો. માની પાસે પુત્રી જેમ ખુલ્લા મનથી સર્વ કહે, તેમ હું આપને છોડીને ક્યાંહિં પણ જઇશ નહિ. દેવીસિંહ આપને કેદ કરશે તો હું પણ ત્યાં કેદમાં રહીશ. હું આપને એ સ્થિતિમાં ટીપું પાણી આપી શકીશ, તોપણ મારા જીવતરને ધન્ય માનીશ."

**રામાનંદ** બોલ્યો કે, "બેટા! દેવીસિંહ મોટા ઘરની સ્ત્રીઓની આબરુ લે છે."

**સત્યવતી** ક્રોધથી બોલી કે, "દેવીસિંહની મગદુર નથી કે, મારા ધર્મનો નાશ કરે! સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી ધર્મનો માર્ગ છોડે નહિ તો જગતમાં એવો કોઈ પણ પુરુષ નથી કે, જે સ્ત્રીઓના ધર્મનો નાશ કરી શકે. બાર વર્ષ સુધી ઘણી વિપત્તિઓ સહન કર્યાંથી હવે મેં જાણ્યું છે કે, સ્ત્રીઓની ધર્મરક્ષાનો સઘળો ભાર ભગવાને તેમના હાથમાંજ રાખેલો છે. દુર્બળનું બળ એક ઈશ્વર છે, એમાં કંઈ સંદેહ નથી. મને અફસોસ માત્ર એટલોજ થાય છે કે, હજી પણ હું હતભાગિણીને માટે આપને કેટલું બધું દુઃખ ભોગવવું પડે છે."

આટલું બોલતાં **સત્યવતી** મૂર્છિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડી. થોડીવારે સાવધાન થઈ બોલી કે, "પરમેશ્વર! આ હતભાગિણીને તમે શા માટે અનુપમ સૌન્દર્ય આપ્યું? જેને માટે સ્ત્રીનું રૂપ અને સૌંદર્ય હોય, તે તો ચાલ્યા ગયા તો પછી આ રૂપ અને સૌન્દર્યની શી જરૂર છે? હું આ ઘડીએ મારાં નાક કાન કાપી આત્મહત્યા કરું." આ પ્રમાણે બોલતાં બોલતાં તે પોતાના કેશ તોડવા લાગી અને જોરથી કપાળ કૂટવા લાગી. રામાનંદે તેના હાથ પકડી તેને સમજાવી શાંત પાડી. પછી તે બોલી કે, "હે પરમેશ્વર! હું કેમ તેની સાથે બળી મુઈ નહિ. તે સમયે બળી ગઈ હોત તો આ દુઃખ જોવું પડત નહિ. અરે તે દિવસે મને સાથે લઇ જઇ તેમના શબની શોધ કરી હોત તો હું નક્કી સતી થાત."

**રામાનંદ**—બેટા! ત્યારે શું કુટુંબ સ્નેહ કરતાં પત્નીનો પ્રેમ આટલો બધો મોટો છે? માબાપનો સ્નેહ શું પત્નીના પ્રેમથી ઉતરતો?

**સત્યવતી**—માબાપના સ્નેહ કરતાં સાધ્વી સ્ત્રીનો પ્રેમ વધારે સૂક્ષ્મ દૃષ્ટિવાળો છે કે નહિ, તે હું પોતે કંઈ સમજતી નથી. પરંતુ તમારા દીકરાએ એક દિવસ કહ્યું હતું કે, "સાધ્વી સ્ત્રીનો નિઃસ્વાર્થ પ્રેમ ભિન્ન આત્માને મેળવે છે, તેથી પુણ્યવતી માતાના નિઃસ્વાર્થ સ્નેહની પેઠે સાધ્વી સ્ત્રીનો પ્રેમ કોઈ પણ અવસ્થામાં વિકાર પામતો નથી."

આટલી વાતચીત થયા પછી **રામાનંદે** **સત્યવતીને** બહુ સમજાવી. **સત્યવતીએ** જાણ્યું કે, હવે સસરાજી સાથે રહી શકાશે નહિ તેથી નિરાશ થઈ વૃદ્ધ નોકર ચાકર સાથે જ્યાં કોઇની આવવાની હિમ્મત ચાલે નહિ એવા જંગલમાં નાસી ગઈ અને ત્યાં પોતાનો ધર્મ સાચવવા માટે ઝુંપડી બાંધીને રહી. એક વખત શિયાળામાં ગરીબોને ગરમ લુગડાં આપવા માટે જે હજારો રુપિયા ખર્ચ કરતી હતી તેની પાસે આજે ટાઢ તથા તડકો દૂર કરવા માટે પહેરેલાં લુગડાં સિવાય બીજું એક પણ લુગડું નહોતું. તે દુ:ખદ સ્થિતિમાં દિવસ ગાળવા લાગી પરંતુ તેના હૃદયમાં પ્રેમ અને ભક્તિનો પ્રવાહ જેવો ને તેવોજ વહ્યા કરતો હતો.

**સત્યવતી** ગયા પછી **રામાનંદ** ઝુંપડી બહાર બેસી કીર્તન કરવા લાગ્યો. સિપાઇઓએ આવી તેને લઈ જઈ કેદમાં નાંખ્યો. **રામાનંદે** અન્નપાણી તજી દીધાં. તે બહુજ અશક્ત થઈ ગયો હતો. આ ખબર સાંભળી **સત્યવતીએ** પોતાનો પ્રાણ જતાં સુધી પણ પ્રયત્ન કરી તેને છોડવી લાવવા નિશ્ચય કર્યો. વૃદ્ધ દાસી તથા બે વિશ્વાસુ નોકરોને લઇને જ્યાં તેના સસરાને કેદ રાખ્યો હતો ત્યાં તે ગઈ. કેદખાનાથી થોડે દૂર બધાને રાખી જેલખાનામાં ગઈ. જેલનો જમાદાર **રામસિંહ** હિંદુસ્થાની હતો. તે ઘણો ભલો અને દયાળુ સ્વભાવનો હતો. તેણે પુરુષ વેષધારી **સત્યવતીને** પૂછ્યું કે, 'તું ક્યાં રહે છે? તારું નામ શું છે અને તું અહિં શા માટે આવ્યો છે?' વેષધારી **સત્યવતીએ** કહ્યું કે, "હજુર! મારું નામ **નાનકુ** છે, હું ગયા જિલ્લામાં રહું છું, મારાં માબાપ પુર્ણિયામાં જમીનદાર હતાં. તેઓ મને નાનો મૂકીને મરી જવાથી હું નોકરી શોધવા નીકળ્યો છું." **રામસિંહે** છોકરાની લાવણ્યતા જોઇને કહ્યું કે, "તું મારે ત્યાં રહીશ? બોલ શું પગાર લઇશ?"

**નાનકુ** બોલ્યો—તમે જે આપશો તે લેઇશ. તે પછી **રામસિંહે** તેને પોતાને ઘેર રાખ્યો. **નાનકુ** દરરોજ **રામસિંહને** ઝપાટા બંધ ભાંગ તૈયાર કરી આપવા લાગ્યો. ભાંગ તૈયાર કરવાની તેની ચતુરાઇથી **રામસિંહ** બહુજ રાજી થયો. તેણે પોતાની સ્ત્રીને ભલામણ કરી કે, **નાનકુને** છોકરાની પેઠે રાખજે. આવી રીતે **રામસિંહની** પ્રીતિ મેળવ્યા

પછી એક વખત કેદખાનામાં જવાની રજા મેળવી **નાનકુએ** ( **સત્યવતીએ**) પોતાના સસરા **રામાનંદની** સ્થિતિ જોઈ તો તે સાવ બેશુદ્ધિમાં પડયો હતો. તેને ઘણું દુ:ખ થયું. પણ તે વાતની કોઇને ખબર પડવા દીધી નહિ. કેદખાના ઉપર પહેરો સખત હતો, પણ **નાનકુએ રામાનંદને** લઈ જવાની યુક્તિ રચી. રુપાને તથા જગાને ચેતાવી રાખ્યા. લાગ મળતાં **રામસિંહ** કે પહેરેગીર કોઈ પણ ન જાણે તેમ બેશુદ્ધ થયેલા **રામાનંદને** અંધારી રાતે જગો તથા રુપો ઉપાડીને **સત્યવતી** સાથે નાસવા માંડ્યા. સિપાઇઓને ખબર પડતાં તેઓ તેની પાછળ પડ્યા. પણ તેમને ભુલાવો ખવરાવી તેઓ જંગલમાં જતા રહ્યા. જંગલમાં એક ઝુંપડી જોવામાં આવી તેમાં એક વિધવા સ્ત્રી યોગીની દશામાં શિવની આરાધના કરતી હતી. **સત્યવતી** વગેરે સૌ હિમ્મતથી એ દેવકન્યા પાસે ગયાં અને તેની સાથે કેટલીક વાતચીત કરતાં **સત્યવતીનો** સ્વામી **પ્રેમાનંદ** કે જેને તેઓ મરી ગયેલો માનતાં હતાં, તે જેલમાંથી નાસી ગયો હતો પણ પાછો પકડાઇને કલકત્તાની જેલમાં જીવતો છે, એમ તેમના જાણવામાં આવ્યું તેથી તેઓ ઘણાં ખુશી થયાં. **સત્યવતી** હવે સ્વામીનો ઉદ્ધાર કરવા માટે સસરાની રજા લઈ કલકત્તા જવાને તૈયાર થઈ. તેણે સાથે ફક્ત જગાને લીધો.

ખરેખર વિપત્તિજ મનુષ્યનો મિત્ર અને સહાયક છે. એ વિપત્તિએ **સત્યવતીને** અલૌકિક હિમ્મત આપી હતી. **સત્યવતી** હિમ્મતથી રાત દિવસ ચાલી ત્રણ દિવસમાં સો ગાઉ **કલકત્તે** જઈ પહોંચી. તેણે આ વખતે પુરુષનો વેષ પહેરી **રામકૃષ્ણ અધિકારી** એવું નામ રાખ્યું હતું. તે સમયે કેદીઓને છોડાવવા માટે સુપ્રીમ કોર્ટમાં દરખાસ્ત કરીને પરવાનો મેળવવો પડતો હતો. તે વિના કેદીને છોડાવી શકાતા નહતા. પરંતુ એ કોર્ટમાં દરખાસ્ત મેળવવામાં ઘણા રુપિયાનો ખર્ચ થતો હતો. **સત્યવતી** પાસે રુપિયા નહોતા, તેમ **કલકત્તાની** જેલ પણ **દેવીસિંહના** કેદખાના જેવી નહોતી તેથી તે વિચારમાં પડી. થોડા વખત પછી **ગંગા ગોવિંદસિંહની** માનું શ્રાદ્ધ આવ્યું. તે પ્રસંગે સેંકડો બ્રાહ્મણો દક્ષિણા લેવા જતા હતા ત્યાં **સત્યવતીએ** પણ બ્રાહ્મણવેષે જઇને પોતાના

સ્વામીને કેદમાંથી છોડાવવાની યાચના કરી પરંતુ તે નિષ્ફળ ગઈ. આથી નિરાશ થઈ ટાઢ તડકા વેઠી રાત્રિ દિવસ માર્ગ ઉપરનાં એક ઝાડ નીચે બેસી કાળ ગાળવા લાગી. તેણે ખાવું, પીવું તથા નિદ્રા સર્વ તજી દીધું. જે જીર્ણ વસ્ત્રથી દિવસે શરીરને ઢાંકતી હતી તેજ વસ્ત્રો રાત્રે ઓઢીને ઝાડ નીચે સુઈ રહેતી હતી. એ રીતે તેણે એકવીસ દિવસ સુધી દુ:ખ ભોગવ્યું. એક દિવસ દૈવયોગથી એક ગૃહસ્થ ત્યાં થઇને નીકળ્યો. તેના હાથમાંથી અગત્યના કાગળો પડી ગયા. તે તેના લક્ષ્યમાં રહ્યું નહિ, સત્યવતીએ પડતાં જોવાથી તે કાગળો ઉપાડી ગૃહસ્થને આપવા જગાને પાછળ મોકલ્યો. જગાએ દોડીને કાગળો તેના માલીકને સ્વાધીન કર્યાં તેથી તે ઘણો ખુશી થયો અને સત્યવતી પાસે જઈ તેનો ઉપકાર માની બોલ્યો કે "આ કાગળો ઘણા કામના હતા. તે જવાથી મારો કોઈ રીતે બચાવ નહોતો. ગંગા ગોવીંદસિંહ મારો શત્રુ છે, તે નક્કી મારું ભુંડું કરત. મહારાજ! તમારે જોઇએ તે મારી પાસેથી માંગો." સત્યવતીએ કહ્યું કે "મારો એક સગો કેદમાં પડેલો છે, તેને છોડાવવાનો ઉપાય બતાવો." તે ગૃહસ્થે કહ્યું કે "તમે ફિકર ન કરો. હું તેનો ઉપાય કરીશ. ચાલો મારી સાથે" એટલે સત્યવતી તેની સાથે ગઈ. એ ગૃહસ્થે ત્યાંના ઉપરી અધિકારી સાહેબને સર્વ હકીકત કહી પરવાનો લખાવી લીધો, એટલે સત્યવતી તથા જગાએ મળીને તે પરવાનો જેલના ઉપરીને આપ્યો. તેણે પ્રેમાનંદને બંદિખાનામાંથી છોડી દીધો. સત્યવતીએ જગાને પ્રથમથી ચેતાવી રાખ્યો હતો કે, તારે મારી ઓળખાણ આપવી નહિ. બન્ને જણાં પ્રેમાનંદ પાસે જઇને ઉભાં રહ્યાં. વાતચીતથી પ્રેમાનંદે જગાને ઓળખ્યો. જગાએ સત્યવતીની શમાનંદ અધિકારી તરીકે ઓળખાણ આપી. પ્રેમાનંદ તેની સામે જોયા કરતો હતો, પણ તેને ઓળખી શક્યો નહિ. તેણે માત્ર એટલુંજ જાણ્યું કે, મારો કોઈ સગો મને છોડવવા માટે આવ્યો છે.

સત્યવતી સ્વામીના મુખ સામે નિહાળીને જોયાં કરતી હતી. તેને સ્વામીનાં મુખદર્શનથી અપાર આનંદ થયો. પતિપ્રાણા સ્ત્રીઓ જ્યારે પતિના મુખનું દર્શન કરે છે ત્યારે તેમના હૃદયમાં આનંદ ઉછળી રહે છે.

સત્યવતીએ આજ બાર વર્ષે પતિનું મુખ દીઠું હતું. તે જેને મરી ગયેલો જાણતી હતી, તેને આજે જીવતો જોયો. તેનું હૃદય આનંદથી ઉછળી રહ્યું. રસ્તામાં કેટલીક વાતચીત થયા પછી પુરુષના વેષમાં રહેલી સત્યવતી પ્રેમાવેશમાં પોતાના પતિને ગળે વળગી પડી અને હર્ષનાં આંસુ પાડતી બોલી કે, "પ્રાણનાથ! પૂર્વે અજ્ઞાનતાને લીધે મારાથી આપની સેવા થઈ શકી નથી. ખરેખર આપ મારા ઇષ્ટદેવતા છો! હવેથી હું છાયાની પેઠે આપની પાછળ પાછળ ફરીશ અને આપને સર્વ કાર્યમાં સહાય કરીશ. આપ મારા અપરાધોને ક્ષમા આપજો."

પ્રેમાનંદ પોતાની પતિવ્રતા સ્ત્રીની દુર્દશા જોઈ ઘણો દુઃખી થયો. તેની આંખમાં આંસુ આવી ગયાં અને બન્ને થોડી વાર મૌન થઇ રહ્યા પછી સત્યવતીએ કહ્યું કે, "પ્રાણનાથ! હવે જલદી પધારો! આપને પિતાજી યાદ કરે છે." તે પછી તે ત્રણે જણાં જ્યાં દેવકન્યા અને રામાનંદ હતાં ત્યાં વગડામાં ગયાં. તેમને જોઇને રામાનંદ વગેરેને બહુ આનંદ થયો. સત્યવતીને સૌએ ધન્યવાદ આપ્યો. આવી રીતે મહાસાધ્વી દેવી સત્યવતીએ પોતાના પતિવ્રતાના પ્રભાવથી સ્વામીનો તથા સસરાનો ઉદ્ધાર કર્યો હતો. પવિત્ર ચરિત્રથી નારીજાતિની ઉન્નતિ કરનાર સત્યવતીને હજારવાર ધન્ય છે!!

---

# વીરધાત્રી (ધાવ) પન્ના.



આ શૂરવીર ધાત્રી પોતાની રાજ્યભક્તિને માટે મેવાડના ઇતિહાસમાં અમર છે. મેવાડનો મહારાણો સંગ્રામસિંહ જ્યારે દેવલોક પામ્યો ત્યારે તેનો ઉત્તરાધિકારી કુંવર ઉદયસિંહ માત્ર ૭ વર્ષની ઉમ્મરનો હતો. સંગ્રામસિંહનો દાસીપુત્ર વનવીર મેવાડની ગાદી પડાવી લેવાને રાજપુત્રને ઠેકાણે કરી દેવાને અનેક ઉપાયો* શોધતો હતો. ૭ વર્ષનું બાળક નિશ્ચિંત મને ખાવાપીવાથી સંતુષ્ટ થાય છે, નિશ્ચિંત મને ઉંઘે છે,

પરંતુ નિર્દોષ બાળક પોતાના ઘાતકનો ભાવ સમજી શકતું નથી. બાપારાવળનો પવિત્ર વંશ નિર્મૂળ થવાની અણીપર આવી લાગ્યો હતો, તે સમયે એક ધાત્રી ઉદયસિંહનો ઉદ્ધાર કરવાને આગળ પડી. અનાથ બાળક આજ એક વીરધાત્રીના આશ્રયમાં રહીને પોતાનું જીવન ગાળતો હતો અને વીરધાત્રી પન્ના આજે બાપારાવળના વંશધારીને જીવતો રાખવાને તૈયાર થઈ હતી.

એક રાત્રે રાજકુંવર ઉદયસિંહ ખાઇને સુતો હતો, તેવામાં એક હજામે આવી પન્નાને જણાવ્યું કે, વનવીર હમણાં ઉદયસિંહની હત્યા કરવાને આવે છે. પન્નાએ તરત ઉદયસિંહને ફૂલની ટોપલીમાં સુવાડી તેની ઉપર પાંદડાં ઢાંકી હજામના હાથમાં સોંપી દીધો. વિશ્વાસુ હજામ તે ટોપલી લઇને કોઈ એકાંત જગા તરફ ચાલ્યો ગયો. તે પછી વનવીર હાથમાં તરવાર લઈ કુંવરના મહેલમાં આવી ધાત્રી પન્નાને ઉદયસિંહ ક્યાં સુતો છે? તે પૂછવા લાગ્યો. પન્ના કોઈ પણ રીતે ગભરાઈ નહિ. તેણે ધીરજથી આંગળીવડે પોતાનો સુતેલો પુત્ર દેખાડ્યો. વનવીરે તેને ઉદયસિંહ સમજી પોતાની તરવારવડે મારી નાંખ્યો ને પછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી વીરધાત્રી પન્ના રડતી રડતી પેલા હજામ પાસે ગઈ. આવી રીતે પન્નાએ અસંકોચથી પોતાના હૃદયરંજન શિશુને ઘાતકના હાથમાં અર્પણ કરી મહારાણા સંગ્રામસિંહના પુત્રની રક્ષા કરી. જે ધાત્રી (ધાવ) ચિતોડને માટે અને બાપારાવળના વંશની રક્ષાને માટે પોતાના સંતાનને મૃત્યુમુખમાં સમર્પણ કરે, તેનો સ્વાર્થત્યાગ કેટલો મહાન્ હોવો જોઇએ. જે નારી પોતાનાં બાળકને મારાના હાથથી મરેલું જોયા છતાં પણ કર્તવ્યસાધનમાં વિમુખ થઈ નહિ, તેનું હૃદય કેટલું ઉન્નત હોવું જોઇએ? પોતાના રાજાના કુંવરની રક્ષા કરવા માટે પોતાના પુત્રનો ભોગ આપનારી પન્ના ધાત્રીને હજારો હજાર ધન્યવાદ છે!

# ગૌરીબાઈ.



આ ઈશ્વરભક્ત અને સાધ્વી કવિબાઇનો જન્મ ડુંગરપુરના રહેનાર એક નાગર બ્રાહ્મણને ઘેર થયો હતો. તેના માબાપે તેને પાંચ વર્ષની ઉમ્મરમાં પરણાવી હતી. પરણ્યા પછી આઠમે દહાડે તેનો વર પરલોકવાસી થયો, પરંતુ મુગ્ધભાવમાં રહેલી આ સાધ્વી બાળા તે વિષે અજાણ હોવાથી સાંસારિક દુઃખે તેના મન ઉપર અસર કરી નહિ. તે જેમ જેમ વયમાં આવતી ગઈ તેમ તેમ વિદ્યાભ્યાસમાં પણ વધતી ગઈ. શ્રીમદ્ભાગવત તથા ભગવદ્ગીતાનો અભ્યાસ તેણે આરંભ્યો. જેમ જેમ તે ગ્રંથોનું રહસ્ય જાણતી ગઈ તેમ તેમ તેની ઈશ્વરપ્રતિ ભક્તિ વધવા લાગી. તે નિત્ય ભગવદ્ભજનમાં, દેવસેવામાં તથા ઈશ્વરની ગુણદર્શક કવિતાઓ રચવામાં પોતાનો કાળ ગાળતી. તેની આવી ઈશ્વરભક્તિ તથા કવિતા કરવાની ચતુરાઇએ લોકોમાં તેની મહત્તા પ્રસરાવી, એટલુંજ નહિ, પરંતુ ડુંગરપુરના મહારાજા શિવસિંહજી પણ તેની અલૌકિક ઈશ્વરભકિત જોઇ પ્રસન્ન થયા. ગૌરીબાઈનાં દર્શન કરવા માટે તેને ઘેર જવા લાગ્યા. ગૌરીબાઇ અને મહારાજા વચ્ચે કેટલીએક વાતચીત થતી. ગૌરીબાઇએ તેમના મનનું સમાધાન કરી કેટલાક ચમત્કાર બતાવ્યા, તેથી મહારાજા તેની ઉપર બહુજ પ્રસન્ન થયા અને તેને એક દેવમંદિર બંધાવી આપ્યું. ગૌરીબાઇએ પોતાના ઠાકોરજીને તેમાં પધરાવી તેની પ્રતિષ્ઠા કરી અને તે મંદિરમાં રહીને નિત્ય મહાત્માઓનો સત્કાર કરવામાં અને હરિભજનમાં કાળ ગાળવા માંડયો.

છેવટે તેણે વૃન્દાવનમાં શ્રીકૃષ્ણચન્દ્રની પાસે નિવાસ કરવાનો વિચાર કર્યો અને ત્યાં જવા તૈયાર થઈ, તે વખતે ડુંગરપરના રાજાએ તેને પોતાના ગામમાં રહેવાનો બહુ આગ્રહ કર્યો પરંતુ વિદુષી અને ભક્તબાઇએ પોતાનો સંકલ્પ ફેરવ્યો નહિ. તે વૃન્દાવન જવાને નીકળી અને જતાં જતાં જયપુર પાસે આવી કે, ત્યાંનો રાજા તેનો મોટો સત્કાર કરી તેને

પોતાના નગરમાં તેડી ગયો. ત્યાં રાજા અને રાણી બન્ને ગૌરીબાઇનાં દર્શન કરવાને તેમને ઉતારે ગયાં. તેમના ચરણમાં પાંચસો સોના મહોરો ભેટ કરી. ગૌરીબાઇએ તેને હાથ અડકાડી પાછી આપી તથા કહ્યું કે, મારે ધનનું શું પ્રયોજન છે? મહારાજાનો વિશેષ આગ્રહ દીઠો, એટલે તે વિદ્વાન્ બ્રાહ્મણોને વહેંચી આપી. ત્યાંથી પછી તે કાશીએ ગઈ. ત્યાંના રાજાએ પણ તેની ખ્યાતિ સાંભળી ઘણો સત્કાર કર્યો. ત્યાં સાત દિવસ રહ્યા પછી તેણે પોતાની એક સબંધી બાઇને કહ્યું કે, હવે મારો કાળ સમીપ આવ્યો છે, તેથી હું યમુના નદીના તીરપર જઈ આવતી રામનવમીએ મારો દેહ છોડીશ. આમ કહીને તે યમુનાના તીરપર ગઈ અને ત્યાં સમાધિ લગાવીને બેઠી. રામનવમીને દહાડે મધ્યાહ્નને ભગવદ્ભક્ત વિદુષી અને કવિ તરીકે પ્રખ્યાત થયેલી ગૌરીબાઈ આ પંચમહાભૂતનો દેહ તજી પરમાત્માના સ્વરૂપમાં મળી ગઈ. સાધ્વી ગૌરીબાઈ પોતાની પાછળ હરિરસથી ઉભરાઈ જતી કવિતાઓ મૂકી ગઈ છે. અદ્યાપિ સાધુમંડળો એકતારા તંબુરાના મધુર સૂર સાથે ગાઇને તે બાઇની કીર્તિને અમર કરી રહ્યા છે. ચાલો આપણે પણ તેની કવિતાસરિતામાં સ્નાન કરીને પવિત્ર થઇએઃ—

હરિ નામ બીનારે ઓર બોલના ક્યા;
હરિ કથા બીન ઓર સુનના ક્યા. હરિ.
સુખસાગર શામળિયો ત્યાગી;
કુપ બુપમેં ડોલનાં ક્યા. હરિ.
ઘટ ગિરિધર ગિરધારી પાયા;
બાહેર દગ્ અબ ખોલના ક્યા. હરિ.
આત્મા અખંડ આવે ન જાવે;
જન્મ નહી તો ફીર મરના ક્યા. હરિ.
ગૌરી બ્રહ્મસ્વરૂપ જબ જાન્યા;
જાન્યા તો તો જર ખોજના ક્યા? હરિ.

---

# ગુણસુન્દરી.



પાટણના છેલ્લા રાજા કરણ વાઘેલાના નાગર પ્રધાન માધવરાયના નાનાભાઈ કેશવરાયની સ્ત્રી ગુણસુંદરી એક પતિપરાયણ સતી સ્ત્રી હતી. માધવના પ્રધાનવટાના વૈભવનો ખરેખરો લાવો તો કેશવ અને ગુણસુંદરીજ લેતાં હતાં. માધવરાય અને તેની સ્ત્રી રૂપસુંદરી અપ્રજ હોવાથી એ બેને પતિપત્ની સંતાન સમાન ગણી મનગમતી મોજ કરાવતાં હતાં. કેશવ અને ગુણસુંદરી તેમને તેવીજ રીતે ચહાતાં અને માન આપતાં હતાં. દિયર ભોજાઈ લક્ષ્મણ અને **સી**તાની માફક હંમેશ એક બીજાની સાથે સંપૂર્ણ માન અને વહાલથી વર્તતાં હતાં.

પિતાને ઘેર ગુણસુંદરી લાડકી અને ડહાઈ દીકરી હતી. તેમ ત્યાં પણ સારી સમૃદ્ધિ હતી, છતાં મોટા માનની અને સુખ વૈભવની તેની ઉપર નઠારી અસર થઈ ન હતી. ગુણસુંદરી જો કે હજી તો સત્તર અઢાર વર્ષના તારુણ્યના તનમનાટમાં રમતી અને મોટા રાજવૈભવમાં મહાલતી વહુવારુ હતી, તોપણ પતિની આગળ તે દાસી જેવી નમ્ર રહેતી હતી. મુખમાંથી બોલ બોલતા પહેલાં તો જ્યાં દાસદાસીઓ આવીને ઉભાં રહેતાં હતાં, ત્યાં ગુણસુંદરી પતિની સેવાના પ્રસંગને અહોભાગ્ય માનતી હતી. સૌજન્ય, વિવેક, વિચાર અને વિનયથી પ્રધાનના ઘરમાં તે એક દીવા સમાન હતી. તે જ્યારથી ઘેર આવી ત્યારથી ગૃહવ્યવસ્થા બધી તેણે ઉપાડી લીધી હતી અને જેઠાણીને સર્વ વાતે પ્રસન્ન રાખવામાંજ દેરાણીયે કર્તવ્ય માન્યું હતું.

આમ કરતાં કરતાં એકવાર સવારમાં તે પોતાની મેડીએ પતિ સાથે હિંડોળે બેઠેલી હતી, એટલામાં નીચે કંઈ ગડબડ થતી સંભળાઈ. હિંડોળેથી ઉઠી છજે જઈ નીચે ચોકમાં નજર કરી તો ત્યાં તેણે કેટલાક સિપાઈઓને દીઠા. તરતજ પતિને તેણે કહ્યું કે, "આ જુઓની? ભાઈજી ઘેર નથી અને ભાભીજી નીચે પાઠપૂજામાં બિરાજેલાં છે ત્યાં આ સિપા-

ઇઓ શું કરવાને આવ્યા છે? જાઓ જુઓ તો ખરા! ભાભીજી પૂજનમાં હશે, તેથી કદાપિ જવાબ આપશે નહિ. જાઓ જાઓ જલદી જાઓ." જુવાનીનો ફાટેલો, નવા લોહીનો ભરેલો અને કસરતથી કસાયલો, ગોરો, ઉંચો, માંસલ, મોહક અને અધિકારદર્પથી આકર્ષક દેખાવનો કેશવ ધબ ધબ દાદર ઉતરી નીચે આવીને ચોકમાં ઉભો ને બોલ્યો કે, "અલ્યા કોણ છો તમે? અને કેમ અહિં આવ્યા છો? ભાભીસાહેબ સેવામાં બિરાજેલાં છે ત્યાં સુધી ધસી આવતાં તમને શરમ આવતી નથી? બોલો શું છે?"

મોટા કસબી ધોતરનો કછોટોવાળી, ઝીણી મલમલનું પહેરણ પહેરી વિશાળ અને ઉન્નત ગરદન ઉપર વિખરાયલા કાળા વાળવાળો અને ભારે ભ્રમરથી કોઇને પણ શેહમાં તાણી જાય તેવો દેખાવે કેશવ આવીને ચોકમાં ઉભો રહેતાંજ સિપાઇઓ દૂર ખસી ગયા એટલે નાયકે આગળ આવી સલામ કરીને કહ્યું કે, 'કેશવભાઈ! મારી જીભ ઉપડતી નથી, પરંતુ શું કરું રાજાનો હુકમ છે, એટલે કહ્યા વગર ચાલતું નથી કે, અમને તમારાં ભાભીને રાજમહેલમાં લઈ જવાનો કરણરાયનો હુકમ થયો છે. તમે જે બોલશો તે બધું મિથ્યા છે અને અમો હરેક પ્રકારે તેમને અહિંથી લઈ જઈશું.'

આ વચન સાંભળતાંજ કેશવ તપી ગયો. તેણે ધક્કો મારી નાયકને ચોકમાંથી બહાર નાંખી દીધો. તેની સાથે સિપાઇઓ બહાર નીકળી ગયા. મોટું બારણું બંધ કરી બારી ઉઘાડી હાથમાં ઢાલ તરવાર લઈ તે ત્યાં ઉભો રહ્યો અને બોલ્યો કે, "જ્યાં સુધી મારા જીવમાં જીવ છે, ત્યાં સુધી તો તમારા ભાર નથી કે, તમે કંઈ પણ કરી શકો.' સિપાઇઓના નાયકે તેને ઘણું ઘણું સમજાવ્યો પણ જ્યારે તે જરા પણ ડગ્યો નહિ ત્યારે તેમણે હલ્લો કરી તેની સામે શસ્ત્ર ઉપાડ્યાં. રૂપસુંદરી ડરી ગઈ અને 'દિયરજી! તમે ઘરમાં આવતા રહો' એમ આગ્રહ કરવા લાગી, પરંતુ કેશવ ત્યાંથી ખસ્યોજ નહિ. સિપાઇઓએ હલ્લો કરી આગલું બારણું ઉઘાડી નાંખ્યું ત્યારે તરવારથી પટા ખેલતો તે રૂપસુંદરી આગળ

ચોકમાં આવીને ઉભો અને એક પછી એક આગળ વધતા સિપાઇઓને મારવા લાગ્યો. બે ચાર માણસો કપાઈ જતાં નાયકે જાણ્યું કે, 'કેશવ એમ ને એમ નહિ માને' તેથી તેણે પોતે વધારે માણસોને લઇને હલ્લો કર્યો. પ્રધાનના વિશાળ ચોકમાં રાજાનાં માણસો અને કેશવ વચ્ચે જબરી કતલ ચાલી. ઘણાકોને ઘાયલ કર્યાં પછી એક જણની તરવારનો સખત ઝટકો લાગતાં કેશવનું મસ્તક તેના ધડ ઉપરથી નીચે પડયું અને રાજાના માણસો રૂપસુંદરીને રોતી અને કકળતી જોર જુલમે મિયાનામાં ઘાલી રાજમહેલમાં લઈ ગયા.

નાગરવાડામાં હાહાકાર થઈ રહ્યો. માધવરાય પ્રધાનના આંગણામાં પડેલાં શબ તરફ કોઇથી અવાયું નહિ. છજામાં ઉભે ઉભે ગુણસુંદરીએ પોતાના પતિનાં પરાક્રમ જોયાં. રાજાનાં માણસો રૂપસુંદરીને લઈ ગયા ત્યારપછી તે એકદમ નીચે આવી અને કેશવનું શબ ખોળામાં લઈ 'હું પણ આપની સાથેજ આવું છું' એમ કહી સતીપણાના વિકરાળ સ્વરૂપે નીચે બેઠી. તે ધારી ધારીને તેનું મુખ જોવા લાગી, કારણ કે શૌર્યના જોશમાં મરણ પામેલા કેશવનું મુખ હજી કરમાયું ન હતું. જાણે હમણાં જવાબ આપશે એવું તે લાગતું હતું. ગુણસુંદરીનાં પિયેરિયાંને ખબર થઈ અને જ્યારે તેઓ ધસમસ્યાં ત્યાં દોડી આવ્યાં ત્યારે તેનાથી રડી જવાયું. ધીરે ધીરે નાતના ડાહ્યુઓ આવ્યા અને રાજાનાં માણસો શેરીમાં પડેલાં શબ ઉપાડી ગયા. જ્યારે કેશવને લઈ જવાનો વખત થયો ત્યારે 'જેઅંબે! જેઅંબે!!' એમ બોલી ગુણસુંદરી સતી થવાને તૈયાર થઈ. એક તરફથી હાહાકાર અને બીજી તરફથી સતીનો જેઅંબેનો ઉદ્‌ગાર લોકને ઉસ્કેરી રહ્યો. કેશવનું શબ નીકળ્યું, તેની સાથે કુંકુના થાપા મારતી સતી ગુણસુંદરી પણ જોતજોતામાં નાગરવાડામાંથી બહાર નીકળી. દરવાજે પહોંચતાં સતીએ પાછું મુખ ફેરવી દરવાજાની કુંભીએ થાપો માર્યો. ત્યાં તરત અગ્નિ ઉત્પન્ન થયો અને મોટા અવાજે તે બોલી કે, 'પાટણની ગાદી ખેદાનમેદાન થઈ જજો અને જેણે અનર્થ કરી પ્રધાનના ઘરનો નાશ કર્યો તેની રાણીઓ ને દીકરીઓ તુર્કોને ત્યાં વેચાજો.' 'જે અંબે, જે

અંબે' બોલતી તે પછી શબને અનુસરી અને સરસ્વતીને કિનારે એક ચંદનની ચિતા ખડકી સ્વામીના શબ સાથે બળી મુઈ. ગુણસુંદરીનાં માતપિતાને અને આખી નાતને તેના સતીત્વને લીધે મોટું માન પ્રાપ્ત થયું અને જ્યાં ત્યાં 'સતી ગુણસુંદરી' એ શબ્દના પ્રતિઘોષ પડી રહ્યા.

---

# રાજુલ—રાજિમતી.




રઠના એક જૈન ખાનદાનમાં રાજિમતી અથવા રાજુલનો જન્મ થયો હતો. દયા, સત્ય, ધર્મ, નીતિ અને ગૃહકાર્યને લગતું ઉત્તમ શિક્ષણ રાજુલને નાનપણથી આપવામાં આવેલું હતું. જ્યારે તે યોગ્ય વયમાં આવી ત્યારે તેનાં માબાપે નેમિનાથ નામના સર્વ ગુણસમ્પન્ન એક વહેવારિયા શેઠના પુત્રને જોઈ તેની સાથે વિવાહ કર્યો. નેમિનાથ અને રાજુલના વિવાહ થયા સાંભળી સર્વ કોઈ આનંદ પામ્યું. બેઉ તરફથી તેમની સમૃદ્ધિને યોગ્ય વિવાહની તૈયારીઓ થઈ.

લગ્નનો દિવસ પાસે આવ્યો ત્યારે મોટી ધામધુમથી નેમિનાથના પિતાએ વરઘોડો કાઢયો અને વહેવાઇને ત્યાં જાન લઈ ગયા. સત્કારપૂર્વક વહેવાઇએ જાનને એક ભવ્ય મકાનમાં ઉતારી. જાનને ગૌરવ દેવા માટે વહેવાઇએ કેટલાંક પશુઓને મંગાવી તેમને જે ઠેકાણે જાનીવાસો આપ્યો હતો, તેની નજીક એક વાડામાં રાખ્યાં હતાં. 'પોતાનો વધ થવાનો છે' એવો પશુઓમાં ત્રાસ ઉત્પન્ન થયેલો હોવાથી તે અશાંત થઈ બરાડ્યા કરતાં હતાં. જાનીવાસામાંથી વરરાજા નેમિનાથનું તે તરફ ધ્યાન ખેંચાયું. તેણે પશુઓ ઉપર દેખરેખ રાખનારને બોલાવી પૂછ્યું કે, 'શા માટે આ પશુઓને અહિં ગોંધી રાખવામાં આવ્યાં છે?' તેણે કહ્યું કે, 'વરરાજા! તમારા લગ્નના ગૌરવમાં એમનો ભોગ આપવાનો છે તે માટે.' આ વચન સાંભળતાંજ નેમિનાથના હૃદયમાં દયાનો

સાગર ઉલટયો અને તે મોટેથી બોલી ઉઠયો કે ‘અરેરે! બુદ્ધિશાળી મનુષ્યો આ મુગાં પ્રાણીઓ ઉપર આનંદકારક આજીવિકા કરે છે. ધિક્કાર છે આવી પાપી બુદ્ધિવાળા મનુષ્યને! મારે પરણવું પણ નથી અને ગારવ પણ લેવું નથી.’ આમ બોલી પરમ વૈરાગ્યને વશ થઈ નેમિનાથે વરરાજાને યોગ્ય કપડાં અને દાગીના કાઢી તે પશુરક્ષકને આપી પશુઓને છોડાવી મૂક્યાં. પોતે સાધુ વેષ લઇ ત્યાંથી નીકળી પડ્યો. માતપિતા અને સ્નેહીજનોએ ઘણુંએ કહ્યું, પણ દયાના સાગર એવા નેમિનાથના મનમાં તે ઉતર્યું નહિ અને ‘દયાધર્મ’ એવો જિનેશ્વરનો ધર્મમાર્ગ ગ્રહણ કરી પરમ વૈરાગ્ય પામ્યો.

વરરાજાને વૈરાગ્ય આવતાં રાજિમતીએ પણ વૈરાગ્ય ધારણ કરી તેની પાસેથી દીક્ષા લઈ સાધ્વી થઈ. ગીરનારની એક ગુફામાં જઇ વાસ કર્યો. નેમિનાથના વૈરાગ્યથી ઉત્તેજયેલા તેના નાનાભાઇએ પણ વૈરાગ્ય લીધો અને નેમિનાથ જ્યારે લોકકલ્યાણાર્થ દેશાવરમાં નીકળી પડયો ત્યારે રાજિમતી અને તેનો દિયર ગીરનારમાં વ્રત પાળતાં રહ્યાં. એકવાર આષાઢ મહિનો હતો, સાંજનો સમય હતો અને ગીરનારની ટોંકો ઉપર મયૂરોના કેકારવ થઈ રહ્યા હતા ત્યારે ઝરમર ઝરમર વરસાદ પડતો હતો ને કેતકી તથા કેવડાની સુગંધવાળો પવન ફરફર ઝાડીને ઝુલાવી વનને હસાવી રહ્યો હતો, આ વખતે રાજિમતી નગરમાંથી વહોરીને ગુફા તરફ આવતાં હતાં. વરસાદને લીધે તેમનાં લુગડાં ભીનાં થઈ શરીરે ચોંટી ગયાં હતાં. આ વખતે તેમનો દિયર રથનેમિ તેમની સામેની ગુફામાં કાઉસગ્ગ કરીને ધ્યાનમાં બેઠો હતો. રાજિમતીએ પોતાની ગુફામાં આવી જ્યારે ભીનાં કપડાં બદલવા માંડ્યાં ત્યારે તેમનાં તરુણ અને મનોહર ગાત્રોએ રથનેમિને વિકાર ઉત્પન્ન કર્યો. તે પોતાના વ્રતમાંથી ચલિત થવાની અણી ઉપર દેખાયો, ત્યારે રાજિમતીએ તેને બહુજ છટાદાર રીતે આ પ્રમાણે બોધ આપ્યો.—

કાઉસંગ ધ્યાને મુનિ રહનેમી નામે,
રહ્યાછે ગુફામાં શુભ પરિણામે રે;

દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો,
ધ્યાનથકી હોય ભવનો પાર રે. દે૦ મુ૦

વરસાદે ભીનાં ચીવર મોકળાં કરવા,
રાજૂલ આવ્યાં તેણે ઠામ રે; દે૦ મુ૦
રૂપે રતિ રે વસ્ત્રે વરજીત બાળા,
દેખી ખોભાણો તેણે કામ રે; દે૦ મુ૦

દિલ ખોભાણું જાણી રાજૂલ ભાખે,
રાખો થિર મન ગુણના ધામ રે; દે૦ મુ૦
જાદવ કુળમાં જનમી નેમ નગીને,
વમન કરી છે મુજને તેણે રે; દે૦ મુ૦

બંધવા તેના તમે શિવાદેવી જાયા,
એવડો પટંતર કારણ કોણ રે; દે૦ મુ૦
પરદારા સેવી પ્રાણી નરકમાં જાય,
દુર્લભ બોધી હોય પ્રાય રે. દે૦ મુ૦

સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે,
તેનો છુટકો કદિયે ન થાય રે; દે૦ મુ૦
અશુચિ કાયા રે મળ મૂત્રની ક્યારી,
તમને કેમ લાગી એવડી પ્યારીરે. દે૦ મુ૦

હું રે સંજમી તમે મહાવ્રત ધારી,
કામે મહાવ્રત જાશો હારી રે; દે૦ મુ૦
ભોગ વામ્યા રે મુની મનથી ન ઇચ્છે,
નાગ અંગધન કુળની જેમ રે. દે૦ મુ૦

ધીક કુળ નીચા થઈ નેહથી ચાલે,
ન રહે સંજમ શોભા એમ રે; દે૦ મુ૦

એવાં રસિલાં રાજૂલ વચણ શુણીને,
　　બૂઝયા રહનેમી પ્રભુજી પાસ રે. દે૦ મુ૦

પ્રાય આલોઈ ફરી સંજમ લીધું,
　　અનુક્રમે પામ્યા શિવ આવાસ રે; દે૦ મુ૦
ધન્ય ધન્ય જે નર નારી શિયળને પાળે,
　　સમુદ્ર તર્યાં સમ વ્રત છે એહ રે. દે૦ મુ૦

રૂપવિજય કહે તેના નામથી હોજો,
　　અમ મન નિર્મળ સુંદર દેહ રે: દે૦ મુ૦

તરત **રથનેમિને** જ્ઞાન થયું અને તે **રાજુલના** પગમાં પડ્યો. **રાજુલે** તેને પછી ઉત્તમ પ્રકારનો જિનેશ્વર ધર્મ બોધી મહામુનિ બનાવ્યો અને પોતે આજન્મપર્યંત ઉત્તમ એવો ધર્મ પાળી નિર્વાણ મેળવ્યું.

---

# સંયુક્તા.




શરી સતી કનોજના રાજા **જયચન્દ્ર** રાઠોડની પુત્રી હતી. તે અસાધારણ ઉદારતાવાળી, સદ્ગુણસંપન્ન અને પરમસુંદરી હતી. **ચન્દકવિએ** તેને “ કનોજની લક્ષ્મી ” કહીને વર્ણવી છે. દિલ્હીના **પૃથ્વીરાજ** ચૌહાણ અને કનોજના **જયચન્દ્ર** રાઠોડ વચ્ચે દ્વેષભાવ હતો. **પૃથ્વીરાજે** અશ્વમેધ યજ્ઞ કર્યો, તે જોઇ **જયચન્દ્રને** ઘણો દ્વેષ થયો. તેણે વધારે મોટાઈ મેળવવાને રાજસૂય યજ્ઞનો આરંભ કર્યો. એ યજ્ઞમાં **પૃથ્વીરાજ** આવ્યો નહોતો. તેને અપમાન કરવા માટે તેની સોનાની મૂર્તિ કરીને દ્વારપાળની જગાએ બેસાડી હતી. **પૃથ્વીરાજને** ક્રોધ ચઢ-

વાથી તેણે કનોજ જઇને જયચન્દ્ર સાથે લડાઈ કરી તેને હરાવ્યો. તે વખતે સંયુક્તાએ પૃથ્વીરાજને જોયો હતો તથા તેના ગુણો અને પરાક્રમો સાંભળ્યાં હતાં. તે તેને યોગ્ય પતિ ધારી મનવડે તેને વરી ચૂકી હતી. યજ્ઞ પુરો થયા પછી સંયુક્તાનો સ્વયંવર કરવામાં આવ્યો. તે સમયે દેશપરદેશના બળવાન્ ક્ષત્રિય રાજાઓ તે સ્વયંવરનું આમંત્રણ સ્વીકારી કનોજ આવ્યા. ઠરાવેલે વખતે સઘળા રાજાઓ સ્વયંવરના મંડપમાં આવીને પોતપોતાને આસને બેઠા. તે સમયે સંયુક્તા વિવાહ યોગ્ય શણગાર સજી હાથમાં વરમાળા લઈ દાસીઓ સાથે રાજસભામાં આવી. તેણે પ્રથમથી પૃથ્વીરાજને વરમાળા પહેરાવવાનો નિશ્ચય કરી રાખ્યો હતો, પરંતુ આ સભામંડપમાં પૃથ્વીરાજ હાજર થયો ન હોતો, તેથી પ્રથમની પેઠે તેની સોનાની મૂર્તિ દ્વારપાળને ઠેકાણે રાખવામાં આવી હતી, એ વાત સંયુક્તા જાણતી હતી. સંયુક્તાએ મંડપમાં બેઠેલા કોઈ રાજાને વરમાળ નહિ પહેરાવતાં પૃથ્વીરાજની સોનાની મૂર્તિને વરમાળા પહેરાવી. પુત્રીનું આવું અયોગ્ય વર્તન જોઇને જયચન્દ્ર ગભરાયો.

સંયુક્તાએ વરમાળા પહેરાવ્યાની ખબર પૃથ્વીરાજને થતાં તે લશ્કર સાથે કનોજ ગયો. લડાઈ કરીને સંયુક્તાને હરી ગયો. દિલ્લી જઇ તેની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યાં. પૃથ્વીરાજ આ લલિત લલના રત્નનો ભોક્તા થઇ આનંદમાં દિવસ ગાળવા લાગ્યો. સંયુક્તાના અસાધારણ ગુણોથી સ્વર્ગનું સુખ પણ તેની આગળ તુચ્છ જણાયું. થોડા કાળમાં સંયુક્તા ભર્તાની પ્રિયપત્ની થઈ પડી.

પૃથ્વીરાજ જ્યારે સંયુક્તા જેવી ઉત્તમ સ્ત્રીને પરણીને દાંપત્યપ્રેમનો લહાવો લેતો, સૌભાગ્યના હિંદોળામાં મોજ કરતો હતો, ત્યારે શાહબુદ્દીન ઘોરી ભરતખંડના દરવાજાપર આવી પહોંચ્યો હતો. સંયુક્તા આ વેળા શત્રુના હાથથી માતૃભૂમિની રક્ષા કરવાને યત્નવાન્ થઈ. કેવી રીતે યવનસૈન્યનો પરાભવ થાય, કેવી રીતે યવનગ્રાસથી ભારતભૂમિની રક્ષા થાય, આ ચિંતાથી તેનું મન વ્યગ્ર રહેવા માંડયું. તેણે પોતાના ભર્તાને ચતુરંગિણી સેનાના સેનાપતિ થઇને રણક્ષેત્રમાં જવાની પ્રાર્થના કરી. ગંભીર

## સંયુક્તાનો સ્વયંવર.



સંયુક્તાએ પૃથ્વીરાજની સોનાની મૂર્તિને વરમાળ આરોપી.

પૃ. ૨૫૬.

Lakshmi Art, Bombay.

શબ્દથી પૃથ્વીરાજને કહ્યું કે "પ્રાણનાથ ! જગતમાં કોઈ ચિરસ્થાયી નથી. જેઓ મોટાં કાર્યો બજાવવા જતાં મરણ પામે છે તેઓ કાળની પાંખ ઉપર હંમેશને માટે કોતરાઈ રહે છે. હું આશા રાખું છું કે, તમે આ મમત્વ ભરેલાં અમ કોઈ તરફ મન લગાડશો નહિ. તમારા હાથની તરવારથી શત્રુની સામે લડો. તમારા બેસવાના તેજસ્વી ઘોડાને શત્રુના લોહીના પ્રવાહમાં તરતો કરો. તમે અને તમારું મોટું સૈન્ય હરહર મહાદેવ ! એવા ધ્વનિથી દિશાઓ ગજાવી મૂકો. ક્ષત્રિય ધર્મથી વિમુખ ન થતાં હિમ્મત, ઉદ્યમ અને યત્ન સાથે સ્વદેશની સ્વતંત્રતાની રક્ષા કરો. હું પરલોકમાં તમારી અર્ધાંગના થઇશ." વીર રજપૂતાણી **સંયુક્તા**ના મુખમાંથી નીકળેલાં આવાં શૌર્યનાં વચનોએ **પૃથ્વીરાજ**ને ઉત્સાહી કર્યો.

**પૃથ્વીરાજે** જલદી યુદ્ધની તૈયારી કરી. ભારતના ઘણા બળવાન્ રાજાઓ પોતાનાં લશ્કરો સાથે તેને આવી મળ્યા. યુદ્ધમાં જતી વખતે **પૃથ્વીરાજ** એકવાર ફરીને **સંયુક્તા** પાસે ગયો અને લડાઇની ગોઠવણ વિષે તેની સલાહ પૂછી. તેના જવાબમાં **સંયુક્તા** બોલી કે 'રાજન્ ! સ્ત્રીની તે વળી સલાહ કોઈ પૂછે ? જાઓ હિંમતથી યુદ્ધ કરો ને ક્ષત્રિયધર્મ બજાવો.' **પૃથ્વીરાજ** ત્યાંથી નીકળીને રણભૂમિપર ગયો ને ત્યાં ભયંકર યુદ્ધમાં **શાહાબુદ્દીન** ઘોરીને હરાવ્યો. શત્રુ હારીને નાસી ગયા પછી **પૃથ્વીરાજ** વિજયશ્રી સાથે પાછો આવ્યો.

પરાજિત થયા પછી બે વર્ષે પાછો **શાહાબુદ્દીન** ઘોરી મોટું સૈન્ય લઇ ભારતભૂમિપર ચઢી આવ્યો. **પૃથ્વીરાજે** તેની સામે લડાઇની તૈયારી કરી. આ વખતે પણ ઘણા ક્ષત્રિય વીરો તેને આવી મળ્યા. **સંયુક્તાએ** પતિને શત્રુ સામે જવા પ્રથમની માફક ઉશ્કેર્યો અને પોતાને હાથે તેને લડાઇનો પોષાક પહેરાવ્યો. એવામાં એકદમ તેના હૃદયમાં અમંગળની શંકા થઈ, તે વ્યાકુળ થઈ ગઈ. તેણે એક ધ્યાનથી **પૃથ્વીરાજ**ની તરફ જોયું. એકદમ કેટલોક પસીનો કપાળ ઉપરથી વહીને છાતી ઉપર ટપક્યો. તેણે પતિને હિમ્મત આપી વિદાય કર્યો. **પૃથ્વીરાજ** જલદી સૈન્યમાં સામેલ થઇ નગર બહાર નીકળ્યો. **સંયુક્તા** મહેલપર ચઢી

પતિને જવાનો માર્ગ જોતી દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બોલી કે, સૌભાગ્યની લક્ષ્મી હંમેશ એકની પાસે રહેતી નથી. ચઢતીની સાથે પડતી પણ છે. **સંયુક્તા** આ પ્રમાણે વિચાર કરે છે, એટલામાં બીજી તરફ **પૃથ્વીરાજે** ઘણીજ બહાદુરીથી યુદ્ધ કર્યાં છતાં તે શત્રુને હાથે મરાયો અને **સંયુક્તાની** અમંગળ શંકા ખરી પડી. આ દુઃખદાયક સમાચાર આવ્યા પછી **સંયુક્તા** ચિતા ખડકાવી તેમાં બેઠી અને ક્ષણ માત્રમાં તેનું અનુપમ લાવણ્યવાળું સુંદર શરીર બળીને ખાખ થઇ ગયું. આ જગતમાં **સંયુક્તા** પતિવ્રતપણાનું એક ઉજ્વળ દૃષ્ટાંત હતી. ધન્ય છે પતિવ્રતા સતી **સંયુક્તાને** !!!

---

# વીરનારી—ચંદા.



વીરનારી **ચન્દા પંજાબ**ના પ્રખ્યાત શીખ મહારાજા રણજિતસિંહની રાણી હતી. તે મહાવીર તેજસ્વિની અને પરમ ધાર્મિક હતી. જ્યારથી તેણે **રણજિતસિંહ**ને પરણી તેના અંતઃપુરમાં પ્રવેશ કર્યો ત્યારથી તે કોહિનૂરની કાંતિથી વિકસિત થઈ **લાહોર**ના દરબારમાં રાજકીય કાર્યોમાં કુશળતા બતાવતી હતી.

ઈ૦ સ૦ ૧૮૩૯ માં **પંજાબ**ના કેસરી મહારાજ **રણજિતસિંહ**ની ગાદીએ તેનો બાલપુત્ર **દિલીપસિંહ** બેઠો. તે નાની વયનો હોવાથી રાજ્યનો તમામ ભાર **ચન્દાએ** પોતાના હાથમાં લીધો, અને રાજ્યકાર્યમાં પોતાની પ્રભુતા પ્રકાશ કરવા માંડી. તે નિત્ય રાજ્યકાર્યમાં ધ્યાન આપવા લાગી. આખો **પંજાબ** દેશ તેની શક્તિથી છક થઈ ગયો. દરબારના સરદારો તેને **રણજિતસિંહ**ની પટ્ટરાણી જાણી માન આપવા લાગ્યા. રાજ્યની સમસ્ત પ્રજા તેને રક્ષાદેવી માની તેની ભક્તિ કરવા લાગી. આટલા દિવસ સુધી તો તે અંધારામાં હતી, પણ હવે તો તે

અંદરથી બહાર નીકળી ચારે બાજુએ વખણાવા લાગી. રણજિતસિંહના સ્વર્ગવાસથી પંજાબના રાજ્યમાં ઘણો ખળભળાટ ઉઠ્યો, પરંતુ વીર રાણી ચન્દાએ પોતાના બુદ્ધિબળથી બધે શાંતિ ફેલાવી દીધી. તે દરરોજ નિયમિત સમયે દરબારમાં જઇને રાજકાર્ય ઉપર ધ્યાન આપતી અને પોતાના પુત્રના રાજ્યને નિષ્કંટક કરવાને ઉત્તમ પ્રકારની રાજનીતિથી વ્યવસ્થા કરતી.

આવી રીતે ચન્દા પંજાબનું રાજ્ય નિર્વિઘ્ને ચલાવી સર્વને સુખ આપતી હતી, તેવામાં ઇંગ્રેજોએ પોતાના પ્રદેશની રક્ષાને માટે ઘણું સૈન્ય બ્રિટિશ રાજ્યની સીમાપર એકઠું કરવા માંડ્યું. બ્રિટિશ ગવર્નમેન્ટના આવા ઉદ્યોગથી ચન્દાને તથા તેની ખાલસા ફોજને શંકા થઈ કે, રખેને રજપૂત, મરાઠા અને મુસલમાન રાજ્યોની માફક પંજાબના રાજ્યને પણ ખાલસા કરવા ધાર્યું હોય. આવી શંકાથી ચન્દાએ યુદ્ધ સામગ્રી એકઠી કરવા માંડી. બીજી તરફથી તેની ખાલસા ફોજે મદોન્મત્ત હાથીની પેઠે બ્રિટિશ સૈન્ય ઉપર હલ્લો કર્યો. ચન્દારાણીએ ઉત્સાહભેર તેમાં ભાગ લીધો. પરંતુ તેનું આ કૃત્ય સારૂં કહેવાયું નહિ. જો તે આવા ઉદ્ધત કામથી વેગળી રહી હોત અને ખાલસા ફોજને વગર કારણે હુમલો લઈ જતાં અટકાવી હોત તો તેના રાજ્યનું રક્ષણ થાત. પરંતુ તેમ ન કરતાં બ્રિટિશસિંહ સામે તેણે બાથ ભીડી. લાલસિંહ અને તેજસિંહ એ બે સરદારોના વિશ્વાસઘાતથી તે પરાજય પામી. વીર નારી ચન્દાનું હૃદય બ્રિટિશસિંહના તેજની આગળ ઝાંખું પડ્યું નહિ. પંજાબનો બ્રિટિશ રેસીડેન્ટ–હેન્રી લૉરેન્સ ચન્દાની પ્રકૃતિથી સારી પેઠે જાણીતો હતો. ચન્દા જેવી વીરનારી લાહોરમાં રહ્યાથી પોતાનું પ્રભુત્વ અક્ષય રખાશે નહિ એવો તેને દૃઢ વિશ્વાસ હતો. ચન્દાને તેણે લાહોરમાં, શેખપુરમાં અને ત્યાંથી બનારસ (કાશી)માં દેશનિકાલ કરી. ચન્દા શત્રુથી પરાજય પામી દેશનિકાલ થઈ, તોપણ તેના મનમાં કોઈ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહિ. વીરજાયાએ વીરનારી પ્રમાણે પંજાબનો પરિત્યાગ કર્યો, તે સમયે તેના મન ઉપર દુઃખની અસર થઈ ન હતી; પરંતુ તેનું ધૈર્ય જેવું ને તેવુંજ રહ્યું હતું.

થોડા સમય પછી આ વીરનારી ચન્દાને તથા તેના બાલપુત્ર દિલીપસિંહને રાજકેદી તરીકે બ્રિટિશ સરકારે હિંદમાંથી ઇંગ્લાંડ મોકલી દીધાં. ત્યાં તેમને રુપિયા ૫,૮૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપી ઇંગ્લાંડના જાગીરદારની માફક નોર્ફોક પરગણામાં રાખ્યાં. ઇંગ્લાંડમાં ગયા પછી મહારાજા દિલીપસિંહ પોતાનો શીખ ધર્મ છોડી ખ્રિસ્તી ધર્મમાં વટલી ગયો હતો. તેણે એક ઇંગ્રેજ મડમ સાથે લગ્ન કર્યું હતું. વીરનારી ચંદા પોતાના ધર્મમાં પરમ શ્રદ્ધાવાળી હોવાથી પુત્રનાં એવાં આચરણો જોઈ ઘણી ઉદાસ થઈ, એટલુંજ નહિ પણ પુત્રનો ત્યાગ કરી તેનાથી જુદી રહીને મરતાં સુધી પોતાનો ધર્મ પવિત્રપણે પાળ્યો. ચંદા પોતાની જન્મભૂમિના વિયોગથી દુ:ખી થઈ અંતે ઇંગ્લાંડમાં થોડાંક વર્ષોપર મરણ પામી હતી. દિલીપસિંહ સને ૧૮૯૩ ની સાલમાં ફ્રાન્સ દેશના પારિસ શહેરમાં મરણ પામ્યો હતો.

ચંદાપ્રતિ પંજાબ દેશની અપૂર્વ ભક્તિ, શ્રદ્ધા, અને પ્રીતિ હતી. આખો પંજાબ તેને દેવી પ્રમાણે ભક્તિ અને શ્રદ્ધાથી પૂજતો હતો. માતા પ્રમાણે સરલ હૃદયથી તેને માન આપતો હતો. ચંદા ખરેખર તેજસ્વિની વીરનારી હતી. પતિના મરણ પછી પણ તેણે પતિનું નામ અમર કરવા માટે બહુ કર્યું હતું. ધન્ય છે વીરનારી ચંદાને!

---

# સોનરાણી.




દીકોટાના હાડારાજા ચાંપરાજને 'સોનાં' નામે મહા પતિવ્રતા રાણી હતી. દૈવયોગે આ રાણીનું પાતિવ્રત્ય અને ચતુરાઈ ખરેખરી કસોટીએ ચઢ્યાં હતાં. રજપૂતસ્થાનના રાજાઓને અગાઉ શહેનશાહની હજુરમાં હાજર રહેવું પડતું. તે પ્રમાણે ચાંપરાજ રાણીને ઘેર મૂકી દિલ્હી જઈ રહ્યો હતો. અકબરશાહના ખાનગી દરબારમાં એક-

વાર રજપૂતાણીઓના પાતિવ્રત્યની વાત નીકળતાં ચાંપરાજહાડાએ પોતાની રાણીની પતિભક્તિ માટે અભિમાન લીધું, ત્યારે શેરબેક નામના એક ઉદ્ધત મુસલમાને તેને હસી કાઢી, શાહને વિનંતિ કરી કે 'મને હાડીરાણીની પરીક્ષા લેવાની રજા આપવી જોઇએ.' અકબરશાહે તેની ઉદ્ધતાઇને માટે ઠપકો આપ્યો, પણ ચાંપરાજે વચમાં પડી કહ્યું કે, 'ભલે, શેરબેકને રાણીના પાતિવ્રત્યની પરીક્ષા લેવાનો અવકાશ આપવો પરંતુ મારે ને એને એટલી શરત કે, તે હારે તો તેણે અને હું હારું તો મારે દિલ્લીને પાદરે ફાંસીએ ચઢવું.' શાહે શેરબેકના સામું જોયું, એટલે છાતી ઠોકી તે કબુલ થયો અને દરબારીઓમાં પરિણામ જોવાનું કૌતૂહલ ઉત્પન્ન થઈ રહ્યું.

શેરબેક સોનરાણીના પાતિવ્રત્યનો ભંગ કરવાને વિચારે બુંદીકોટા ગયો. એક માલણ મારફત તેને લલચાવવાના સંદેશા ચલાવવા માંડ્યા. સોનરાણી એક કાબેલ અને ચતુર રજપૂતાણી હતી. માલણનો અભિપ્રાય સમજાતાં તેણે તેને સખત શિક્ષા કરી. શેરબેક આથી નિરાશ થયો નહિ. તેણે ધન આપી એક બીજી સ્ત્રીને ઉભી કરી. તેણે શોભતા ઠાઠમાઠ સાથે હાડાની ફોઈ થઈ રાજમહેલમાં પ્રવેશ કર્યો. રાણીને ખબર નહિ હોવાથી તે વિચારમાં પડી, પણ 'વખતે લાંબેનાં ફોઇજી હોય, અને તેમને અપમાન થાય તો રાજાજીને ખોટું લાગે' એવા વિચારથી તે તેને મળી. પેલી સ્ત્રીએ આમ તેમની વાતો કરી રાણીને વિશ્વાસમાં લીધી. પ્રસંગ પડતાં હાડાની મોટાઇનાં વખાણ કરી એકવાર તેણે સોનરાણીને કહ્યું કે "વહુ! વર્ષો વર્ષ હાડાને દિલ્લી જવું પડે અને તમે આવાં વિયોગિનીવ્રત લઈ લઇને શરીર સોસવી નાંખો, તે તો સારું નહિ." સોનરાણી ખરેખર તેને ફોઇજી સમજી ભોળવાઈ. તેણે તેને મીજબાની આપી અને રાજમહેલ, અંતઃપુર વગેરે સઘળું સાથે ફરીને દેખાડ્યું. પેલીએ પરિચય કરતાં કરતાં તેના અંગ ઉપરનાં કેટલાંક ચિહ્ન જોઈ લીધાં અને છેલ્લે રજા લેતી વખતે કહ્યું કે, 'વહુ! મારો ભત્રીજો નથી, એટલે મારાથી બીજું તો કંઈ મંગાતું નથી પણ હમારી પાસે જે તેની મુદ્રાવાળી કટાર છે તે આપો તો સારું,' રાણીએ નમ્ર થઈ જવાબ આપ્યો કે,

'ફોઇજી! તમારા ભત્રીજા નથી તેથી શું? તમે કહો તે હું તમને આપું, પણ આ કટાર તો એમણે મને દાંપત્યસ્નેહમાં આપી છે, એટલે હું તે આપી શકું નહિ. બીજું જે જોઇએ તે માંગો.'

પેલી સ્ત્રીએ રાણીને ભોળવવાને ખરેખરો ઢોંગ કર્યો. તે બોલી કે, 'કંઈ નહિ, હુંજ મૂર્ખ કે મેં 'સોનાની ઝાલ પાણીમાં નાંખી.' મારો ભત્રીજો હોય અને માગ્યું હોય તો સૌ મળે. પણ પારકી જણી આગળ માગ્યું તે કંઈ મળે? રહેવા દો' તે ત્યાંથી ચાલી. રાણીએ 'તેને રીસ ચઢશે અને રાજાને ઠીક લાગશે નહિ' એમ ધારી છેલ્લે કટાર આપી. પછી પેલી સ્ત્રી શેરબેક પાસે ગઈ અને શેરબેક કટાર લઈ તથા રાણીના અંગ ઉપરની એંધાણીઓ જાણી લઈ ફુલાતો ફુલાતો દિલ્લી ગયો. દરબારવચ્ચે જ્યારે તેણે રાણીના શીલભંગની ખોટી વાત કહી, પુરાવામાં તેના શરીર ઉપરની નિશાનીઓ વર્ણવી, કટાર શહેનશાહની સંમુખ મૂકી ત્યારે, ચાંપરાજનું મુખ ઉતરી ગયું અને હિંદુઓને હલકા પાડવામાં હંમેશ મગરૂરી લેનારા દરબારીઓનાં મુખ ઉપર હાસ્ય તરી આવ્યું. 'હાડાજી ફાંશીએ ચઢો' એમ શેરબેકે સવાલ કર્યો ત્યારે, ક્રોધાવેશમાં હાડે કહ્યું કે, 'જહાંપનાહ! મને બુંદી જઈ સોનને તિરસ્કાર કરી આવવાની મહેતલ આપો. પહાડસિંહ મારો જામીન છે.' પહાડસિંહ નામના હાડાના મિત્ર રજપૂતે દરબાર વચ્ચે ઉભા થઈ કહ્યું કે 'હાડાને રજા આપો, જો તે વખતસર ફાંશીએ ચઢવાને હાજર નહિ થાય તો હું ફાંસીએ ચઢીશ.' અકબરશાહે હાડાને રજા આપી.

ચાંપરાજ ક્રોધમાં ને ક્રોધમાં મજલ દડમજલ કુચ કરતો થોડે દહાડે બુંદીકોટા ગયો. રાજમહેલમાં જઈ સોનરાણીને બોલાવી તિરસ્કારથી તેણે તેને કહ્યું કે 'ધિક્કાર છે તારા જેવી દુષ્ટ સ્ત્રીને? તેં મારું નામ, કુળ અને છેલ્લે રજપૂત નામ પણ વગોવ્યું. ધિક્કાર છે તારા જેવી સ્વૈરિણીઓને કે જેમણે જગતને નરકમાં નાંખેલું છે.' 'રાજાજી! શું છે? આપ શું કહો છો?' એમ સવાલ કરતી સોનાંને નહિ સાંભળતાં, ફરીને પણ કેટલાંક કઠોર અને તિરસ્કારનાં વચન કહી, ચાંપરાજ ત્યાંથી તરતજ પાછો ફર્યો.

**સોન**રાણી હવે સમજી ગઈ. તેણે જાણ્યું કે 'કંઈ દગો થયેલો છે અને રાજાને કોઇએ મારા પાતિવ્રત્ય માટે શંકા નહિ પણ ખરેખર ભમાવી મૂક્યા છે.' દાસીઓને લઈ વેષ બદલી તરત તે બીજે રસ્તે **દિલ્લી** જવાનો ઉપડી. સાંઢણીઓ ઉપર રાત્રી દિવસ અવિશ્રાંત પ્રવાસ કરી **ચાંપ**રાજની પહેલાં ત્યાં જઈ પહોંચી. મુદત થઈ જવાથી મિત્રનીવતી **પહાડસિંહ** ફાંશીએ ચઢતો હતો, એટલામાં **ચાંપ**રાજ ત્યાં જઈ પહોંચ્યો. રજપૂતના વચન પાળવાના ગુણને લીધે ખુશ થયેલા પાદશાહે તેને તે દિવસે ફાંશીએ નહિ ચઢાવતાં કેટલીક મુદ્દત આપી. **સોન**રાણીએ **દિલ્લી** આવી સઘળી હકીકત જાણેલી હોવાથી વગસગ લગાડી **શાહે**નશાહની દરબારમાં મુજરો કરવાની રજા મેળવી. બુંદીકોટાની ગણિકા મુજરો કરનાર છે, એમ જાહેર થવાથી મોટો દરબાર ભરાયો. **ચાંપ**રાજ તેમાં હાજર થયો. પછી ગણિકાના વેષમાં **સોન**રાણી સાજ સાથે દરબારમાં દાખલ થઈ અને પોતાના ગાનચાતુર્યથી સભાને તથા **શાહ**ને એવાં ખુશ કરી નાંખ્યાં કે, **શાહે** તેને ઇનામ માગવા ફરમાવ્યું.

**સોન**રાણી બોલી કે—જહાંપનાહ ! તમારી સભામાં જે **શેરબેક** મિયાં છે, તે મારે ત્યાં રહી દામ આપ્યા વગર નાસી આવ્યો છે, માટે તેનું નાક મને અપાવવું.

સભાજનો **શેરબેક** મિયાંના સામું જોવા લાગ્યા અને મિયાં તો દિઙ્મૂઢ બની ગયા. **શાહે** તેની સામું જોઇ કહ્યું કે, 'મિયાં ! ઉમરાવજાદાએ તો ગણિકાનાં નાણાં તરત ગણી નાંખવાં જોઇએ, તેમ નહિ કરતાં તમે નાસી આવ્યા તો હવે નાક કાપી આપો.'

**સોન**રાણી કટાર કાઢીને **શેરબેક**ની સામે જતાં બોલી કે, 'મિયાં ! ચલોજી નાક દે દો.'

**શાહ**નો હુકમ સાંભળી **શેરબેક** બિચારો લેવાઈ ગયો અને આજીજી કરતાં બોલ્યો 'જહાંપનાહ ! ઉસકું તો મેને દેખી ભી નહિ હૈ.'

**સોન**—'મિયાં ! અબ સબ ભૂલ ગયે ?'

**શેરબેક**—'જહાંપનાહ! મેં કુરાનપર હાથ રખકે કહેતા હું કે, મેને ઉસ્કુ કભીભી દેખી નહિ હૈ.'

**શાહ** બોલ્યો કે, 'મિયાં દેખલો શીરસે દેખ લો, વો પુરવાર કરેગી. પિછાન લો મગર શિર કટા જાય ગે.'

'નહિ, નહિ **જહાંપનાહ**! કભીભી ઉસ્કુ નહિ દેખી હૈ. ઔર એ સબ ગલત વાત કરતી હૈ.' આમ બોલી **શેરબેક** પાદશાહના સિંહાસન આગળ નમી ગયો, એટલે **સોનરાણી**એ તરત મુખ ઉપર બુરખો નાંખી દીધો અને કુલીન ક્ષત્રિયાણીની રીતે સંકોચાઇને ઉભી રહી.

આ બધો બનાવ જોઈ દરબારીઓ અને **શાહ** અચંબો પામ્યા. એક પળ દરબારમાં ચુપકીદી પ્રસરી રહી. પછી **શાહે** કહ્યું કે;—

'અરે! આ **શું** છે? આમાં કંઈ અર્થ છે, દરબારમાં તે ખુલ્લો થવો જોઇએ.' **સોન**ના સામું જોઈ **શાહે** કહ્યું કે 'બાઈ! તું કોણ છે? જે હોય તે ખરી હકીકત દરબારને જાહેર કર.'

**સોનરાણી** વિનયથી બોલી કેઃ—બાવા જહાંપનાહ!—

"મુજ ઉપર ગૂજરી પિતા પાદશાહ જાણી;
હું હવે ગણિકા નથી છું હાડાની રાણી.
જ્યારથી હાડાજી આવ્યા આપની પાસે;
હું જપ તપ કરતી નાર બેઠી ઉદાસે."

વગેરે.

'**હાડા**ની રાણી' એ શબ્દ સાંભળતાં **શાહ** અને દરબારીઓ ઉભા થઈ ગયા અને હજારો હજાર ધન્યવાદ આપતાં બોલ્યા કે, "વાહ વાહ! સતી ક્ષત્રિયાણી વાહ!" **ચાંપરાજ**ને સર્વેએ ધન્યવાદ આપ્યો અને શેરબેકના ઉપર તિરસ્કાર તથા ધિક્કારની પસ્તાળ પાડી. દરબારમાં સતી ચરિત્રનો અદ્ભુત દેખાવ થઈ રહ્યો, તેથી ખુશ થઈ **અકબર** પાદશાહે કહ્યું કે, '**હાડાજી**! હું તમારા વચનપાલકપણાંથી અને **સોનાં**ના પાતિવ્રત્યથી ઘણોજ ખુશ થયો છું. **હવે**થી તમને દરબારમાં હાજર રહેવાની

ફરજથી મુક્ત કરું છું.' સોનરાણી સામું જોઈ પાદશાહે કહ્યું કે, 'બેટી! તેં ખરેખરું પાતિવ્રત્ય બતાવી, પાપીને તેનાં ફળ અપાવી, પતિવ્રતાપ્રતાપ બતાવ્યો છે, માટે હું તને મારી ધર્મપુત્રી ગણી પહેરામણીમાં તારા રાજ્યની ખંડણી માફ કરું છું,' આમ કહી પાદશાહે સિંહાસન ઉપરથી ઉતરી સોનરાણીનો હાથ ચાંપરાજના હાથમાં આપી, દુવા દીધી.

---

# મીરાંબાઈ.





જપૂતસ્થાનમાં મેડતાના રાજા જયમલ રાઠોડને ત્યાં સંવત્ ૧૪૮૦ માં મીરાંબાઇનો જન્મ થયો હતો અને ૧૪૯૫ માં ઉદેપુરના યુવરાજ કુંભાજી સાથે તેમનાં લગ્ન થયાં હતાં. બેઉ પતિપત્ની કવિતાનાં શોખીન હતાં. થોડો વખત ગયા પછી તેઓમાં ભક્તિમાર્ગનો વિકાશ વધવા માંડ્યો હતો, તેમાં મીરાંએ રસ લેવા માંડ્યો. વિલાસી તથા શૃંગારરસની પોષક, એવી મજેની કવિતાઓ શ્રીકૃષ્ણ પરમાત્મા અને ગોપિકાઓને ઉદ્દેશીને ગાવા માંડી. યુવરાજ કુંભોજી તેમાં તલ્લીન થઈ ગયા. દંપતી ગાનતાનમાં ગુલતાન થઈ ગયાં અને ભક્તિરસના પ્રવાહ સાથે વહેતાં પોતે કૃષ્ણ ગોપીના ભાવમાં કૃષ્ણગોપીરૂપ થઈ સંસારનાં સુખ લેવાં લાગ્યાં.

ઉદેપુરનું રાજગૃહ શિવભક્ત હતું, તેથી સાસુ સસરા તથા બીજાં કુટુંબીઓને મીરાંની શ્રીકૃષ્ણભક્તિ પસંદ પડી નહિ. એક તરફથી કુમ્ભોજી જ્યારે સાંસારિક ભાવનાઓ તરફ ઢળતા ગયા ત્યારે બીજી તરફ મીરાં-બાઈ પારલૌકિક ભક્તિભાવમાં મસ્ત બનતી ગઈ. હજી તો દંપતીના માર્ગ એક બીજાથી બહુ દૂર ગયા નહતા એટલામાં વૃદ્ધ રાજાના સ્વર્ગ-વાસથી કુમ્ભોજી રાજા થયા અને ઐહિક પ્રવૃત્તિમાં વધારે ને વધારે

ગુંથાવા માંડ્યા. **મીરાં**બાઈ મહારાણી થયાં ને છૂટ મળી તેનો સદુપયોગ કરતાં, સાધુસંતને સત્કારતાં અને શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિનાં કીર્તન-પદ ગાતાં તથા ગવરાવતાં ભક્તિભાવમાં મસ્ત બની ગયાં. કુમ્ભાજી કનૈયો કે કનૈયો કુમ્ભાજી અને **મીરાં** ગોપી કે ગોપી **મીરાં**, એવી ઉચ્ચ ભાવનાએ, રહેતાં રહેતાં તેના મનમાં પરમ ભક્તિએ જન્મ લીધો અને ભાવનામય શૃંગારભક્તિનો ઉછાળો હૃદયમાં વધવા માંડયો. કુમ્ભો રાણો રાગમાં રંગાયા ત્યારે **મીરાં**એ ભાવનામય શૃંગારની આગલ શારીરિક શૃંગારને તુચ્છ માની, ગમે તેવાં વસ્ત્ર પહેરવાં અને ગમે તેવાં નીચ ઉચ્ચ ભાવ વગરના ભક્ત સાથે પણ ભક્તિ કરવી, એ માર્ગ લીધો. કુટુંબીઓએ રાણાને આડુંઅવળું ભેરવી દંપતીના સ્નેહમાં કંઈ વિચ્છેદ પડાવ્યો.

બેઉ પતિપત્નીના માર્ગ એક બીજાથી ઘણે દૂર પડી ગયા અને વહેમનો ઓળો નિંદક લોકોએ રાણાની આગળ મોટો ને મોટો બનાવી દીધો. **મીરાં**એ રાજમહેલમાં સંતસાધુને બોલાવી, શ્રીકૃષ્ણ કીર્તનમાં કાળ ગાળવા માંડયો, તેથી કંટાળી રાણાએ ત્યાંથી રજા આપી. **મીરાં**બાઇએ મહેલમાંથી નીકળી, કૃષ્ણમંદિરનો આશ્રય લીધો અને ત્યાં પણ ભક્તિરસની ધૂન મચાવવા માંડી. મંદિર રાજવાડામાં હતું, એમ કહેવાની અત્રે અગત્ય નથી. **મીરાં**ની ભક્તિથી ખેંચાયેલા ભક્તો ટોળાબંધ ત્યાં આવવા માંડ્યા. **મીરાં** ભક્તોમાં નાતજાતનો કે ઉચ્ચ નીચનો ભેદ રાખ્યા વગર ભક્તિના ગાનતાનમાં ગુલતાન રહેવા લાગ્યાં. આવે વખતે એકવાર તેમનાં નણંદે આવી કહ્યું કે:—

"* * * ભાભિ! આ શો માંડયો ઉતપાત;
અહીંયાં આવીને કુટુંબ લજાવ્યું, મહીએર લજાવ્યાં માત તાત. મીરાં૦

અંબર આભરણ પે'રો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારી રાણાજી તણેરે, રમી રીઝવી લો ભરથાર. મીરાં૦

છાપાંતિલક આ શી તુલસીની માળા, નાચો ખુંદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનોરે, રાણોજી તો કરે સૂણી કલેશ. મીરાં૦

**મીરાં**—મીરાં કહેરે બાઈ! ક્લેશ ટળવાનો, એકજ છે ઉપાય;
  કે'જો રાણાજીને સાધુ સેવે, પ્રીતે નૃત્ય કરી હરિ ગાય. મીરાં૦
  સોનું રૂપું પે'રે શું થયું બાઈ, નાંખી દો ડાક ડમાળ;
  છાપાં તિલક ધરી સાધુમાં બેસો, પે'રો તુલસીની માળ. મીરાં૦
  તમો પણ જાઓ શીદ સાસરેરે બાઈ, વૃથા વળગ્યો દેહ;
  મન ગમતા મોહન વર સાથે, સરવ તજી કરો સ્નેહ. મીરાં૦"

**મી**રાંના વચન સાંભળી, તેમની નણંદને નખ શિખ ઝાળ લાગી અને રાણાજી પાસે આવી પોતાને કહેલાં વચન માટે બહુ કંકાશ કર્યો. રાણોજી રીસે ભરાયા અને વિખનો પ્યાલો ભરી એક સેવક સાથે તેમની ઉપર મોકલાવ્યો. **મી**રાંબાઈ શ્રીકૃષ્ણચંદ્રની પૂજા કરી નૈવેદ્ય કરવાની તૈયારીમાં હતાં, એટલામાં રાણાએ મોકલેલો વિખનો પ્યાલો સેવકે લાવી તેમના હાથમાં આપ્યો અને કહ્યું કે, 'રાણાજીએ આ વિખ મોકલ્યું છે, તે પી જઈ લોકનિંદાનો અંત આવવા દો.' **મી**રાંબાઇએ હસીને પ્યાલો હાથમાં લીધો અને કહ્યું કે 'કનૈયો તે રાણો અને રાણો તે કનૈયો એમ જ હું માનું છું. આ પૂજા થઇ રહી છે અને કનૈયા રાણાજીને નૈવેદ્ય કરવાનું છે, એટલે તેમને તે ધરાવી હું તે પી જાઉં છું.' આમ કહી શ્રીકૃષ્ણને ધરાવી વિષનો પ્યાલો ગટગટાવી ગયાં. સેવકે જઈ રાણાને વાત કહી. સાંજ પડી અને સવાર થયું, પણ **મી**રાંબાઇને કંઇ થયું નહિ, ત્યારે રાણાને ઘણો પશ્ચાત્તાપ થયો.

પતિ એજ પરમેશ્વર અને પરમેશ્વર એજ પતિ, એવા અનન્ય ભાવથી **મીરાં** ભક્તિમાં એકતાર રહેવા લાગી તેથી દેશ દેશાવરમાં નામના થઈ. ઘેરોઘર તેના ભક્તિરસથી ઉભરાઈ જતાં તથા વિલાસી ભાવથી ભરપુર પદો ગવાવા લાગ્યાં. **મી**રાંની ભક્તિથી ખેંચાઇ હજારો લોક અને દૂર દેશાવરના સંતો મળવા આવવા લાગ્યા. **મી**રાંની ભક્તિ આખરે દિલ્હીના પાદશાહ **અ**કબરના દરબારમાં પણ વખણાઈ. શાહ **અ**કબરે તેને જોવાનો વિચાર કર્યો. કહે છે કે, **તા**નસેનને લઈ શહેનશાહ સાધુ સંતના વેષમાં **મી**રાંને મળવા ગયો, અને તેની ભક્તિ જોઈ એવો પ્રસન્ન થયો કે, નવ લાખનો હીરાનો હાર તેણે **મી**રાંના આરાધ્ય દેવ શ્રીકૃષ્ણચન્દ્રને અર્પણ કર્યો.

મહામૂલ્યવાન્ હાર **મીરાં**ની પૂજામાં આવતાં, નિંદક લોકોએ અનેક જાતની સારી ખોટી વાતો ઉડાડી અને રાણાએ તેથી નાખુશ થઈ તેને ઉદેપુર છોડી જવાનો હુકમ કર્યો. એમ કહેવાય છે કે, પ્રથમ તો રાણાએ **મીરાં**ને મારી નાંખવા ફરમાવ્યું હતું. પણ એ દુષ્ટ કાર્ય કરનાર કોઈ નહિ મળવાથી તેને ઉદેપુરમાંથી કાઢી મૂકવામાં આવી. **મીરાં** કે જેનું મન ભક્તિમાં તરી રહ્યું હતું, તેણે રાણાનો હુકમ માથે ચઢાવ્યો. ઉદે-પુરથી નીકળી તે વૃંદાવન ગઈ. શ્રીકૃષ્ણચન્દ્રના ચરણારવિંદથી પવિત્ર થયેલા પુલિનવાળા યમુનાજીના પ્રદેશમાં **મીરાં**એ શ્રીકૃષ્ણભક્તિની એવી ધૂન લગાવી કે, ઉત્તર હિંદુસ્તાન, રજપૂતસ્થાન, માળવા અને ગુજરાત તેમનાં મનોહર ગાનથી ગાજી રહ્યાં. કૃષ્ણભક્તિનો હિંદુસ્તાનમાં આ પ્રમાણે પડઘો પડ્યો. કુંભારાણાનો મોહ પણ ઉમ્મરના વહેવા સાથે ઉતરી ગયો. તેને **મીરાં** રાણી યાદ આવી તથા તેનો તિરસ્કાર કરી કાઢી મૂકવા માટે પશ્ચાત્તાપ થયો.

કુંભો રાણો જેમ જેમ **મીરાં**બાઇની કીર્તિ સાંભળતો ગયો, તેમ તેમ તેને અધિકાધિક પ્રેમ વધતો ગયો. આખરે રાણાએ વૃંદાવન જવાનો નિશ્ચય કર્યો. કંઇક **મીરાં**ની પરીક્ષા લેવા અને કંઇક મોગલ રાજ્યમાં ઓળખાઈ ન જવાના કારણે, રાણાએ સાધુના વેષમાં વૃંદાવન જઈ, **મીરાં**ના મઠમાં ઉતારો લીધો. હજારો ભક્તોની મધ્યે શ્રીકૃષ્ણની ભક્તિ કરતી **મીરાં**ને જોઇ, રાણાને તેની ઉપર પ્રેમ થઇ આવ્યો અને સમજાયું કે, આ કુલનારીએ મારા કુટુંબને લાંછન લગાડ્યું નથી, પણ દીપાવ્યું છે. એકવાર હજારો ભક્તજનની મંડળી મળી હતી અને **મીરાં** શ્રીકૃષ્ણ પરમાત્માની આરતિ કરવાની તૈયારી કરતાં હતાં, એટલામાં ભક્તો-માંથી આગળ ધસી જઈ રાણાએ પાસે જઇને કહ્યું કે, 'આ યાચ-કની એક યાચના છે.' **મીરાં**એ ઉત્તર આપ્યો કે, "ભક્તિરસ સિવાય યાચકને આપવાને મારી પાસે બીજું કંઇ નથી, અને તે જોઇતી હોય તો અમારામાં તલ્લીન થાઓ." "તમારામાં તલ્લીન કરવાની જ યાચના છે ? બીજી નહિ ?" એમ રાણાજી હસીને બોલ્યા કે, તરત જ સ્વરસંધાન ઉપરથી **મીરાં**બાઇએ તેમને ઓળખ્યા અને તાનમાં આવી

જઈ એક મધુર ગાનની સાથે રાણાજીની આરતિ ઉતારી તેમને પગે પડી. સાધુવેષમાં પતિને જોઈ ગળગળે સાદે તે બોલી કે, 'આખરે હું આપને યાદ આવી? અને દર્શન દીધાં. આ કિંકરી બહુજ પ્રસન્ન થઈ છે, બોલો હવે શી આજ્ઞા છે?'

ભક્તજનનો સંઘ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. રાણાએ વિનયથી કહ્યું કે, 'હે સુંદરિ! હવે મેવાડ ચાલો અને મારા દેશને પાવન કરો.' **મી**રાંબાઈ કે જેમને કંઈ રાગ નહતો, તે તરત તૈયાર થયાં. સપાટાપૂર મોગલ હદ ઓળંગી હજારો ભક્તજનોની સાથે પોતાની હદમાં દાખલ થયાં. મેવાડની હદમાં દાખલ થતાં રાણાએ મહારાજાનો અને **મી**રાંએ મહારાણીનો વેષ ધારણ કર્યો અને બેઉ પતિપત્ની મોટા આનંદથી રાજધાનીમાં આવ્યાં. રાણોજી **મી**રાંના ભક્ત અને **મી**રાં રાણાની ભક્ત બની, સંસાર અને ભક્તિ એ ઉભયનું સેવન કરતાં અનન્ય સુખ લેવા લાગ્યાં. **મી**રાંબાઈએ મહારાણી પદે સંસારસુખ લીધું, ભક્તિરસનો પ્રવાહ લોકમાં વહેવરાવ્યો અને '**મી**રાં માર્ગ' નામનો પંથ સુદ્ધાં ચલાવ્યો. સંસારમાં રહીને ભક્તિ કરવાનો તેનો હેતુ રાખ્યો. મહારાણી **મી**રાંએ આ પ્રમાણે સંસાર, રાજ ને પારલૌકિક સુખનો આનંદ લેતાં પતિ સાથે અનેક લોકોપયોગી કાર્યો કર્યાં અને ઉભય કુળને શોભા આપી. આવી પતિપરાયણ અથવા પતિપરમેશ્વર અને પરમેશ્વર એજ પતિ, એમ માનનારી લોકોત્તર સ્ત્રીઓને ધન્ય છે.

# ભટ્ટી-કર્મદેવી.



ક્રર્મદેવી રજપૂતાનામાં આવેલા **અરિન્ત** નગરના રાજા **માણિકરાવની** પુત્રી હતી. તે રૂપ, ગુણ અને સૌંદર્યથી ભરપુર હતી. તેનો પ્રથમ સંબંધ **રાઠોડ** વંશના **મંડોરના** રાજકુમાર **અરણ્યકુમાર** સાથે કરવાનો હતો પરંતુ **કર્મ**દેવીની ઇચ્છા તેને પરણવાની નહોતી. એ વખતે **જેસલમીરની** પાસે મુંગલ રાજ્યમાં રણાંગદેવ રાજા રાજ્ય કરતો હતો. તેને **સાધુ** નામે એક પુત્ર હતો. તે ઘણો બહાદુર અને તેજસ્વી પુરુષ હતો. તેના પરાક્રમની વાતો કર્મદેવીને કાને પડી, ત્યારથી એ રાજપુત્ર સાથે પરણવાની તેને ઇચ્છા થઈ હતી. આ બાબત કર્મદેવીએ **સાધુને** લખી જણાવતાં તેણે પણ લગ્નને માટે હા પાડી. પછી **માણિકરાવે** પુત્રીની ઇચ્છા પ્રમાણે તેને મુંગલ રાજકુમાર **સાધુની** સાથે પરણાવી તેને ઘણું ધન અને મણિમુક્તા ઇત્યાદિ આપી સાસરે વિદાય કરી. **સાધુ** પોતાના ભટ્ટીસ્વારો સાથે કર્મદેવીને લઈ રાજધાની તરફ જવા નીકળ્યો. ચંદન નામની જગાપર વિશ્રાંતિ લેવા માટે મુકામ કર્યો. તે સમાચાર મંડોરના રાજકુમાર **અરણ્યકુમારને** થતાંવાર તે વેર લેવાને ચાર હજાર રાઠોડ સૈન્ય સાથે આવી પહોંચ્યો. તેને જોઈ **સાધુ** લડવા તૈયાર થયો. સને ૧૪૦૭ માં એક રજપૂત કન્યાને માટે એવી રીતે બે રજપૂત વીરો **ચંદન** નામે જગો આગળ મેદાન પડ્યા. બન્ને વચ્ચે મોટું યુદ્ધ થયું. એક એકનાં ઘણાં માણસો કપાવા લાગ્યાં. આ બનાવ જોઇને કર્મદેવી જરાએ ભયભીત થઈ નહિ. પ્રિયતમના જયની આશાને સંશયમાં ડોલાં ખાતી જોઈ, કર્મદેવી મુંઝાઈ નહિ, **પણ** હિમ્મતથી પ્રાણપતિને શૂર ચઢાવવા લાગી. પતિનું મહાપરાક્રમ જોઇને મનમાં ને મનમાં ધન્યવાદ આપવા લાગી. **સાધુના** પરાક્રમથી ૬૦૦ રાઠોડો રણભૂમિપર માર્યા ગયા. **સાધુનું** પણ અર્ધું સૈન્ય માર્યું ગયું, છતાં કર્મદેવી ધીરજથી ઉભી રહીને પતિને કહેવા લાગી કે—હું તમારું પરાક્રમ જોઈશ અને તમને સહાયતા કરીશ. **સાધુ**, વીરબાલા કર્મદેવીની અસાધારણ ધીરજ જોઇ બહુ ખુશી થયો.

શત્રુ સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યો. બન્ને વીરપુરુષોના હથિયારના ઘર્ષણથી અગ્નિના તણખા નીકળ્યા. **સાધુ**એ **અરણ્યકમલ**ના હાથ ઉપર તરવારનો ઝટકો માર્યો. **અરણ્યકમલે સાધુ**ના મસ્તક ઉપર તરવારનો ઝટકો લગાવ્યો. કર્મદેવીએ જોયું કે, પ્રાણેશ્વરના મસ્તકપર તરવાર વાગી છે. બન્ને જુવાનો પરસ્પરના શસ્ત્ર પ્રહારથી અચેત થઇ રણભૂમિપર પડ્યા. **અર**ણ્યકમલ થોડી વારે સચેત થયો, પણ **સાધુ** તો એ નિદ્રામાંથી ફરીને ઉઠ્યોજ નહિ. કર્મદેવી રંડાઈ, તેની બધી આશા ધૂળમાં મળી ગઈ. આજે ઉજ્જડ અરણ્યમાં તેનું શિરોરત્ન લુંટાઈ ગયું. તે પછી કર્મદેવીએ ધૈર્ય ધારણ કરી તે રણક્ષેત્રમાં ચિતા તૈયાર કરાવી, પ્રાણપતિને ખોળામાં રાખી, શાંત ભાવથી અગ્નિમાં પ્રવેશ કર્યો. જોત જોતામાં તેનું સુંદર શરીર બળીને ભસ્મ થયું, પરંતુ તેની કીર્તિ નાશ થઈ નહિ. તેજસ્વિની વીરબાળા કર્મદેવી અસાધારણ પતિભક્તિ દેખાડીને પોતાનું નામ પતિવ્રતાઓમાં અમર કરી ગઈ.

---

# તારાબાઈ.




વીરનારી રજપૂતાનામાં આવેલા ટોડાના રાજા **રાવસુરતન સોલંકી**ની પુત્રી હતી. તે ઘણીજ રૂપાળી, ગુણવાન્, અને શૂરવીર હતી. એક દિવસ **તારાબાઈ** લડાઇનો પોષાક પહેરી, નિડરપણે ઘોડો દોડાવતી જતી હતી. તે સમયે મેવાડના રાજા **રાયમલ્લ**નો પુત્ર **જયમલ્લ** ઘોડા ઉપર બેસી ત્યાંથી જતો હતો. તેની નજર **તારાબાઈ**પર પડી. તેનું અનુપમ સૌંદર્ય અને ઘોડાપર બેસવાનું કૌશલ્ય જોઇ તે આશ્ચર્યમાં પડી ગયો. આ વીરનારીએ તે જુવાન રાજપુત્રના હૃદયની આશા નિરાશા વચ્ચે મોટું યુદ્ધ કરાવ્યું. તેના ઉત્તરોત્તર વિચારોથી તે ક્ષત્રિયકુમાર અધીરો બની ગયો.

**જયમલ્લ**ને **તારાબાઇ** સાથે પરણવાની અભિલાષા થઈ, પણ **રાવસુરતન**ને તેની આશાને સફળ કરી નહિ. **લીલા** નામે એક પરાક્રમી પઠાણ **રાવસુરતન**ને દેશમાંથી બહાર કાઢીને ટોડા સ્વાધીન કરી બેઠા હતા, તેથી રાઓ **સુરતન** દેશનિકાલ થઈ કન્યારત્નની સાથે મેવાડમાં **વેદનોર** ગામમાં આવીને રહ્યો હતો. **સુરતન**ની પ્રતિજ્ઞા એ હતી કે, જે કોઇ બાહુબળથી ટોડા જીતે, તેની સાથે **તારાબાઇ**ને પરણાવવી. **જયમલ્લ** રાઓ **સુરતન**ની પુત્રી સાથે પરણવાને અભિલાષી થઇને ટોડા જીતવાને નીકળ્યો. પરંતુ **સુરતન**ની પ્રતિજ્ઞાને પાર પાડી શક્યો નહિ. પઠાણે પરાક્રમથી તેને પાછો હાંકી કાઢ્યો. હાર્યા છતાં પણ **જયમલ્લ** **વેદનોર**માં જઇ **તારાબાઇ**ને પરણવા માટે પ્રયત્ન કરવા લાગ્યો. તેપરથી **રાઓસુરતન**ને **જયમલ્લ**ને મારી નાંખ્યો.

ધીમે ધીમે તે **જયમલ્લ**ના નાશની વાત રાણા **રાયમલ્લ**ને કાને પહોંચી. એકાએક ક્રોધથી તેનાં ભવાં વક્ર થઈ ગયાં અને બન્ને આંખો લાલ થઈ ગઈ. પ્રાણાધિક પુત્રના મરણથી તે ગભરાયો નહિ, પણ તેણે ગંભીર સ્વરથી કહ્યું કે, "જે કુલાંગાર પુત્ર પિતાનું ગૌરવ એવી રીતે નાશ કરવાને તૈયાર થયો હતો, તે એવીજ શિક્ષાને પાત્ર હતો. **રાઓસુરતન**ને એ કુલાંગારને યોગ્ય શિક્ષા કરી ક્ષત્રિયધર્મ બજાવ્યો છે. એ પ્રમાણે કહી **રાયમલ્લે** પોતાના પુત્રને મારનાર **રાઓ સુરતન**ને મોટા સત્કાર સાથે **વેદનોર**નું રાજ્ય આપ્યું. તે પછી **રાયમલ્લ**નો બીજો પુત્ર **પૃથ્વીરાજ** હતો, તેણે **તારાબાઈ**નું પાણિગ્રહણ કરવાની આશાથી **વેદનોર**માં **રાઓ સુરતન**ની પાસે જઈ પ્રતિજ્ઞા કરી કે, ટોડા સર કરી આપને ન સોંપું તો આપ મને પણ ખરો ક્ષત્રિય કહેશો મા. **તારાબાઇ**એ **પૃથ્વીરાજ**નાં અસાધારણ સાહસ અને પરાક્રમની વાત પ્રથમથી સાંભળી હતી અને હમણાં તેને મહાન્ કાર્ય કરવા માટે આવેલો જોઈ તેની અર્ધાંગના થવાનો વિચાર કર્યો. **પૃથ્વીરાજે** તરત યુદ્ધની તૈયારી કરી; તે વેળાએ **તારાબાઈ** પિતાની આજ્ઞા લેઈ **પૃથ્વીરાજ** સાથે લડાઈમાં જવાને તૈયાર થઈ.

**પૃથ્વીરાજ** અને **તારાબાઈ** પાંચસો ઘોડેસ્વાર સાથે ટોડા જીતવાને નીકળ્યાં. ટોડા જઇને જુએ છે તો પઠાણ એશઆરામમાં પડેલો હતો. **પૃથ્વીરાજ** અને **તારાબાઇએ** તેનીપર હલ્લો કરી ઠાર કર્યો. ઉપરીને મરણ પામેલો જોઈ પઠાણો ગડબડ મચાવવા લાગ્યા. **પૃથ્વીરાજને તારાબાઈ** ઘોડા દોડાવી નગરના દરવાજા ઉપર ચઢી ગયાં. એ વખતે એક હાથી તેમને જવાનો રસ્તો રોકી ઉભો હતો. તેને જોઇને **તારા-બાઇએ** પોતાની તરવારવડે તે હાથીની સૂંઢ કાપી નાંખી. હાથી અધીરો થઇને ભાગવા લાગ્યો. વીરબાળાનાં અસાધારણ પરાક્રમથી બંધ દર-વાજા ખુલ્લા થઈ ગયા અને તેઓ પોતાના સ્વારો સાથે નગરમાં દાખલ થયાં.

ત્યાર પછી અફગાનો ટોળા બંધ થઇ લડાઈ કરવા લાગ્યા. પરંતુ તેઓ રજપૂત સૈન્ય સામે ટકી શકયા નહિ. **તારાબાઇએ** એ યુદ્ધમાં ઘણું પરાક્રમ બતાવ્યું. એ મહાશક્તિના પરાક્રમથી પઠાણો પરાજિત થયા અને ટોડામાં પાછો રજપૂતવિજયનો વાવટો ઉડવા લાગ્યો. વીર-પુરૂષ **પૃથ્વીરાજની** પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. **પૃથ્વીરાજે રાઓ સુરતનને** ટોડાનું રાજ્ય સોંપ્યું અને **રાઓ સુરતને તારાબાઇને પૃથ્વીરાજ** સાથે મોટી ધામધુમથી પરણાવી.

**પૃથ્વીરાજ** મેવાડમાં આવી **તારાબાઈ** સાથે કમલમેરના મહેલમાં રહેવા લાગ્યો. ત્યાર પછી તેણે ઘણીવાર લડાઈ કરી હતી. તે સર્વ લડાઇઓમાં **તારાબાઇએ** તેને ઉત્સાહ આપ્યો. તે જોડું ઘણો વખત સુધી આ સંસારમાં સાથે રહી શકયું નહિ. **શિરોહીના** રાજા **પ્રભુરાવ** સાથે **પૃથ્વીરાજની** બહેનને પરણાવી હતી તેની સાથે **પ્રભુરાવ** સારી રીતે વર્તતો નહતો. એ માટે **પૃથ્વીરાજે શિરોહીમાં** જઈ પોતાની બહેનના જોડા **પ્રભુરાવને** માથે લેવડાવ્યા. આ અપમાનનું વૈર લેવા **પ્રભુરાવે** નિશ્ચય કર્યો અને તેણે ચાર પાંચ દિવસ સુધી **પૃથ્વીરાજને** રાખી ઘણી મહેમાનદારી કરી. જ્યારે **પૃથ્વીરાજ** ઘેર જવા નીકળ્યો ત્યારે તેણે રસ્તામાં ખાવા માટે ઝેરવાળા લાડુ આપ્યા. તે લાડુ ખા-

ધાથી પૃથ્વીરાજના શરીરમાં ઝેર વ્યાપી ગયું. તે વિષેની તેણે તારાબાઇને ખબર મોકલી, પરંતુ તેના જતાં પહેલાં તે મરણ પામ્યો. તારાબાઈ પોતાના પતિને મરણ પામેલો જોઈ તેની સાથે પરલોકમાં જવાને તૈયાર થઈ. ચિતા ખડકાવી ખોળામાં પતિનું મસ્તક રાખી બળતી આગમાં પતિ સાથે બળી મુઈ. ધન્ય છે પતિવ્રતા તારાબાઇને!

---

# મીનલદેવી.



કર્ણાટકના રાજા જયકેશીને **મી**નલદેવી નામે એક પુત્રી હતી. રાજાએ તેને સર્વ જાતની કેળવણી આપ્યા ઉપરાંત ચિત્રવિદ્યા અને ગાન કળામાં એક્કા બનાવી હતી. ઉમ્મર લાયક થતાં માતાપિતાએ તેને માટે વરની તજવીજ કરવા માંડી. **મી**નલદેવીએ પોતાની તે માટે અનિચ્છા બતાવી. યોગ્ય વરના અભાવે અને કુંવરીની પરણવાની અનિચ્છાને લીધે રાજા જયકેશી અને રાણી દિલગીર થયાં. આમ કરતાં જુવાન રાજકન્યાને એકવાર સ્વપ્ન આવ્યું, તેમાં તે એક રાજકુંવરને પરણી અને વરને મળતાં તે નવોઢા આનાકાનીમાં જરાતરામાં જાગી ઉઠી. સ્વપ્નમાં પોતે વરેલા વરની રાજકન્યાએ સવારમાં ઉઠીને છબિ ચિતરી કાઢી. સખીઓને જણાવ્યું કે 'આ રાજકુંવર જો મળી આવે તો હું પરણું.' સખીઓએ રાજમાતાને અને તેણે રાજાને વાત કરતાં રાજાએ તે છબિ પોતાના રાજ્યમાં રહેતા પરદેશી એલચીઓને બતાવી. ગુજરાતના એલચીએ તેને 'કરણરાજ'ની છબિ તરીકે ઓળખી. જયકેશીએ રાજચિતારાને બોલાવી **મી**નલદેવીની છબિ ચિતરાવી અને તે બન્ને છબિઓ લઈ ગુજરાત જઈ બનેલાં ચમત્કારી બનાવની કરણને વાત કરી, રાજકુંવરીનું માગું કરવાને મોકલ્યો.

કર્ણાટકથી નાળિયેર લઇને ગયેલી મંડળી **પાટણ** પહોંચી અને જુવાન રાજાને જોઈ સ્વપ્નમાં થયેલી મુલાકાત ઉપરથી રાજકુંવરીએ કાઢેલા ચહેરાનું તદ્રૂપ જોઈ વિસ્મય પામી. સભા ભરી કરણ રાજાએ કર્ણાટકથી આવેલી મંડળીની મુલાકાત લીધી. કર્ણાટકી ચિતારાએ, બનેલા બનાવની હકીકત કહી **મી**નલદેવીએ ચિતરેલી રાજાની છબિ અને પોતે ચિતરેલી **મી**નલદેવીની છબિ દરબારમાં સર્વની સમક્ષ રજુ કરી. **જય**કેશી તરફથી સોનાનું શ્રીફળ અને ભેટ ધરી માગું કર્યું. જુવાન કરણરાજ **મી**નલદેવીની શક્રાદાર છબિ જોઈ પ્રસન્ન થયો. બેઉ છબિઓ મુખ્ય મંત્રીએ પડદામાં બિરાજેલાં રાજમાતા ઉદયમતિને બતાવી સર્વ હકીકત નિવેદન કરી. રાજમાતાએ આવી અલૌકિક રીતે રાજકુંવરીને પોતાના કુંવર ઉપર લાગેલી રઢથી રળિયાત થઈ **જય**કેશીનું માગું સ્વીકારી, મંડળીને મોટો સરપાવ આપવાનો તથા **પાટ**ણથી પોતાના દરજ્જાને શોભે તેવું ખાડું મોકલી, કન્યાને **પાટ**ણ તેડાવવાનો હુકમ આપ્યો. આ વાત સાંભળી **પાટ**ણની પ્રજા પ્રસન્ન થઈ અને વિવાહની વધાઇઓ લેવાઈ.

જુવાન રાજા ચમત્કારી બનાવ ઉપર અને છબિમાંથી દર્શન દેતા **મી**નલના મનોહર સૌંદર્ય ઉપર એકાંતમાં મનોરથ કરતો, યદૃચ્છાએ મળી આવેલી પોતાની અર્ધાંગના થનાર અલબેલીના આગમનની આતુરતાથી રાહ જોવા લાગ્યો. આણી તરફ કર્ણાટકથી માગું કરવા ગયેલી મંડળી અને રાજમાતાએ ખાંડુ મોકલેલું ગુજરાતી રાજવંશીઓનું મંડળ થોડા વખતમાં મજલ દર મજલ કુચ કરતું કર્ણાટક પહોંચી ગયું. **જય**કેશીએ સત્કાર કરી, પોતાના વૈભવને શોભા આપે એવી પહેરામણી કરી, રાજકન્યા **મી**નલદેવીને સાસરે વળાવી. કન્યાને લઈ ગુજરાતના રાજવંશીઓ થોડાજ વખતમાં **પાટ**ણ આવ્યા. મોટી ધામધુમથી **પાટ**ણમાં કરણરાજ અને **મી**નલદેવીનાં લગ્ન થયાં.

એક બીજાને મળવાને તલસી રહેલાં વરવહુ પવિત્ર પાણિગ્રહણના વિધિથી એક બીજાના હાથમાં એક બીજાનો હાથ આપી પ્રસન્ન થયાં. પરંતુ દૈવની ગતિ ખરેખર વિચિત્ર છે, અંતઃપુરમાં જતાં અને વહુરાણીનું

મુખ જોતાં રાજા ખિન્ન થયો અને 'છબિમાં જોયેલું સૌંદર્ય આ નહિ' એવો અણધાર્યો તેને વહેમ પડ્યો. તેનું મન ખિન્ન થયું. **મી**નલદેવીના પ્રવાસ ઉપર, તેના અનન્ય પ્રેમ ઉપર કે તેના લોકોત્તર ગુણ ઉપર તેને વિચાર ન થયો. રાણીથી તે અલગ રહેવા લાગ્યો. રાજમાતા ઉદયમતિ અને મંત્રી મંડળ વગેરે સૌએ રાજાને બહુ બહુ સમજાવ્યો, પણ તેનું મન રાણીની તરફ વળ્યું નહિ. પોતે રાજાને પસંદ ન પડી, એવું જાણતાં **મી**નલદેવીને એવો પરિતાપ થયો કે, તે **પાટ**ણને પાદરે બળી મરવાને તૈયાર થઈ. રાજમાતાએ અને મંત્રીઓએ તેને તેમ કરતાં અટકાવીને કહ્યું કે, 'રાણીજી! તમારે સાહસ કરવું નહિ. રાજમાતા અને તમામ લોક તમને પોતાનાં રાણી તરીકે અત્યંત ભાવથી સ્વીકારે છે એટલુંજ નહિ, પરંતુ રાજા બીજી બધી રીતે તમને રાણી ગણે છે અને બીજી સ્ત્રી કરવાને પણ ખુશી નથી. તમારે ધીરજ રાખવી જોઇએ. પૃથ્વીની પેઠે સ્ત્રીઓએ ક્ષમા અને સમુદ્રની પેઠે ગંભીરતા રાખવી જોઇએ. આ રાજપાટ અને અમે સૌ તમારાં છીએ. માટે રાજમહેલમાં પધારી રાજમાતાની ખુશાથી પટરાણી પદે અમારા ઉપર અમલ કરો.' મંત્રીઓના, લોકના અને વૃદ્ધ સાસુ ઉદયમતિના કહેવાને માન આપી, **મી**નલદેવી રાજમહેલમાં જઈ રહી અને સૌ પટરાણી તરીકે તેને માન આપવા લાગ્યાં.

આમ કરતાં કરતાં કેટલોક વખત વહી ગયા પછી એકવાર એક કર્ણાટકી ગણિકા **પાટ**ણ આવી અને દરબારમાં તેનો નાચરંગ થતાં રાજાને મોહ ઉત્પન્ન થયો. મિત્ર મારફત ગણિકાને ખાનગીમાં નાચરંગ માટે રાજાએ કહેવડાવ્યું. આ વાત મંત્રી અને રાજમાતાના જાણવામાં આવતાં, તેમણે કેટલીક બક્ષીસો આપી ગણિકાને **પાટ**ણમાંથી કાઢી મૂકી **મી**નલદેવીને રાજા પાસે મોકલવાની ગોઠવણ કરી. **મી**નલદેવી નાચરંગમાં એવી કુશળ હતી કે, કંઈ પૂછવુંજ નહિ. પતિની ગણિકા થવામાં તેને ખોટું લાગ્યું નહિ. રંગમહેલમાં જઈ રાજા આગળ મુજરો કર્યો. તેના હાવભાવ અને ગાનથી રાજા પોતાને ભૂલી ગયો, એટલુંજ નહિ પણ અંતઃપુરમાં રાત રહેવાની માંગણી કરી. **મી**નલદેવી તે સ્વીકારીને ત્યાં રહી અને જોગાનુજોગ એવો થયો કે, તે મુલાકાતથી તેને ચઢતો દહાડો થયો.

એ ત્રણ દિવસ પછી ધર્મશીલ રાજાને ગણિકાગમન માટે પશ્ચાત્તાપ થયો. વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી તેણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું. તે ઉપરથી ધગધગતી પુતળીને આલિંગન આપવાનું બ્રાહ્મણોએ પ્રાયશ્ચિત્ત બતાવ્યું અને રાજા એ પ્રમાણે કરવાને તૈયાર થયો. નગરમાં હાહાકાર થઈ રહ્યો. પાટણને પાદરે લોખંડની ગણિકારૂપ પુતળીને તપાવી લાલચોળ કરી, રાજાએ તેને આલિંગન આપવાની તૈયારી કરી. બધી તૈયારી થઈ અને રાજા નિશ્શંક મને તેને ભેટી પાપનું દેહાંત પ્રાયશ્ચિત્ત લેવાને તત્પર થયો. હજારો માણસનાં ટોળાંની વચ્ચે આવી **મી**નલદેવી રાજાને પગે પડી અને મુલાકાત દરમિયાન લીધેલી ઇધાણીની મુદ્રિકા આગળ ધરીને બોલી કે, 'આપ નિષ્પાપ છો અને વિધિપુરઃસર પાણિગ્રહણ કરેલી આ દાસીનેજ આપે કૃતકૃત્ય કરેલી છે. રાજમાતા અને મંત્રી આનાં સાક્ષી છે. હે ધર્મજ્ઞ ! હે પુણ્યદર્શન પતિ ! આપ નિષ્કલંક છો અને મેં અવિનય કર્યો હોય તો મને ક્ષમા આપો.'

કરણરાજા **મી**નલદેવીનાં વચન સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. પ્રજાજને મોટો જયઘોષ કરી મૂકયો અને રાજમાતા તથા મંત્રીએ સઘળી હકીકત કહેતાં રાજા શરમિંદો પડી પોતાને પાપમાં પડતો બચાવી લેવા માટે ઉપકૃત્ય હૃદયે તેને પગે પડવા ગયો, પરંતુ **મી**નલદેવીએ તેને તેમ કરતાં અટકાવી રાજમાતાને પગે પડી શુભાશિષ લેવાને કહ્યું. 'પ્રિયા, તુંજ મને અને મારા ગૃહને ઉદ્ધારનાર છે માટે મને અને મારા અનાદરને ક્ષમા આપ.' એમ કહી તેનો હાથ પોતાના હાથમાં લઈ રાજમાતા ઉદયમતિને પગે પડ્યો અને માતાએ તેઓને શુભાશિષ દીધી.

તે પછી રાજારાણીનો સ્નેહ નિત્ય પ્રતિ વધતો ગયો અને રાણીએ એજ અલૌકિક પ્રસંગના પરિણામમાં ગુર્જરેશ્વર ચક્રવર્તિ મહારાજ જયસિંહ સિદ્ધરાજને જન્મ આપ્યો. રાણી **મી**નલદેવીએ પતિપરાયણ નિરભિમાનપણે રહી પતિના જીવનકાળે પતિને અને મરણ પછી પુત્રને રાજ્યકાર્યમાં મદદ આપવામાં પોતાના સદ્‌ગુણ અને બુદ્ધિનો પૂર્ણ ઉપયોગ કર્યો હતો. રાણી **મી**નલદેવી વળી એવાં લોકોપકારક મહારાણી

હતાં કે, તેમણે રાજ્યમાંથી કેટલાક કર ઓછા કરાવ્યા હતા. વીરમગામ તથા બીજે સ્થળે અનેક જળાશય બંધાવેલાં અદ્યાપિ તેમના ગુણ લોકને યાદ કરાવરાવે છે.

---

# ઉદયસિંહની ઉપપત્ની.



જ્યારે **અકબર** પાદશાહે પોતાની મોટી સેના સાથે **ચિતોડગઢ** ઉપર સ્વારી કરી ત્યારે **ચિતોડની** ગાદી ઉપર રાણો ઉદેસિંહ બિરાજમાન હતો. તે નિર્બળ હોવાથી પ્રથમ **અકબર** સાથે લડવાને હિમ્મત હારી ગયો પરંતુ સરદારોના ઉત્તેજનથી અને રાજ્ય જવાના ભયથી છેવટ **અકબર** સામે થયો. તેના હૃદયમાં હિમ્મત કે દૃઢતા નહતી. તેના લશ્કરે ઘણીવાર **અકબરના** પરાક્રમી લશ્કર સામે લડાઈ કરી પરંતુ જોઇએ તેવો વિજય ન મળવાથી તેઓ કોને માટે, ને કયા બળથી લડી શકે? તેઓ લડાઇના મેદાનમાંથી ભાગી ગયા. ભાગતાં ઉદયસિંહ **અકબરના** હાથમાં સપડાયો અને પાદશાહ તેને બંદીવાન કરી પોતાની છાવણીમાં લઈ ગયો. મેવાડનો અધિપતિ મુસલમાનના હાથમાં બંદીવાન થયો.—વીરજનની **મેવાડ**ભૂમિનું લલાટ કલંકની રેખાથી અંકિત થયું. ઉદયસિંહ દુશ્મનના હાથમાં બંદીવાન થયો. રાજકુટુંબમાં મોટી ગડબડ મચી રહી. કેવી રીતે તેનો છુટકો થાય, એવિષે કંઈ પણ વિચાર સુઝતો નહતો. સરદારો તેને છોડાવવાને ઉપાય કરતા ન હોતા, **ચિતોડની** પડતીનો સમય આવી લાગ્યો. તે જોઈ ઉદયસિંહની ઉપપત્નીનું હૃદય ઘણા અભિમાન અને ક્રોધથી ઉત્તેજિત થયું. તે ધીર તથા ગંભીર સ્વરથી બોલી કે, “**ચિતોડ** શું આજે વીર વગરનું છે? વીર પુરુષોને ઉત્પન્ન કરનાર **મેવાડની** ભૂમિએ આજે પોતાનું સઘળું તેજ શું ગુમાવ્યું છે?

હમણાં અસંખ્ય પુરુષો ચિતોડમાં રહે છે, તેઓ શું નિર્જીવ છે? ક્ષત્રિયોની હિમ્મત અને આત્માભિમાન એકીવારે આ લોકમાંથી ચાલ્યાં ગયાં. આટલું બોલી લશ્કરને તૈયાર થવાનું જણાવી, પોતાના કોમળ શરીરપર લોઢાનું બખતર પહેર્યું. હાથમાં ધનુષ, બાણ તથા તીક્ષ્ણ તરવાર લેઈ ઘોડા ઉપર સ્વાર થઇને લડાઇના મેદાનમાં ગઈ. રજપૂત સૈન્ય સાથે મુગલ છાવણી સામે બળથી ઉભી રહી. તેના પ્રચંડ ભાલાના મારાથી અને બાણના પ્રહારથી ઘણુંક યવન લશ્કર મરી ગયું. થોડી વાર લડાઈ થયા પછી યવનોએ ભયથી નાસવા માંડ્યું. ચંડી સમાન ઉદયસિંહની ઉપપત્નીની વીરનારી વધારે ઉત્સાહ અને પરાક્રમ સાથે શત્રુના દળને ભગાડવા લાગી. ધીમે ધીમે અકબરના વડા સેનાપતિ તરફ જવા લાગી. વીરનારીની અદ્‌ભુત વીરતા જોઈ મોગલ પાદશાહ આશ્ચર્યમાં પડી ગયો. સેના સાથે લડાઇના મેદાનમાંથી જતો રહ્યો. આજે ભારતવર્ષનો પાદશાહ અકબર રજપૂતાણીની લડાઇમાં હાર્યો. એક વીરનારીના બળથી આજે પરાક્રમી મોગલસેના નાસી ગઈ! ધન્ય છે વીર રમણીના વીરત્વને!

---

# દેવી શરત્સુંદરી.



આ સાધ્વી સ્ત્રી બંગાલના રાજશાહી પ્રાંતમાં આવેલા પુનિયાના શ્રીમાન્ રાજા જોગેન્દ્રનાથની રાણી હતી. તેનું વય પંદર વર્ષનું હતું ત્યારે તેનો પતિ મરણ પામ્યો હતો. શરત્સુંદરીદેવી નાની વયમાંજ વિધવા થઈ હતી છતાં તેણે બાકીનું જીવન ઇશ્વરઇચ્છાને તાબે થઈ ઇશ્વરભક્તિમાં ગાળવાનું નક્કી કર્યું હતું. તેણે સર્વ આભૂષણો ગરીબોને દાનમાં આપી દીધાં. પોષાકમાં વૈરાગ્યસૂચક ધોળી સાડી સિવાય બીજું કંઈ પણ વસ્ત્ર રાખ્યું નહિ. જે સ્ત્રી સુંદર છત્રપલંગમાં પોઢતી, તે અત્યારે તૃણની ચટાઈપર શયન કરવા લાગી. સખીઓનો ત્યાગ કરી કાશી ક્ષેત્રમાં જઇને

રહી અને ઈશ્વરભજન તથા શાસ્ત્રશ્રવણ વગેરેમાં પોતાનો વખત ગાળવા લાગી. કેટલોક વખત વીત્યા પછી તેનો દત્તક પુત્ર મરણ પામ્યો. પરંતુ ફરીને એ સંસારના મોહપાશમાં ન પડતાં ઈશ્વરારાધનમાં પોતાનો કાળ ગાળવા લાગી. આવો આ દેવીનો દૃઢ વૈરાગ્ય જોઈ ઇંગ્રેજ સરકારે તેને મહારાણીનો ઇલકાબ આપ્યો હતો. છેવટ તે સ્વદેશહિતનાં અનેક પરોપકારી કાર્યો કરીને મરણ પામી હતી. તેના મરણથી લોકો બહુ ખિન્ન થયા હતા. સૌભાગ્ય અવસ્થામાં તે પતિપરાયણ અને વિધવાપણામાં ઈશ્વરભક્તિપરાયણ રહી. તેણે "સાધ્વી સતી" એવું ઉત્તમ પદ મેળવ્યું હતું. તેની ધર્મનિષ્ઠા, આચારવિચાર અને સૌન્દર્યથી ચકિત થઈ પ્રોફેસર વર્ડસવર્થ જેવા પરદેશી પંડિતે પણ પ્રશંસા કરી હતી.

શરત્સુંદરીદેવીની પુત્રવધૂનું નામ હેમંતકુમારી હતું. તેનામાં પણ શરત્સુંદરી જેવાજ ઉત્કૃષ્ટ ગુણો હતા. જ્યારે તે ગુજરી ગઈ ત્યારે તેની વિધવા વહુ વસુમતિ રાણી રાજ્યની વ્યવસ્થા કરવા લાયક છે કે નહિ, તેની તપાસ કરવા સરકારે કલેકટરને મોકલ્યો. તે સમયે વસુમતીરાણી, હેમંતકુમારી અને તેની દાસીઓ પડદામાં બેઠાં હતાં. પડદાની બહાર કલેકટર તથા અધિકારી ગૃહસ્થો બેઠા હતા. સાહેબે તે રાણીને ગણિત, ભૂગોળ અને જમીનદારીના કેટલાક સવાલો પૂછ્યા. તેના તેણે સરસ જવાબ આપ્યા. તેની કુશળતા જોઈ સૌ આશ્ચર્ય પામ્યા. કલેકટરે તેની હોંશિયારી જોઇને સરકારમાં સારો અભિપ્રાય લખી મોકલ્યો. કલેકટરે જતી વખતે કહ્યું કે "રાણીસાહેબ! મારી તમને સલામ છે. હું રજા લેઉં છું. આપને તસ્દી આપી છે તેથી હું ઘણો દિલગીર છું." રાણીએ ઉત્તરમાં કહ્યું કે "મારી આપને હજાર વાર સલામ છે. આપે મને કાંઈ તસ્દી આપી નથી, પરંતુ મારે લીધે આપને તસ્દી ભોગવવી પડી છે તેથી ઉલટાં મારે દિલગીર થવું જોઇએ. છેવટે આપને એટલીજ વિનંતિ છે કે, આપ મને મારી મિલકત સોંપો!" કલેકટરે જવાબ આપ્યો કે "મિલકત સોંપવાનો અખત્યાર મારા હાથમાં નથી, પરંતુ હું એવિષે સરકારમાં લખીશ. આપ એટલી બધી મિલકતને શું કરશો?" રાણીએ કહ્યું કે "મારાં કૈલાસવાસી સાસુજી શરત્સુંદરી દેવી પરોપકારનાં કામ

કરવાનું મારાપર મૂકી ગયાં છે, તે કાર્યો હું આગળ ચલાવી દેશની ઉન્નતિ માટે યત્ન કરીશ.” તેનું આવું બોલવું સાંભળી સાહેબ ખુશી થયો અને તેના આવા ઉત્તમ સદ્ગુણોનાં બહુ વખાણ કરી ત્યાંથી ગયો.

ત્યાર પછી રાણી હેમંતકુમારીએ ઘણાં પરોપકારનાં કાર્યો કર્યાં હતાં. તેનામાં આચારવિચાર અને બીજા સદ્ગુણો હતા. તે પોતાની સાસુ શરત્સુંદરીની પેઠે દાનધર્મ અને ઈશ્વરભક્તિમાં કાળ ગાળતી હતી. પ્રજાને અનેક પ્રકારે સુખ આપતી હતી. સર્વ પ્રજા તેને દેવી પ્રમાણે માન આપતી. ધન્ય છે આવી સાધ્વીઓને કે જેમણે પોતાના જીવનને આવી રીતે સાર્થક કરી જગતમાં અક્ષય્ય કીર્તિ મેળવી છે.

---

# મૈનાવતી.




સાધ્વી સ્ત્રી ગૌડબંગાળના રાજા ત્રૈલોક્યચંદ્રની પટરાણી હતી. તેણે વિશ્વવિખ્યાત, મહાજ્ઞાની અને ઉત્કટ વિરાગી મહાત્મા ગોપીચંદને જન્મ આપ્યો હતો. પોતાના પતિ ત્રૈલોક્યચંદ્ર જીવતાં તેમની સેવામાં રાત દહાડો ગાળ્યા કરતી. દુર્દૈવે રાજાનું મરણ થયું એટલે મૈનાવતીને આ અસાર સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો. કાયાને કાચના કુપ્પા સમાન ક્ષણભંગુર સમજી તે પારલૌકિક સુખ સાધવાને તત્પર થઈ. ઈશ્વરકૃપાથી જાલંધર નામના એક મહાયોગીંદ્રનાં તેને દર્શન થયાં. મૈનાવતીએ મહાત્માની સેવા કરવા માંડી અને તેમની પાસેથી સદુપદેશ ગ્રહણ કરવા યોગીરાજ નિત્ય તે રાણીને અધ્યાત્મ સંબંધી જ્ઞાન આપવા લાગ્યા. પરંતુ દુર્જનો રાણીના આ સુકૃત્યોપર સંતોષ નહિ માનતાં મનમાં બળવા લાગ્યા. દુર્જનો સામા મનુષ્યનું સારું કર્મ જોઈ મનમાં બળે છે. પરમ સાધ્વી રાણી મૈનાવતીની તેવી સ્થિતિ થઈ.

રાજમાતા મૈનાવતી પરમ પવિત્ર અને મોટી ઈશ્વરભક્ત હતી. મહાત્માનું સેવન પોતાના આત્માના કલ્યાણ માટે કરતી હતી, છતાં ગોપીચંદ રાજાની રાણી ઓમા સાસુની ઈર્ષ્યા કરવા લાગી. તેણે રાજા ગોપીચંદ પાસે સાસુના સંબંધમાં વાકું બોલતાં બાકી રાખ્યું નહિ. તેણે એક વખત એકાંત પ્રસંગ જોઇને રાજાને કહ્યું કે, વહાલા ! સાસુજીનાં આચરણની લોકોમાં બહુ નિંદા થાય છે. કોઈ વેષધારી જાલંધર નામનો જોગટો આપણા નગરમાં આવ્યો છે, તેમને સાસુજીએ પોતાના મહેલમાં ઉતારો આપ્યો છે. મને ભય લાગે છે કે રખેને સાસુજી આપણા રાજકુલને કલંક લગાડે. રાજા ગોપીચંદ પોતાની રાણીની વાત સાંભળી ઉશ્કેરાયો અને કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના જાલંધરને મારી નાંખવાનો વિચાર કર્યો. એક દિવસ યોગીરાજ જાલંધર સમાધિ ચઢાવીને બેઠા હતા, તે વખતે પોતાના સિપાઇઓ પાસે ઉચકાવી ઘોડાર પાસેના એક અંધારા કુવામાં નંખાવી દીધા અને તેની ઉપર ઘોડાની લાદ તથા બીજો કચરો નાંખી કુવાને પુરાવી દીધો. મૈનાવતી આ વાતથી તદ્દન અજાણી હતી. તે નિત્યના નિયમ પ્રમાણે સ્નાન કરી યોગીરાજનાં દર્શન કરવા ગઈ તો યોગીરાજ મળે નહિ. ગુરુનાં દર્શન નહિ થવાથી મૈનાવતીએ જાણ્યું કે મારો કંઇક અપરાધ થવાથી ગુરુ મહારાજા ચાલ્યા ગયા જણાય છે. તેને ગુરુનાં દર્શન કર્યા પછી ભોજન કરવું નહિ એવો નિયમ હતો, તે નિયમ ભંગ ન થાય માટે રાણી અન્નનો આહાર તજી પયઃપાન ઉપર દહાડા ગાળવા લાગી.

એક દિવસ રાજપુત્ર ગોપીચંદની જન્મગાંઠનો દિવસ હતો. તે વખતે ગોપીચંદ સુવર્ણના બાજઠ ઉપર બેઠો હતો અને તેની રાણીઓ તેને કેસરસ્નાન કરાવતી હતી. તે વખતે રાજમાતા મૈનાવતી તેની નજીક ઉભી હતી. ગોપીચંદનું સુંદર શરીર જોઈ તથા તેની આસપાસ ઉભી રહીને ગોપીચંદને સ્નાન કરાવતી રાણીઓના ટોળાં જોઈ માયાના મહામોહનો વિચાર કરવા લાગી કે અહોહોહો ! માયા દેવી પ્રબળ છે ! આ મારા પુત્રનું મનોહર શરીર જે આજ ચંપાના છોડ જેવું દીપી રહ્યું છે અને રાણીઓ જેને આજે કેસરસ્નાન કરાવે છે, તે થોડા વખત પછી વિનાશ

પામશે. તેમના પિતા અને પિતામહો આજે ક્યાં છે ? તેઓ પણ આ સંસાર છોડીને ચાલતા થયા તો પછી એક દિવસ આની પણ આવીજ ગતિ થવાની છતાં મારા પુત્રને તે નાશવંત દેહ ઉપર કેટલી મમતા છે. આમ વિચાર કરતાં તેમની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં, તે ગોપીચંદના જોવામાં આવ્યાં એટલે તેણે માતાને પ્રશ્ન કર્યો કે માજી ! આ મંગળ પ્રસંગે જ્યારે આખા શહેરમાં આનંદ થઈ રહ્યો છે ત્યારે તમે કેમ રડો છો ? શું કોઇએ તમારો અપરાધ કર્યો છે ?

દશ મહિના જેણે ઉદરમાં ભાર ઉપાડીને જનેતાનો ધર્મ બજાવ્યો, તે જનેતા અત્યારે પુત્રની ગુરુ બની અને તેણે પુત્રનું અનુપમ સુખ હૈડે ધર્યું. તે બોલી કે—દીકરા ! આ સંસાર અસાર છે, જે જન્મ્યું તે જવાને માટેજ. કાયા કાચના કુપ્પા જેવી ક્ષણભંગુર છે, માટે અનિત્ય એવી કાયાવડે નિત્ય એવાં શ્રીહરિનાં પદને પ્રાપ્ત કરી લે, કાલની કોને ખબર છે. તને આ મિથ્યા શરીર ઉપર જે મોહ છે, તે મને નથી. દીકરા ! ફરી ફરીને મનુષ્યાવતાર મળવો મુશ્કેલ છે, માટે ઇશ્વરકૃપાથી મળેલા આ મનુષ્યજન્મને વ્યર્થ નહિ ગુમાવતાં સફળ કર.

ખરેખર માતા હોજો તો આવીજ હોજો ! સંસારમાં રચીપચી રહેલા પુત્રને સન્માર્ગ દેખાડી તેનો ઉદ્ધાર કરનારી માતાઓ વિરલ હોય છે. જે માતાએ ઉછેરીને મોટો કર્યો તે માતાએજ જન્મને સાર્થક કરવા માટે ઉપદેશ આપ્યો. તે સાંભળી ગોપીચંદ આશ્ચર્ય પામ્યો. પોતાની પવિત્ર માતા ઉપર પોતાની પટરાણીએ મૂકેલો આરોપ તેને મિથ્યા જણાયો. પોતાને માતાના તરફ આણેલા અભાવને માટે પશ્ચાત્તાપ થયો. મહાત્મા પુરુષનો નાશ કરવા માટે સંતાપ થવા માંડ્યો. આમ અનેક વિચારોમાં ચઢ઼ ઉતર કરતો રાજા ગોપીચંદ ક્ષણભર પોતે નિદ્રામાં છે કે જાગે છે, એ પણ વિસરી ગયો. ક્ષણ પછી તેણે સર્વે રાણીઓને ખસી જવાની આજ્ઞા આપી. રાણીઓ દૂર ઉભી રહી. પછી ગોપીચંદ બાજઠપરથી ઉભો થઈ મૈનાવતીનાં ચરણ આગળ ગયો અને ભૂમિપર પ્રણામ કરીને બોલ્યો કે માતુશ્રી ! આ અપરાધીને ક્ષમા આપો ! મેં તમારો મોટો

અપરાધ કર્યો છે. મારા નીચ કૃત્યોની સામુ જોશો નહિ, તમે મને નરકમાં પડતાં બચાવ્યો છે તો હવે આ મિથ્યા શરીરમાંથી જીવનો ઉદ્ધાર કેવી રીતે થાય ? મારા જન્મ મરણનો ફેરો કેમ ટળે ? મૈનાવતી બોલી, દીકરા ! મારા ગુરુ જાલંધર જો અહિં હોત તો તને ઉપદેશ કરી તારો સંશય ટાળત ! તે સાંભળી ફરી ગોપીચંદના મનમાં મોટો પશ્ચાત્તાપ થયો પરંતુ કરેલા અપરાધને છુપાવી રાત દાહાડો રાજકીય કાર્યોનો ત્યાગ કરીને ઇશ્વર ભજનમાં કાળ ગાળવા લાગ્યો.

કેટલાંક વર્ષો પછી યોગીરાજ જાલંધરનો શિષ્ય કાનીફ જે ગુરુની આજ્ઞા લઈ તીર્થયાત્રા કરવા ગયો હતો, તે પોતાના ગુરુની સંભાળ લેવા ગોપીચંદરાજાના નગરમાં આવ્યો. ત્યાં તેણે સાંભળ્યું કે ગોપીચંદ રાજાએ ગુરુને સમાધિસ્થ દશામાં કુવામાં નાંખી દીધા છે. તેણે ગોપીચંદનો બહુજ તિરસ્કાર કર્યો. રાજમાતા મૈનાવતી પણ પુત્રે કરેલાં અકાર્યને જાણી બહુજ ક્રોધે ભરાઈ અને કાનીફની પાસે પોતાના પુત્રના અપરાધ માટે ક્ષમા માગી. તે પછી કાનીફે મૈનાવતીની સહાયતાથી ગુરુને કુવામાંની બહાર કાઢી સમાધિમાંથી જાગ્રત કર્યા. યોગસમાધિમાં અત્યાર સુધી રહેલા યોગીરાજ સમાધિમાંથી જાગ્રત થયા કે ગોપીચંદે તથા મૈનાવતીએ ગુરુ મહારાજને પ્રણામ કર્યાં. યોગી મહારાજ ગોપીચંદના અપરાધથી જાણીતા હતા, તોપણ તેમણે મૈનાવતીની ભક્તિથી ગોપીચન્દને ક્ષમા આપી પોતાનો શિષ્ય બનાવ્યો.

કેટલાક દિવસ પછી ગોપીચંદને રાજપાટ ઉપર અભાવ થયો અને અત્યંત વૈરાગ્ય થવાથી તેને વનવાસ કરવાની ઇચ્છા થઈ. ગોપીચંદે ગુરુમહારાજને તે વાત જણાવી. ગુરુમહારાજે કહ્યું કે, બેટા ગોપીચંદ! વનમાં વાસ કરવો, એ બહુ કઠિન છે. રાજવૈભવો, સ્વાદિષ્ટ નવનવાં ભોજનો, સુવાને માટે સુવર્ણના પલંગો, ચઢવાને માટે હાથી ઘોડાઓ, બેસવા માટે સિંહાસનો વગેરે તજી દઈ વનમાં વાસ કરવો એ બહુ કઠિન કામ છે. તું નગરમાં રહી આત્માનું કલ્યાણ થાય તેવા ઉપાયોની યોજના કર! ઉત્કટ વૈરાગ્યના પ્રતાપે ગોપીચંદે ગુરુના કહેવાપર લક્ષ્ય આપ્યું નહિ તેથી યોગીરાજ જાલંધરે ગોપીચંદને દીક્ષા આપી. ગોપીચંદ

ગુરુની પાસેથી દીક્ષા લઈ સર્વ આભૂષણો અને વસ્ત્રોનો ત્યાગ કરી, કૌપીન ધારણ કરી, હાથમાં ખપ્પર ને ઝોળી લઇને 'અહલ્લક' કરતો પ્રથમ રાણીઓ પાસે ભિક્ષા માગવા ગયો. રાણીઓ મહારાજા ગોપીચંદનો સાધુ વેષ જોઇને રડવા લાગી. રાજાને યોગીનો વેષ ઉતારી નાંખવા માટે બહુ બહુ સમજાવ્યો પરંતુ ગોપીચંદ પોતાના વિચારથી ડગ્યો નહિ. તે પોતાની રાણીઓને, મંત્રીઓને તથા બીજા નોકર ચાકરોને સંસારની અનિત્યતા વિષે ઉપદેશ આપીને વનમાં ગયો.

જે પુત્ર રાત દહાડો રાજ્યવૈભવોમાં રચ્યો પચ્યો રહેતો તે ક્ષણભરના ઉપદેશથી રાજપાટ તજી વનમાં ચાલી ગયો, તે બધો પ્રતાપ પરમ સાધ્વી રાજમાતા મૈનાવતી રાણીનો હતો. જે જનેતાએ પુત્રને આ જગતમાં જન્મ આપ્યો હતો, તેજ જનેતાએ આજે તેને સદુપદેશ આપી તેનો ઉદ્ધાર કર્યો, આવી અલૌકિક વાત્સલ્યવાળી માતાઓ આ જગતમાં કોઇજ થાય છે. પરમ સાધ્વી રાણી મેનાવતીનાં આવાં ઉત્તમ કર્તવ્ય ઉપર મુગ્ધ બનીને ભક્ત કવિઓ તેના ઉજ્વળ યશનું કીર્તન કરતાં ગાય છે કેઃ–

જનની જીવોરે ગોપીચંદની, જેણે પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગજી.
જનની જીવોરે.

---

# બ્રાહ્મણપત્ની.



પતિવ્રતા સ્ત્રી એક ધર્માત્મા બ્રાહ્મણની સ્ત્રી હતી. તે નિત્ય પતિને ભાવપૂર્વક જમાડ્યા પછી જમતી, પતિને પોતાનું પરમ દૈવત માનતી, તેના મનને અનુકૂળ વર્તતી, મન, વાણી અને કાયાથી પતિનું ચિંતન કર્યાં કરતી, પતિસેવામાં પરાયણ રહેતી, કુટુંબનું નિત્ય હિત ઇચ્છતી અને ઇંદ્રિયોને નિયમમાં રાખી દેવતા, અતિથિ, સાસુ સસરો, ચાકર

નોકરો તથા બીજાં જેઠ જેઠાણી, નણંદ વગેરેની સેવા કરી તેમનો આશીર્વાદ લેતી.

એક સમયે કૌશિક નામનો એક બ્રાહ્મણ જે પોતાને સિદ્ધ અને શાસ્ત્રવેત્તા માનતો હતો તે આ પતિવ્રતા સ્ત્રીને ઘેર ભિક્ષા માગવાને ગયો. **भिक्षां देहि** એમ કહી ઉભો રહ્યો. પતિવ્રતા તે વખતે વાસણ માંજતી હતી, તેથી બોલી કે, મહારાજ! જરા ઉભા રહો. હમણાં હાથ ધોઈ તમને ભિક્ષા આપું છું. એટલામાં પતિ બહારથી આવ્યો એટલે તે બ્રાહ્મણીએ પોતાના પતિને માટે ભોજનની તૈયારી કરવા માંડી. પ્રથમ તેણે પોતાના પતિને પગ ધોવાને પાણી આપ્યું પછી બેસવાને આસન આપ્યું. પેલો બ્રાહ્મણ પગ ધોઈ આચમન કરી આસનપર બેઠા એટલે આગળથી તૈયાર કરેલાં ભાતભાતનાં ભોજનો પીરસી તેની સેવા કરવા લાગી, પેલા બ્રાહ્મણને ભિક્ષા આપવી વિસરી ગઈ. થોડીવાર પછી તેને યાદ આવ્યું કે ભિક્ષા માંગવાને આવેલા બ્રાહ્મણને હું ભિક્ષા આપતાં ચૂકી ગઈ છું. તે ઘણીવાર થયાં ઉભો છે. ચાલ તેનો સત્કાર કરુ, એમ વિચાર કરી તેને ભિક્ષા આપવા ઘરની બહાર આવી એટલે કૌશિક ક્રોધ કરીને બોલ્યો, અરે બ્રાહ્મણિ! આટલી બધી વાર! હું તો થાકી ગયો! પેલી બ્રાહ્મણીએ જાણ્યું કે, મહારાજ ક્રોધમાં આવી ગયા છે તેને લીધે પોતાના સ્વરૂપને વિસરી ગયા છે. કંઈ નહિ, હું તેમની શુદ્ધ ઠેકાણે આણું. આમ વિચાર કરી તે બોલી કે મહારાજ! આપ આટલા બધા તપી જાઓ છો કેમ? હું મારા પતિ કે જે ભૂખ્યા અને થાકયાપાકયા હતા, તેની સેવામાં રોકાયાથી આપને ભૂલી ગઈ હતી. આપ મને ક્ષમા કરો! આથી કૌશિકના ક્રોધમાં વધારો થયો. તે બોલ્યો કે તેં બ્રાહ્મણને શ્રેષ્ઠ માન્યો નહિ, પરંતુ પતિને શ્રેષ્ઠ માન્યો, એ કેટલી મૂર્ખાઈ. ગૃહસ્થ થઇને બ્રાહ્મણનું અપમાન કરે છે? બ્રાહ્મણને ઈંદ્ર પણ નમે છે ત્યારે મનુષ્યો નમે તેમાં આશ્ચર્ય શું? તું અજ્ઞાન જણાય છે. તેં વૃદ્ધો પાસેથી બ્રાહ્મણોની મહત્તા સાંભળી નથી. બ્રાહ્મણ જો કોપ કરે તો પૃથ્વીને બાળીને ભસ્મ કરી નાંખે.

પેલી પતિવ્રતા બ્રાહ્મણી બોલી કે મહારાજ ! હવે બહુ થયું ! હવે ક્રોધ શમાવો ! તમે મને શું બગલી ધારોછો ? હું બ્રાહ્મણોના તરફ ભક્તિ-ભાવથી વર્તું છું છતાં તમે કોપાયમાન થશો તો મને શું કરવાના હતા ? હું બ્રાહ્મણોના પ્રભાવને જાણું છું. અગસ્ત્યે મહાસાગરનું પાન કર્યું હતું, વાતાપિ દૈત્યને તેમણે પોતાના પેટમાં પચાવી દીધો હતો. વધારે તો શું, પણ બ્રાહ્મણો મહાન્ પ્રભાવવાળા હોય છે. પરંતુ સ્ત્રીઓને બ્રાહ્મણોના કરતાં પણ પોતાનો પતિ વધારે માન્ય અને પૂજ્ય છે. પતિસેવા કરતાં સ્ત્રીઓને બીજું કંઈ અધિક નથી. હું પતિવ્રતાનો ધર્મ પાળું છું અને પતિસેવાના પ્રતાપથી ભૂત ભવિષ્યની વાતો જાણી શકું છું. તમે ક્રોધ કરી એક બગલીને બાળી નાંખી હતી, તે વાત હું પતિવ્રતના પ્રભાવથી જાણી શકું છું. જે ક્રોધ તથા મોહ વિનાનો હોય, સત્ય બોલે, ગુરુને સંતુષ્ટ કરે, કોઇને હણે નહિ, ઇન્દ્રિયોને તાબે રાખે, વેદાધ્યયન કરે, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરેથી દૂર રહે તેને દેવો બ્રાહ્મણ કહે છે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! વેદાધ્યયન કરવું, અંતરિંદ્રિયોને નિયમમાં રાખવી, સરળ રહેવું, તથા બ્રહ્મચર્ય પાળવું, એ બ્રાહ્મણના ધર્મો છે. તમે ધર્મવેત્તા, વેદાધ્યયન કરનારા અને પવિત્ર છો, તોપણ ધર્મનું રહસ્ય બરાબર સમજતા નથી. તમે મિથિલા નગરીમાં જઇને ધર્મવ્યાધની પાસેથી ધર્મનું રહસ્ય જાણો. તે તમારા મનનું સમાધાન કરશે. કૌશિક બ્રાહ્મણ પતિવ્રતા સ્ત્રીની વાતચીત સાંભળી આશ્ચર્ય પામ્યો, અને નમ્રતાથી બોલ્યો કે માતાજી ! મારી ઉદ્ધતાઈ ક્ષમા કરો ! તમે મને ઠપકો આપી મારા જીવનનો ઉદ્ધાર કર્યો. હું તમારા કહેવા પ્રમાણે મિથિલાનગરીમાં જઈ ધર્મનું સ્વરૂપ જાણવા પ્રયત્ન કરીશ. આમ કહી પતિવ્રતા સ્ત્રીને પ્રણામ કરી પતિ-સેવામાં પરાયણતા તથા મનની ઉદારતાનાં વખાણ કરતો કરતો પોતાની ઉદ્ધતાઇને ધિક્કાર આપતો ત્યાંથી ચાલી નીકળ્યો.

---

# રાણી ફિલિપા.




રાણી ઉદાર મનની હતી. તેનામાં માતપિતા તરફથી પ્રાણીઓના તરફનો પ્રેમ વારસામાં ઉતરેલો હતો. તે ઈંગ્લંડના રાજા ત્રીજા **એડવર્ડ**ની માનિતી રાણી હતી. નીચે દર્શાવેલી દયા માટે તે ઈંગ્લંડના ઇતિહાસમાં અમર થઈ ગઈ છે.

ઈંગ્લંડના રાજા ત્રીજા **એડવર્ડ**ના સમયમાં ઈંગ્લંડ અને **ફ્રાંસ** વચ્ચે યુદ્ધ થયું હતું. તે સમયે **એડવર્ડે ફ્રાંસ**ના કેલે શહેર ઉપર સવા વર્ષ સુધી ઘેરો ચાલુ રાખ્યો તેનું પરિણામ સારું ન આવ્યું, પરંતુ તેને પોતાને મોટી નુકસાનીમાં ઉતરવું પડ્યું. હજારો શૂરવીરો રણમાં ખપી ગયા તે જુદું. આખર શહેરમાં અન્નપાણી ખુટી જવાથી લોકો પોતાનું શહેર **એડવર્ડ**ને તાબે કરવાને તૈયાર થયા. એડવર્ડે કહેણ મોકલ્યું કે, તમે તમારા પ્રાણ અને ધન દોલત સર્વ મને આધીન કરો તો હું તમારા શહેર ઉપરથી ઘેરો ઉઠાવી તમને મોકળા કરું. પરંતુ તે વાત કોઇએ માન્ય કરી નહિ એટલે રાજાએ ફરીને શહેરનાં માણસોને કહાવ્યું કે, તમારામાંથી ફક્ત ૭ માણસો પોતાના ગળામાં ફાંસીની દોરીઓ નાંખી ઉઘાડે પગે મારી હજુરમાં હાજર થઈ શહેરના દરવાજાની કુંચીઓ મને સોંપે અને હું મારી મરજી પ્રમાણે તેઓને શિક્ષા કરું. કદાચ તેઓનો શિરચ્છેદ પણ કરું. આ વાત જો તમને માન્ય હોય તો હું બાકીના બધાને જીવિતદાન આપીશ. રાજા એડવર્ડનો આવો કઠોર ઠરાવ સાંભળી લોકોમાં હાહાકાર થઈ રહ્યો.

થોડો વખત વીત્યા પછી યુસ્ટેસડી **સેંટપીરી** નામના મોટા પ્રતિષ્ઠિત ગૃહસ્થે લોકોની સમક્ષ હાજર થઈ કહ્યું કે, "જે પુરુષ આવા દુ:ખદ પ્રસંગે લોકોના સુખ માટે પોતાનો ભોગ આપવાને તૈયાર થશે, તે આ દેશ ઉપર મોટો ઉપકાર કરશે અને ઇશ્વરના દરબારમાં તેને મોટું માન

મળશે. હું પોતે આ શહેરના રક્ષણ માટે રાજાને મારું મસ્તક અર્પણ કરવાને તૈયાર છું.” આ ગૃહસ્થનું ઉદાર બોલવું સાંભળી લોકોનાં હૃદય ભરાઈ આવ્યાં, એટલુંજ નહિ પરંતુ પહેલ કરનારા ગૃહસ્થની આવી આત્મવિસર્જનરૂપી મોટી ઉદારતા જોઈ બીજા પાંચ પુરુષો પણ પોતાનો જીવ આપવાને બહાર પડ્યા. તે પછી તે છએ જણા રાજા એડવર્ડની આજ્ઞા પ્રમાણે અપરાધીનો પોષાક પહેરી રાજા પાસે ગયા. આ દેખાવ શોકજનક હતો તોપણ લાખો મનુષ્યોમાં માનપાત્ર થઈ પડ્યો હતો. રાજાએ તેઓને હાજર થયા જોઈ તિરસ્કારના શબ્દોથી તેઓનું અપમાન કર્યું અને હુકમ કર્યો કે, આ હુલ્લડખોરોને ફાંસીને લાકડે લટકાવી દો! તે સમયે મોટા મોટા સરદારોએ અને ખુદ રાજકુમારે રાજાને વિનંતિ કરી તોપણ રાજાએ તેમનું કહ્યું માન્યું નહિ પરંતુ આ વખતે પવિત્ર ચરિત્ર દયાની મૂર્તિ રાણી ફિલિપા પોતાનું કર્તવ્ય કરવાને બહાર પડી. તે રાણી પનોતાં પગલાંની ગણાતી હતી, કારણ કે તેના આવ્યા પછી ઇંગ્લંડે મોટા વિજયો કર્યાં હતા. વળી હમણાં તે ગર્ભવતી હતી. આ બધાં કારણોથી રાજાની તેની ઉપર અથાક પ્રીતિ હતી. રાણી ફિલિપા રાજા પાસે જઈ ઘુંટણીએ પડી, રાજાના હાથનું ચુંબન કરી, આંસુ આણીને બોલી કે હું સમુદ્ર ઓળંગી મહા દુઃખો ભોગવી આપને મળવા માટે આવી છું, તો આપે મારી એક માગણી સ્વીકારવી જોઇએ. હું ઇચ્છું છું કે, આપ આ દુઃખી લોકોને જીવિતદાન આપો અને ભવિષ્યના ઇતિહાસમાં મનનું મોટાપણું મૂકી જાઓ! રાજા એડવર્ડે થોડીવાર વિચાર કર્યાં પછી રાણી ફિલિપાને કહ્યું કે વહાલી તું અત્યારે અહિં શા માટે આવી? ખરેખર ભાવી બળવાન્ છે, તેને કોઈપણ મિથ્યા કરી શકતું નથી. ભલે તારી તેમ ઇચ્છા છે તો હું છએ જણાને છોડી મૂકું છું. એમ કહીને રાજાએ છએ જણાને છુટા કર્યાં. પછી રાણીએ તે છએ જણાને ઉંચી જાતનો પોષાક તથા પુષ્કળ ધન આપી વિદાય કર્યાં. રાણી ફિલિપાનું દયા ભરેલું કાર્ય જ્યારે કેલે શહેરના લોકોના જાણવામાં આવ્યું ત્યારે તેઓ તેનાં દયાળુ કાર્યને માટે તેને આશીર્વાદ આપવા લાગ્યા, એટલુંજ નહિ, પરંતુ રાણી ફિલિપા ઇંગ્લંડના ઇતિહાસમાં દયાની દેવી તરીકે અમર થઈ ગઈ.

# વીરમતી.

કોઈ પુરૂષ કોઈ ઘોડલો, કોઈ કુલવંતી નાર;
સરજનહારે સરજિયાં, ત્રણે રત્ન સંસાર.



ધારાનગરના રાજાને અણમાનિતી રાણીને પેટ અવતરેલો જગદેવ નામે એક બહાદુર અને ગુણવાન્ પુત્ર હતો. અણમાનિતી રાણીનો કુંવર હોવા છતાં રાજવાડાની રીત પ્રમાણે નાનપણમાં તેને ટુંકટોડાના રાજાની કુંવરી વીરમતી સાથે પરણાવી દેવામાં આવ્યો હતો. નાનો હતો ત્યાં સુધી જગદેવ ધારાનગરમાં રહ્યો, પરંતુ સમજણો થયા પછી રાજાની અપ્રીતિમાં એક સાધારણ માણસની માફક રહેવું તેને યોગ્ય લાગ્યું નહિ. તેણે સ્વપરાક્રમથી કીર્તિ અને વૈભવ મેળવવા માટે પરદેશ જવાની ઇચ્છા કરી. તે તેની માતાને સમજાવી તેની અનુજ્ઞા લઈ પિતાના નગરમાંથી નીકળી પડ્યો.

આ વખતે ગુજરાતમાં સિદ્ધરાજ જયસિંહ રાજ્ય કરતો હતો. તેના રાજ્યની જાહોજલાલી સર્વત્ર પ્રસિદ્ધ હતી. ધારા નગરમાંથી નીકળ્યા પછી જગદેવે પાટણ જવાને વિચારે તેણી તરફ પ્રયાણ કરવા માંડ્યું. માર્ગ કરતાં કરતાં એકવાર, બપોરને વખતે તેણે એક બાગમાં ઉતારો લીધો. ઘોડાને ચરવા મૂકી પોતે એક ઝાડની શીતળ છાયામાં જરા આરામ લેવા સુતો. શીળા સુગંધિદાર પવનને લીધે તેને બપોરની નિદ્રા આવી ગઈ. જગદેવ ઉંઘી ગયા પછી એક સ્ત્રી ફરતી ફરતી ત્યાં આવી ચઢી અને તેને જોઈ આશ્ચર્ય પામી. આ સ્ત્રી તે બીજી કોઈજ નહિ, પણ ટુંકટોડાના રાજાની કુંવરી વીરમતી પોતે હતી. પોતાના સ્વામીને આવી રીતે સુતેલા જોઈ તે આશ્ચર્ય પામી ત્યાંથી પાછી ફરી તેણે પોતાની સખીઓને કહ્યું અને વારા ફરતી તેઓ આવીને જગદેવને જોઈ ગઈ. સર્વેને ખાતરી થયા પછી વીરમતી એકલી ફરીને ત્યાં ગઈ અને વિનયથી નિદ્રામાં સુતેલા નાથની આગળ બેસી ધારીને જોઈ તથા ઓળખી સહસાજ મનમાં બોલી કે 'અરેરે! એ અહિંયાં ક્યાંથી? અને અહિંયાં

તો અહિંયાં, પણ આવી સ્થિતિએ ? એ આવે સાથરે સુઈ રહે અને હું રાજવૈભવ ભોગવું, એ મારા અર્ધાંગનાપણાને ધિક્કાર છે.'

**વીર**મતીથી આ છેલ્લા શબ્દ બોલતાં લાંબો નિઃશ્વાસ મુકાઈ ગયો. **જગદેવ** જાગ્રત થયો. આંખ ઉઘાડતાં ઉપવનલક્ષ્મી જેવી તેને પોતાની પાસે બેઠેલી જોઈ જગદેવે બેઠા થતાં થતાં ધીરેથી પૂછ્યું કે, 'તમે કોણ છો ? અને કેમ અહિં બેઠાં છો ?'

'હું જે છું તે અહિં બેસવાને અધિકારિણી છું.' **વીર**મતીએ શરમાતે સાદે ઉત્તર આપ્યો. જગદેવને તરત જ યાદ આવ્યું કે, પોતે **ટુંક**ટોડામાં છે અને આ કોઇજ નહિ પણ પોતાની પત્ની **વીર**મતી છે. તેનાથી બીજો સવાલ પુછાયો નહિ અને આવી સ્થિતિમાં એક બીજાને મળવાથી ક્ષણવાર તેઓ મૌન રહ્યાં. **વીર**મતીને અસર થઈ. તે બોલી કે 'પ્રાણનાથ ! આપને એવું શું દુઃખ પડેલું છે કે, આપ આવા વેષે આમ દેશ પરદેશ ફરવા નીકળ્યા છો ? આ દેહને ત્યારે સુખની જરૂર નથી. પ્રવાસમાં આપની સેવા કરવા માટે આ જન્મ દાસી થવાને વિવાહ વખતથીજ બંધાયેલી કિંકરીને સાથે રાખો અને પિઉજી ! મારા હૃદયને મુંઝવી નાંખે એવા આ બનાવને માટે ખુલાસો કરો.'

ગુણવાન્ અને વિનયવાન્ સ્ત્રીજ પુરુષોના દુઃખનો વિસામો છે. જગદેવ તેનાં આવાં નમ્ર વચન સાંભળી પ્રસન્ન થયો. તેણે **વીર**મતીને અથેતિ વૃત્તાંત કહી સંભળાવ્યો. **વીર**મતી અને **જગદેવ** આ પ્રમાણે વાતો કરતાં હતાં, એટલામાં તેની સખીઓએ દરબાર ગઢમાં જઈ વાત કરી તેથી **વીર**મતીનો ભાઈ મોટો સાજ લઈ **જગદેવ**ને તેડવા આવ્યો. બાગમાં એક બીજાને મળી ભેટી સર્વે દરબાર ગઢમાં ગયાં. સસરાને ઘેર જગદેવ ચાર પાંચ દિવસ રહ્યો. પછી પાછો **પાટણ** જવાને તૈયાર થયો. રાજાએ ગામ ગરાસ આપવા કબુલ થઈ ત્યાં રહેવાનું કહ્યું, પણ જગદેવે સ્વપરાક્રમથી આજીવિકા ને કીર્તિ મેળવવાનું પણ લીધેલું હોવાથી તેણે તે માન્યું નહિ. **વીર**મતી સાથે જવાને તયાર થઈ. આખરે ટુંકટોડાના રાજાએ આજ્ઞા આપી. જગદેવ અને **વીર**મતી બે જણ એકલાં ત્યાંથી **પાટણ** જવાને નીકળ્યાં.

ટુંકરોડેથી **પાટણ** જવાને **જગદેવે** લોકોએ વાઘ વાઘણના ભયે તજી દીધેલો ટુંકો માર્ગ લીધો. અરધી મંજલે જતાં તે ક્રૂર પ્રાણીઓ તેની સામે ધસી આવ્યાં. **જગદેવે** તેમને એક એક તીર મારી મારી નાંખ્યાં. વાઘનો ભય દૂર થવાથી લોકો તેને આશીષ દેવા લાગ્યા. પછી ચાલતાં ચાલતાં એકવાર સાંજને વખતે તે **પાટણ** જઈ પહોંચ્યો. **વીરમતીને** ઘોડા સોંપી **જગદેવ પાટણમાં** ઘરબારની ગોઠવણ કરવાને ગયો, એટલામાં જામોતી ગણિકાની એક દાસી ત્યાં આવી. તેણે **વીરમતીને** તેની સગી બનીને ભોળવી નાંખી. 'બહેન, તમે આપણે ઘેર ચાલો' એમ કહી તે તેને (જામોતીને) ઘેર લઈ ગઈ. જામોતી તેને જોઇને આનંદ પામી. જગદેવ પાદરે પાછો ફર્યો અને **વીરમતીને** જોઈ નહિ ત્યારે દિલગીર થયો.

**જામોતીને** ત્યાં આવતાં **વીરમતી** સમજી ગઈ કે 'તે કોઈ દુષ્ટ સ્ત્રીના ફાંસામાં ફસી પડી છે.' તેણે હિમ્મત રાખી. પછી રાત પડી ત્યારે **જગદેવને** નામે **પાટણના** કોટવાળનો પુત્ર આવ્યો. **જામોતીએ** તેને માટે **વીરમતીને** છળી હતી. કોટવાળનો છોકરો **વીરમતી** સામે આવી અયોગ્ય છૂટ લેવા ગયો પણ ફાવ્યો નહિ. તેણે 'કુતરા દૂર રહે' એમ કહી તેને તરછોડી નાંખ્યો અને જ્યારે તે જોર કરવા ગયો ત્યારે વિકરાળ વાઘણ જેવી **વીરમતીએ** તેને મારીને બારીએથી રસ્તા ઉપર નાંખી દીધો. રોન ફરતા સિપાઇઓએ કોટવાળના પુત્રનું શબ જોઈ **જામોતીને** અને કોટવાળને ખબર કરી. કોટવાળ કેટલાક સિપાઇઓને લઈ આવ્યો અને જે ખંડમાં **વીરમતી** હતી ત્યાં ચઢી ઉતરવાની ધમકી આપી. **વીરમતી** તેથી ડરી નહિ. જે કોઈ સિપાઈ બારીએ આવ્યો, તેને તેણે ઝટકાવી નાંખ્યો. બે ચાર સિપાઇઓ કતલ થઈ જતાં શહેરમાં હોકાટો થઈ રહ્યો. સવાર થતામાં વાત દરબાર ગઢમાં ગઈ અને **સિદ્ધરાજ** જાતે ત્યાં આગળ આવ્યો. બીજી તરફથી લોકોમાં થતી વાત સાંભળી કૌતૂહલનો પ્રેર્યો જગદેવ પણ ત્યાં આવી ચઢ્યો. **સિદ્ધરાજના** કહેવાથી તેણે પોતાનું નામ આપ્યું અને પોતાના ઉપર વીતેલી વાત કહી. જગદેવે **સિદ્ધરાજને** સલામ કરી અને હાંક મારીને બારણાં ઉઘડાવ્યાં. **વીરમતીને**

જોઈ રાજા પ્રસન્ન થયો અને તેને પોતાની ધર્મપુત્રી કહી રાજમહેલમાં લઈ ગયો. તેનાં પાતિવ્રત્યનાં સઘળે વખાણ થયાં.

જગદેવ સિદ્ધરાજના દરબારમાં ઉંચે પગારે એક સામંત સરદાર તરીકે નોકરીએ રહ્યો. વીરમતીની સ્ત્રીઓમાં અને જગદેવની વીર પુરુષોમાં પાટણમાં નામના થઈ. જગદેવના બળ પરાક્રમ અને સ્વામીભક્તિથી પ્રસન્ન થયેલો રાજા પગાર પેટે મોટી જાગીર તેને નામે ચલાવતો હોવાથી, બીજા સામંતોમાં અદેખાઈ ઉત્પન્ન થઈ. જગદેવ તેની ઉપર ધ્યાન નહિ આપતાં સ્વધર્મે વર્તતાં એકનિષ્ઠાથી રાજસેવા બજાવ્યે જતો હતો. એમ કરતાં કરતાં તેને એક પુત્ર થયો. પાટણમાં તેની એક મોટા સામંત તરીકે પ્રતિષ્ઠા જામી.

એકવાર ચોમાસાની ઘનઘોર રાત્રિએ રાજા ઓચિંતો જાગી ઉઠયો અને ગામને પાદરે કંઇક આનંદ અને કંઇક શોક થતો હોય તેવું સાંભળ્યું. દેવડીપરના સામંતોને રાજાએ હાંક મારી, પણ કોઈ ત્યાં હાજર હતા ને કોઈ ન હતા. જેઓ હતા તેમને રાજાએ ગામ બહાર જઈ તજવીજ કરી આવવાનું કહ્યું, પણ કાળી અંધારી રાતે કોઈ તે તરફ ગયું નહિ. હુકમ આપ્યા પછી કૌતૂહલ જોવાને રાજા નીચે ઉતર્યો. કોઈ સામંત ત્યાંથી બહાર નીકળ્યો નહિ. જગદેવ ઢાલ તરવાર લઈ રાજાના હુકમ પ્રમાણે ગામ બહાર જવા નીકળ્યો. રાજા તેની પાછળ ગયો. ગામ બહાર ભયંકર ઝાડીમાં જતાં જગદેવને આનંદ મંગળ કરતી કેટલીક સ્ત્રીઓ જણાઈ. તેમને પૂછતાં તેઓએ જણાવ્યું કે, ‘અમે યોગિનીઓ છીએ. આવતી કાલે રાજા મરણ પામવાનો છે, માટે આનંદ ઉડાવીએ છીએ.’ જગદેવ ત્યાંથી આગળ ગયો ત્યારે કેટલીક સ્ત્રીઓ શોક કરતી હતી. જગદેવે તેમને સવાલ કરતાં તેઓએ જણાવ્યું કે, ‘અમે પાટણની અધિદેવતાઓ છીએ અને રાજાના મરણ માટે શોક કરીએ છીએ.’

રાજાને આ વચનો સાંભળવાથી ભય અને કૌતૂહલ ઉત્પન્ન થયાં, એટલામાં જગદેવે તેમને પૂછ્યું કે, ‘કોઈ રીતે રાજા જીવે એમ છે?’ અધિદેવતાઓએ ઉત્તર આપ્યો કે, પેલી યોગિનીઓને તમારો ભોગ આપો તો રાજા જીવે. ચાલો આપણે તેમને પૂછીએ.’ અધિદેવતાઓ,

જગદેવ અને તેમની પાછળ રાજા પેલી યોગિનીઓ આગળ ગયાં. 'તું મસ્તક આપે તો રાજા જીવે' એમ તેમણે કહ્યું. બે ઘડીની મહેતલ માગી જગદેવ **વીર**મતીને મળવા નગર તરફ પાછો ફર્યો. કૌતૂહલથી ઉશ્કેરાયલો રાજા પણ તેની પાછળ ને પાછળ ગયો. જગદેવે ઘેર આવી સઘળી વાત **વીર**મતીને કહી, એટલે તે બોલી કે, "ઓહો! ધન્ય ઘડી ધન્ય દહાડો!! એવો પ્રસંગ કયાંથી કે જેનું લૂણ ખાધું છે, તેને માટે મસ્તક આપવા જેવો મંગળ પ્રસંગ આવે!! ભલે! ચાલો હું પણ તમારી સાથે આવું છું અને જો મારૂં મસ્તક આપવાથી રાજાના આયુષ્યમાં વિશેષ વધારો થતો હોય તો તે પણ આપો.'

"ત્યારે ચાલો સત્વર" એમ કહી જગદેવે ઉતાવળ કરી, એટલે મોટા આનંદથી પોતાના બાળક પુત્રને લઈ **વીર**મતી પતિની સાથે જવાને આગળ થઈ. સ્ત્રી, પુરુષ ને છોકરો ત્રણ જણ યોગિનીઓ પાસે આવ્યાં. રાજા તેમની પાછળજ હતો, એમ કહેવાની અત્રે અગત્ય નથી. યોગિનીઓ બોલી કે, "જગદેવ! જો તું તારા પુત્રને, સ્ત્રીને અને તારા મસ્તકને આપે તો રાજાના આયુષ્યમાં પોણોસો વર્ષનો વધારો થાય. બોલ શું કહે છે?" 'અસ્તુ' એમ કહી જગદેવે તરવાર ખેંચી અને **વીર**મતીએ તરત છોકરાને આગળ ધર્યો. જગદેવ પરમાર જેવો 'લે ભોગ' કહી તેનું મસ્તક છેદવા જાય છે, તેવાજ યોગિનીએ તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે, 'અમે તારા ઉપર પ્રસન્ન છીએ. જા, અમને ભોગ મળી ચૂકયા. રાજાને અમે પોણોસો વર્ષનું આયુષ્ય આપીએ છીએ.' આમ કહી તેઓ એકદમ અદૃશ્ય થઈ ગયાં અને જગદેવ તથા **વીર**મતી પુત્રને લઈ હસતાં રમતાં ઘેર આવ્યાં. જગદેવ અને **વીર**મતીની રાજભક્તિ જોઈરાજા પ્રસન્ન થયો.

બીજે દિવસે દરબાર ભરી જગદેવ અને **વીર**મતીની રાજભક્તિની મોટી સ્તુતિ કરી, રાજાએ તેમને ભારે સરપાવો આપ્યા, ધારાનગર લેવાને તેને ઘણી સહાય કરી. જયદેવ અને **વીર**મતી પછી સિદ્ધરાજની સહાયથી ધારાનગર મેળવી સુખી થયાં. **વીર**મતીના જેવી લોકોત્તર સ્ત્રીઓ આ સંસારને કેવો ઉજ્જવળ બનાવે છે, તે સર્વેએ લક્ષમાં લેવા જેવું છે.

# યશોદા—તુલસીદાસપત્ની.



શ્રી રામચંદ્રજીના પરમ ભક્ત તુલસીદાસજી એક ધનાઢ્ય પિતાના પુત્ર હોઈ, તરુણાવસ્થામાં વિધવા માતાના ઘણાક લાડકોડમાં ઉછર્યા હતા. મુખજોયા પુત્રને માતાએ પંદર વર્ષની વયમાં એક ખાનદાન કુટુંબની રૂપાળી, વિવેકી અને કુલીન યશોદા નામની કન્યા સાથે મોટી હોંશથી પરણાવ્યો હતો. ઘરમાં સંપૂર્ણ વૈભવ અને સુખ હતાં, તેમાં સોનું ને સુગંધ એકઠાં થાય તેમ, હોંશીલી માતાએ પુત્ર અને વહુને મોટી સમૃદ્ધિ ને વૈભવનો અનુભવ લેવા એકઠાં કર્યાં અને તેઓ દંપતી વચ્ચે થોડા સમયમાં એવી પ્રીતિ જામી કે, તુલસીદાસ યશોદાને મૂકીને અંતઃપુરમાંથી બહાર પણ જાય નહિ. હિંદુ ધર્મના સામાન્ય નિયમને અનુસરી જુવાન તુલસીદાસજી સવારના પહોરમાં યમુના ઉપર સ્નાન કરવા જતા. બે ત્રણ કલાક આમ નિત્યકર્મમાં ગાળ્યા પછી પાછા ઘેર આવતા ને બાકીનો બધો વખત યશોદા સાથે આનંદ ને મોજમઝામાં ગાળતા.

આમ કરતાં કરતાં આવકમાં ઘટાડો થયો, એટલે વિધવા માતાએ પુત્રને બોલાવી એકવાર કહ્યું કે, “સુખ વૈભવનો અનુભવ ધન ઉપર આધાર રાખે છે, માટે તે તરફ તારે લક્ષ આપવું જોઇએ. ‘મોટી થઈ સ્ત્રી સાસરે અને મોટો થયો પુરુષ ધંધે શોભે’ માટે ધંધા તરફ લક્ષ આપતો જા.”

તુલસીદાસે માતાની શિખામણ ઉપર ધ્યાન આપ્યું નહિ કારણ કે, યશોદાનો એક ક્ષણનો વિયોગ પણ તેમને અસહ્ય લાગતો હતો. યશોદાનાં પિયેરિયાં તે સાસરે ગયા પછી પોતાને મળેલી નહિ હોવાથી તેનું મુખ જોવાને આતુર હતાં. વારંવાર તેમનાં તેડાં આવતાં પણ તુલસીદાસ જવા દેતા નહિ. દંપતીનો પરસ્પરાનુરાગ લોકમાં નિંદાવા લાગ્યો એટલુંજ નહિ, પરંતુ તુલસીદાસની સાસુએ તેમની વૃદ્ધ માતાને ઠપકો

દીધો. યશોદાની તેડી જવા તુલસીદાસની માતાએ તેથી તેને રજા આપી. એકવાર સવારમાં તે યમુના સ્નાને ગયા ત્યારે તે છાની માની યશોદાને તેડી ગઈ.

સ્નાન અને નિત્ય કર્મ કરી ઘેર પાછા આવતાં તુલસીદાસને યશોદા ઘરમાં દેખાઈ નહિ. માતાને પૂછયું તો તેમણે કહ્યું કે, તેની મા તેને તેડી ગઈ છે. વિયોગથી આકુળવ્યાકુળ થઈ જેવા યમુના ઉપરથી સ્નાન કરીને આવ્યા હતા, તેવાને તેવાજ, હાથમાં જળપાત્ર ખભે ધોયેલાં વસ્ત્ર અને ઓડે માથે, તે સાસરા તરફ ગયા. આણી તરફ ઘણે વખતે સાસરેથી પિયેર આવેલી યશોદા પોતાનાં સગાં અને સ્નેહીઓને મળી પણ રહી નહતી, અને માતા સાથે એકાંત ઓરડામાં બેસી વાતચીત કરતી હતી, એટલામાં વિયોગથી વ્યાકુળ થયેલા તુલસીદાસજી મુગ્ધ હોય તેમ ચાલ્યા ચાલ્યા અંદર આવ્યા. પતિને અત્યંત મોહમુગ્ધ થઈ ગયેલા અને નિર્લજ્જ થતા જોઈ, લજ્જાળુ યશોદાને બહુજ લાગી આવ્યું. પોતાના પિતાને ઘેર પોતાની પાછળ મર્યાદા કે વિવેક રાખ્યા વગર ‘પ્યારિ! પ્યારિ!’ એવા શરમાવનારા શબ્દથી પોતાને સંબોધતા પતિને આવતો જોઈ તેને બહુજ ખોટું લાગ્યું, ઘણી શરમ આવી અને ખરેખર તે અને તેની માતા જે ખંડમાં બેસીને વાત કરતાં હતાં ત્યાં ચાલી આવતા જોઇને તો, તેણે ઉઠીને સામાં જઈ ઉંબર આગળજ તેમને નીચે પ્રમાણે કહીને અટકાવ્યા. પોતાને ભજવા કરતાં શ્રીરામચંદ્રને ભજવાનો બોધ કર્યો. બારણાને ઉંબરે તુલસીદાસને પોતાની સામે ધસી આવતા અટકાવી ધર્મપરાયણ યશોદાએ ખિન્ન ચિત્તે પોતાને તિરસ્કાર કરતાં આડો હાથ ધરી કહ્યું કેઃ—

(લલિત છંદ.)

“શરમ છે કશી કે નથી પતિ! અરર! આમ શું ગૂમ થૈ ગતિ?
મુજ અભાગિણીની બધી રતી—પ્રભુ પદે ધરો થાય સદ્ગતિ.
રુધિર માંસના ગર્હ્ય ગાત્રની—નરક ખાણ હું નારિ જાતની;
તુલસીદાસજી! આટલી રતિ, પ્રભુ પદે ધરો થાય સદ્ગતિ.

ધન ધરા અને દાર સંતતિ, કશું નથી ખરું વિશ્વમાં પતિ!
જગત જાળ આ બુદ્ધિ મોહિની, પ્રભુ ભજો થવા સ્વામિ! સદ્દગતિ.
ક્ષર શરીર આ પાપ પાંજરું, રટણ તેહનું શું કરો મરું?
પ્રભુ! થવા કરો શ્રેય આપનું, સ્મરણ રામના પુણ્ય નામનું.”

લજ્જાથી અભિભૂત થતાં થતાં યશોદાએ આ પ્રમાણે વૈરાગ્યનાં અને કરુણ વચન કહ્યાં અને તેમને તે પ્રસંગે, એ એવાં તો યોગ્ય રીતે હૃદયમાં ઉતરી ગયાં કે, તરતજ ત્યાંથી પાછા ફરી રામભક્ત બની ચિત્રકૂટના ઘાટ ઉપર ગયા અને શ્રીરામચંદ્રની ભક્તિમાં જીવનને જોડી દીધું.

યશોદાએ તે પછી સંસાર ઉપરથી મોહ ઉતારી નાંખ્યો અને પતિના પરમ શ્રેયસ્કર રામભક્તિના વિષયને આજન્મપર્યંત અનુસરવાનું રાખ્યું. તુલસીદાસે પોતાને અત્યુત્તમ રામભક્તિનો બોધ કરવાને યશોદાનો આભાર માન્યો ને લોકોએ પણ યશોદાની ધર્મ ઉપરની આવી પ્રીતિને માટે તેને એક મહા સતી અને પતિબોધક સદાચારવતી સ્ત્રી તરીકે પૂજી. કવિઓએ યશોદાના ગુણ કીર્તનમાં ગાયું છે કે:—

“ધન્ય! તરુણી તુલસીદાસની, બોધ્યો અનુરક્ત નાથજી. ધન્ય૦
ગદ્ધા પચ્ચીશીમાં ઘૂમતા, વધૂ મધુ ચકચૂરજી,
કંથને બોધ્યો તે કામિનિ! અમને પદ તારાં પૂજ્યજી. ધન્ય૦
પોતામાં મોહી રહેલ ને, કરતા હાજી હજૂરજી,
જોબનીએ નવે નાથને, કરશે કયી વહુ દૂરજી.” ધન્ય૦

આવી સદાચરણી અને લજ્જાળુ સ્ત્રીઓને ધન્ય છે કે, જેમનાં આચરણો જગતને શિક્ષણીય થઈ પડે છે.

# રાણી લક્ષ્મીબાઈ.



ભારતના મધ્ય સ્થળમાં આવેલા બુંદેલખંડના પહાડી પ્રદેશમાં ઝાંસી નામે એક સંસ્થાન છે. સને ૧૮૩૮ માં ત્યાંની ગાદી ઉપર ગંગાધરરાવ નામે બ્રાહ્મણ રાજા રાજ્ય કરતો હતો. લક્ષ્મીબાઈ તેની રાણી હતી. તે બહાદુર, બુદ્ધિશાળી અને ધીરજવાન્ હતી. સને ૧૮૫૩ માં ગંગાધરરાવે, બીનવારસ મરણ પામતાં બ્રિટિશ રેસીડેન્ટને લખ્યું હતું કે "બ્રિટિશ સરકાર સાથે અમને જે સંધિ થઈ છે તેની બીજી કલમ પ્રમાણે મેં આનંદરાવ નામે પંદર વર્ષના બાળકને દત્તક લીધો છે. ઈશ્વરની કૃપાથી અને આપના અનુગ્રહથી જો હું સાજો થઈશ અને મને પુત્ર થશે તો તે વેળાએ કદાપિ બીજી ગોઠવણ કરવામાં આવશે, પણ હું જીવતો ન રહ્યો તો આ બાળક અને મારી વિધવા પત્ની સાથે તમે તહનામા પ્રમાણે કાર્ય લેજો.

આ વખતે લૉર્ડ ડેલહાઉસી ગવર્નર જનરલ હતો. તેણે એવી રાજનીતિ ધારણ કરી હતી કે, જે રાજાઓ બીનવારસ મરી જાય, તેમનાં રાજ્યો ખાલસા કરવાં. ઝાંસીના રાજ્યને પણ ગંગાધરરાવ મારી જતાં બીનવારસ ગણીને ખાલસા કરી, બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. રાણી લક્ષ્મીબાઈને આ વાત ગેરકાયદે જણાયાથી, તેણે સરકારને અરજીઓ કરી અને તેમાં વિનયસર સંધિનો નિયમ, બંધુતાનું દૃષ્ટાંત અને દત્તક ગ્રહણની વિધિવિષે ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો બતાવી, ઝાંસીની સ્વાધીનતાની રક્ષાને માટે આગ્રહ સાથે બ્રિટિશ સરકારને વિનવણી કરી, પરંતુ તેમાંનો એકકે ઉદ્યોગ ફલિભૂત થયો નહિ. આ અન્યાય અને અપમાનથી તેના હૃદયમાં ક્રોધાગ્નિ પ્રગટ થયો. બ્રિટિશ એજન્ટની મુલાકાત વખતે લક્ષ્મીબાઈએ ગંભીર સ્વરથી તેને જણાવ્યું કે "મેરી ઝાંસી દેઉંગી નહિ." લક્ષ્મીબાઈની આ વાણીથી તેને અસર થઈ હતી. પણ કંપની સરકારના હાથ મજબુત હતા. એક તરફથી એ રીતે લક્ષ્મીબા-

ઇને અપમાન આપીને નાખુશ કરવામાં આવી ત્યારે બીજી તરફથી તેના રાજ્યમાં જે ઈંગ્રેજ સોલ્જરો દાખલ થયા, તેમના તરફથી ગોમાંસ માટે ઘણીક ગાયોનો વધ કરવામાં આવ્યો. લક્ષ્મીબાઈ પરમ ધાર્મિક બ્રાહ્મણુરાણી હતી. તેના રાજ્યમાં થતો અધર્મ તે જોઈ શકી નહિ. મર્યાદામાં રહી તોફાન ન થાય તેમાટે દમ મારી છાનીમાની બેસી રહી. તેવામાં વળી ઝાંસીનાં દેવસ્થાનો અને ધર્મખાતાં ઉપર લૉર્ડ ડેલહાઉસીએ જપ્તિ બેસાડી. બળતામાં ઘી હોમાયું. આ બધાં આચરણોથી છંછેડાયેલી નાગણુ ભયંકર ડંસ દેવાને તત્પર થઈ.

દેશી લશ્કરનાં માણસોએ મીરતમાં બળવો ઉઠાવ્યાની ખબર તેને મળી. તે તકનો લાભ લઈ લક્ષ્મીબાઇએ લડાઇની સામગ્રી એકઠી કરી. લક્ષ્મીબાઇએ વીર પુરુષનો વેષ ધારણુ કર્યો. તે ઘોડા ઉપર સ્વાર થઈ પોતાના મરાઠી સૈન્યને હિમ્મત આપવા લાગી. બ્રિટિશ સેના સાથે તેનો સંગ્રામ થવા લાગ્યો. તેણે કેટલાક મહિના સુધી અસીમ સાહસથી ઇંગ્રેજોની સાથે યુદ્ધ કરી પોતાનું અસાધારણ પરાક્રમ દેખાડયું. તેનું વીરત્વ જોઇને ઈંગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝ અજાયબ થઈ ગયો. લડાઇમાં લક્ષ્મીબાઇનું ઘણુંક લશ્કર નાશ પામ્યું અને ઝાંશી પડતાં ત્યાંથી નાસવું પડયું. તેણે પાછું મહા પરાક્રમથી કાલ્પી નગરમાં બ્રિટિશ સૈન્ય સાથે યુદ્ધ કર્યું. પરંતુ તે પણ ઈંગ્રેજોએ લીધું. લક્ષ્મીબાઈ એથી ઉત્સાહ તથા ઉદ્યમશૂન્ય થઇ નહિ. તેણે તાતિયા ટોપી સાથે રહી ગ્વાલિયરનો માર્ગ લીધો. જુન મહિનાની ૧૭ મી તારીખે ગ્વાલિયર આગળ પાછું ઈંગ્રેજ સૈન્ય સાથે તેણે યુદ્ધ કર્યું. પછી ભૈરવરૂપે તે બ્રિટિશ સેનાપતિ સર હ્યુરોઝ સામે થઈ. આ યુદ્ધ તેના જીવનનું છેલ્લું યુદ્ધ હતું. આ યુદ્ધમાં ઘણું પરાક્રમ દેખાડ્યાથી સર હ્યુરોઝે કહ્યું છે કે,— “ લક્ષ્મીબાઈ હતી તો સ્ત્રી, તથાપિ તે વિપક્ષીઓમાં સર્વ કરતાં વધારે સાહસિક અને રણદક્ષ હતી. આ વીર પુરુષ વીરાંગનાનું ખરું સ્વરૂપ સમજ્યો હતો. આ ભયંકર યુદ્ધમાં લક્ષ્મીબાઈ અને તેની દાસી પોતાના લશ્કરને મોખરે રહીને લડ્યાં. કેટલાક કલાક સુધી દારુણ યુદ્ધ ચાલ્યા પછી આખરે હાર થઈ. રાણી ઘાયલ થવા છતાં નાઠાં, પણ આગળ

જતાં એક નાળા ઉપર પુંઠે પડેલા માણસોથી માર્યાં ગયાં. લક્ષ્મીબાઇની હિમ્મતનાં ઇંગ્રેજોએ ઘણાં વખાણ કરેલાં છે. એમ કહેવાય છે કે, તે યુદ્ધના જોશમાં ન પડ્યાં હોત તો કદાપિ વધારે મોટી જાગીર અને કીર્તિ પોતાના દત્તક વારસને આપી ગયાં હોત.

---

# સરદારબા.

"કેડે ભતરીજો ને આંગળીએ વીરો,
ઝવલબા ફરવાને નીસર્યાં, હો જી જી!
"ઉગમણી દેશના વાવલીઆ વાયા,
માથેથી ઓઢણાં ફરુંક્યાં, હો જી જી!
"હાથે ન મોહ્યો રાય વર પગે ન મોહ્યો,
માથાની વેણે મોહ પામ્યો, હો જી જી!
"હડીઓ રેમતખાન, પાલખીઓ મોકલે,
કલ્યાણી કુંવરી આણાં કરજો. હો જી જી!
"ચાકળીએ બેઠાં હોરે માતાજી!
તુર્કનાં તેડાં કોને આવ્યાં, હો જી જી!
"હુંએ ન જાણું મારી બેટી ઝવલબા,
જઈ તમારાં ભાભલડીને પુછો. હો જી જી!
"ઓરડીએ બેઠાં હોરે ભાભલડી!
તુર્કનાં તેડાં કોને આવ્યાં, હો જી જી!
"તમારો વીરો તે બેનિ! જુગટે રમતાં,
તમને તૂરકને દઈ આવ્યા, હો જી જી!
"વચણ સૂણીને કુંવરી ધરણીએ ઢળીયાં,
હાય વેણીએ વેર વાળ્યાં. હો જી જી!"

અલ્લાઉદીન ખીલજીએ ગુજરાતના છેલ્લા રાજા કરણુ ઘેલાનો પરાજય ર્ક્યાં પછી, ગુજરાતમાં મુસલમાની સુબો નીમ્યો હતો. દિલ્હીના પાદશાહો તરફથી ગુજરાતને માટે પાટણમાં પાદશાહી સુબાઓ નિમાઈ આવતા હતા. ઉત્તર ગુજરાતમાં તેમ છતાં લગભગ સ્વતંત્ર જેવાં પણ થોડી ખંડણી ભરતાં કેટલાંક રજપૂત સંસ્થાનો રહેલાં હતાં. રાણીપુર નામના એક સંસ્થાનમાં આ સમયે કલ્યાણ વંશનો ક્ષેમરાજ નામે રજપૂત રાજા રાજ્ય કરતો હતો. તેને ઝવલબા ઉર્ફે સરદારબા નામની એક અત્યંત રૂપાળી કુંવરી હતી. જે વખતે આ કુંવરી યૌવનમાં આવેલી હતી, તે વખતે એકવાર ગુજરાતનો સુબો રહેમતખાન મુલકગીરીએ નીકળેલો રાણીપુર આવ્યો હતો. રાજાએ તેના માનપાનમાં ધામધુમ કરી હતી. રાણીપુરમાં તેનો પડાવ હતો, તે દરમિયાન એકવાર રાજાના મહેલ આગળથી પસાર થતાં તેણે સરદારબાને જોઈ. સરદારબા તેને જોતાંજ બગીચામાંથી ઉતાવળી ઉતાવળી મહેલમાં જતી રહી; તથાપિ જતાં જતાં વાયુને લીધે તેનું માથું ઉઘડી ગયું અને કાળો ભમ્મર જેવો તેનો ચોટલો જોઈ રહેમતખાન સુબો મોહી પડયો. રહેમતખાને પછી પોતાના પડાવ ઉપર જઈ સરદારબાના ભાઇને પોતાની સાથે જુગટે રમાડી તેમાં તેની બહેન સરદારબાને જીતી લીધી.

સુબાએ સરદારબાને તેડવાને માટે સુખપાલો વગેરે, ગામમાં મોકલ્યું પણ ક્ષેમરાજ વગેરે કોઈ જાણતું ન હતું, તેથી સર્વને આશ્ચર્ય લાગ્યું. આખરે રૂપાંદેએ સઘળી વાત કહી. પતિના અકાર્યને માટે પશ્ચાત્તાપ કરી પોતે નણંદનું અને રજપૂત નામનું રક્ષણ કરવા તૈયાર થઈ. સુબાએ વધારે લશ્કર મોકલ્યું. લડાઈ થઈ અને તેમાં આખરે સરદારબાની ભાભી રૂપાંદે વીર પુરુષને શોભે એવી રીતે લડી સામે મુખે મરણ પામી. મુળરાજકુંવરે ઇસ્લામી ધર્મ સ્વીકારી કુળને લાંછન લગાડયું. રજપૂતોએ પોતાના રાજાનું નામ રાખવાને પ્રાણ આપ્યા. પણ સૌ આખરે હાર્યાં અને રહેમતખાન, વૃદ્ધ રાજા રાણી તથા સરદારબાને કેદ કરવા સમર્થ થયો. હવે તેણે પાટણ તરફ પ્રયાણ કરવા માંડયું અને સરદારકુંવરને પોતાના વૈભવ તરફ લલચાવવા માંડી.

સરદારબાએ જાણ્યું કે, બળ કરીને પાપીના પંજામાંથી છુટાય તેમ નથી. યુક્તિથી છૂટવું જોઇએ. પછી સુબાને મુલાકાત આપવાનો વિચાર કરી, તેને બોલાવી દારુની નિશામાં નાંખી પોતે તેનાં વસ્ત્ર પહેરી લઈ તંબુમાંથી નાસી ગઈ. પુરુષના વેષમાં નાસીને અરાવલીના ડુંગરોમાં ફરવા લાગી. છેલ્લે એક યોગીના આશ્રમમાં ભસ્મ લગાવી, વૈરાગણની માફક રહેવા માંડયું. એ ઠેકાણે રહેતાં એકવાર શિકારે આવેલા ચંદ્રાવતીના રાજકુમાર વૈરીસિંહ સાથે તેની મુલાકાત થઈ અને જ્યારે ગદ્દગદ્દ સ્વરે તેણે ક્ષત્રિય રાજકુંવરને પોતાનું વૃત્તાંત કહ્યું ત્યારે શૌર્યથી તેનાં રુંઆં ઉભાં થયાં. વૈરીસિંહે પાટણની ગાદી લેવાનો નિશ્ચય કર્યો. આઠ દિવસમાં સૈન્ય સાથે અંબાભવાનીના ધામમાં પોતાની રાહ જોવાનો વાયદો કરી તે ત્યાંથી ચંદ્રાવતી ગયો.

સરદારબા યોગિનીના વેષમાં અંબાભવાની જવાને નીકળી, પણ સુબાના તેનીજ શોધમાં ફરતાં સિપાઇઓને હાથ અધવચમાં પકડાઈ ગઈ. સિપાઇઓ તેને પકડી એક પિંજરામાં પુરી પાટણ તરફ લઈ ચાલ્યા. માર્ગમાં સરદારબાને પકડવા માટે કોને ઇનામ મળવું જોઇએ, તે સંબંધી સિપાઇઓમાં લડાઈ થઈ. તેઓ અન્યોન્યમાં કપાઈ મુઆ. ત્યાંથી આબુના ભાઉડાં સરદારબાને જે પેટીમાં કેદ રાખેલી હતી, તે પેટી અંબાજી લઈ ગયાં અને ત્યાંના પૂજારીને સોંપી.

સરદારબાએ બ્રાહ્મણ પૂજારીને પોતાનો એકાવળ હાર આપી હાથમાં લીધો અને તેણે તેને છુપી રાખી. વાયદા પ્રમાણે ચંદ્રાવતીનો કુમાર વૈરીસિંહ સૈન્ય લઈ પાટણ ઉપર સ્વારી કરવા જતાં અંબા દેવીને વંદવા અને સરદારને સાથે લેવા ત્યાં આવ્યો. બેઉ જણ ત્યાંથી પાટણ તરફ ગયાં. સરદારબાના માતપિતા જો ઇસ્લામ ધર્મ કબુલ ન કરે તો, તેમને ફાંસીએ ચઢાવવાં, એવો સુબાનો હુકમ હતો. વૃદ્ધ રાજા રાણીએ ધર્મ પરિવર્તન કરતાં મરણને શ્રેય માન્યું. પાટણની ભાગોળે તેમને જે દિવસે ફાંશીએ ચઢાવવાનાં હતાં, તેજ દિવસે સરદાર તેના પતિ સાથે પાટણ ઉપર હલ્લો લઈ ગઈ. ફાંશી ફાંશીને ઠેકાણે રહી અને વૈરીસિંહે પોતાના વિણી કાઢેલા રજપૂત સ્વારો સાથે છાપો મારી મુસલમાનોને ઝાપટી

કાઢવા. ઓચિંતા હલ્લાથી હડબડી ગયેલો સુબો તેમની સામે થતાં માર્યો ગયો અને **પાટણ વૈરીસિંહના** હાથમાં આવ્યું. **ગુજરાતમાં** સર્વત્ર જય જયકાર થઈ રહ્યો.

ફાંશીને લાકડેથી છુટેલાં **સરદારબાનાં** માબાપે તે પછી **વૈરીસિંહને** તેનું કન્યાદાન દીધું. **સરદારબા** મનગમતો પતિ મેળવી તથા પોતાના પાતિવ્રત્ય અને એકનિષ્ઠાથી વીરપુરુષોને દુર્લભ એવું કાર્ય અને પરાક્રમ કરી સાસરે ગઈ. ત્યાં એક રાજરાણી તરીકે લોકોમાં પ્રિય થઈ પડી. પતિ એજ સર્વસ્વ, એમ માનનારી **સરદારથી** રાજકુળ પ્રસન્ન થયું, એટલામાં ઈશ્વરે તેનો સારો દહાડો દેખાડ્યો. **સરદારબા** માતા થઈ અને તેના માનમાં વળી વિશેષ વધારો થયો. મુસલમાનોએ **પાટણ** પડવાથી આ દંપતીને સુખે બેસવા દીધાં નહિ. દિલ્લી તરફ **પાટણ** પડ્યાના સમાચાર જતાં ગુજરાતને પાછું લેવા ત્યાંથી મોટી સેના **ખુશરુખાનના** હાથ નીચે ગુજરાત ઉપર ચઢી આવી. પહેલેજ સપાટે **ચંદ્રાવતીને** તેણે ઘેરો ઘાલ્યો. વરિસિંહ આ સેનાની સામે પોતાના રજપૂતોને લઈ લડ્યો. પરંતુ ગુજરાતનો દહાડો ઘેર ન હોવાથી તે રણમાં પડ્યો અને તેનો નાનો ભાઈ **માનસિંહ** બાયલો હતો, તે રણમાંથી નાસી આવ્યો. **માનસિંહમાં** બળ પરાક્રમ તો ન હતાં તે ન હતાંજ, પણ ઉલટું તેનામાં એક દુષ્ટ બળ ઉશ્કેરાયલું હતું અને તે **સરદારબાને** પોતાની કરવાનું હતું. **વૈરિસિંહના** મરણ સમાચાર આપતાં તેણે તે વાત **સરદારબાને** કહી, પણ તેણે તેને તિરસ્કારી કાઢી પોતાના બાળક પુત્રને સાસુને ખોળે બેસાડી રણ ચઢવાનો નિશ્ચય કર્યો. પતિનિધનથી ઉશ્કેરાયલી વાઘણ જેવી **સરદારબા** રણમાં પડીને સહગમન કરવા તૈયાર થઈ, તેની સાથે રજપૂતોને પણ વધારે શૂર છૂટયું.

રજપૂતોને લઈ **સરદારબા** તેમની સરદાર બની, **મુસલમાનોની** સામે રણે ચઢી. મોટી કતલવાળી ખુનખાર લઢાઈ થઈ, પણ તેમાં તે આખરે ઘાયલ થઈ શત્રુને હાથ પકડાઈ. આ સેનાનો નાયક **ખુશરુ** હતો, કે જે એક હલકી પંક્તિનો મુસલમાન થયેલો અસલ શૂદ્ર હિંદુ હતો. **ખુશરુએ**

ઘાયલ સરદારબાને પોતાના તંબુમાં મંગાવી તેને પોતાની સ્ત્રી થવાની લાલચ આપવા માંડી. સરદારબા લોહી વહી જવાથી નિર્બળ થઈ ગઈ હતી, તોપણ તેની આવી માગણી સાંભળતાં તેનું મગજ તપી ગયું. તેણે ખુશરુને લાખો ફિટકાર આપ્યા. જ્યારે તે બોલતાં બોલતાં બિછાનામાં ઢળી પડી ત્યારે ખુશરુખાન તેની પાસે ગયો અને જેવો તે તેને અડચો, તેવોજ અગ્નિનો સ્પર્શ થયો હોય તેમ સરદારબાના અંગમાં નવો આવેશ ચઢી આવ્યો. તેણે જોર અને આવેશથી બિછાનામાં બેઠાં થતાં થતાં પોતાની શિયળરક્ષિણી કટારથી ખુશરુનાં આંતરડાં પેટ બહાર ખેંચી નાંખ્યાં અને તંબુમાંથી ઉઠી ચંદ્રાવતી તરફ દોડી. તંબુમાં પગ ઘસી થોડીવારમાં જ ખુશરુ મરણ પામ્યો અને સરદારબા ચંદ્રાવતી તરફ દોડી જતાં નિઃસત્વ થઈ ધરણી ઉપર ઢળી પડી, રણમાં પોતાની કીર્તિને દિગંતમાં ગજાવી મરણ પામી. આવી શૂરીપુરી અને નેક વ્રતવાળી પતિપરાયણ આર્યાઓને આપણું ક્ષાત્ર અત્યારે પણ અત્યંત આભારી છે. આ ઉપરથી હાલની આર્યાઓને ઘણું શીખવાનું છે.

---

# રાણકદેવી.



સિંધના રજપૂત રાજા રારપાવરને ઘેર એક પુત્રીનો જન્મ થતાંને વાર રાજજોશીએ કુંડળી કરી કહ્યું કે, 'જો તમે પુત્રીનું મુખ જોશો તો આંધળા થશો.' રારપાવરે આથી નાના બાળકને જંગલમાં છોડી દેવાનો હુકમ કર્યો. છાતી ફાડી નાંખે એવી રાણીની આનાકાની અને રોકકળ છતાં વજ્ર જેવા કઠિન હૃદયની ખવાસણો બાળક છોકરીને રાતોરાત જંગલમાં નાંખી આવી. જંગલમાં આખી રાત જવા છતાં કોઈ પ્રાણીએ તેનો નાશ કર્યો નહિ. બીજે દિવસે પ્રભાતમાં માટી ખોદવા જતા હડમતિયા નામે એક કુંભારને તે બાળક છોકરી હાથ આવી. હડમતિયાને

સંતાન નહિ હોવાથી પ્રેમથી તેણે તેને ઉપાડી લીધી. સિંધમાંથી નીકળી આ વાત છુપાવવા કચ્છમાં આવી 'તે પોતાનું બાળક છે' એમ લોકમાં કહી તેને ઉછેરવા લાગ્યો. રાનમાંથી જડેલી હોવાને લીધે હડમતિયાએ તેનું નામ 'રાણક' પાડયું. જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ તેના ગુણો અને તેજસ્વિતા વધતાં ગયાં. આમ કરતાં કરતાં રાણકબા મોટી થઈ. એકવાર કચ્છના રાજા લાખાની નજર તેની ઉપર પડવાથી તેણે માગું કર્યું. ગરીબ બિચારો હડમતિયો, રાજાને કેવી રીતે ના કહે ? તેને અને તેની સ્ત્રીને તો તે પુત્રી નાતમાં પરણાવી સંસારનો ખરેખરો લ્હાવો લેવાની ઇચ્છા હતી. લાખા ફૂલાણીને ના નહિ પડાવાથી હડમતિયો આખરે રાણક અને સરસામાન લઈ કચ્છમાંથી રતોવાઈ સોરઠ તરફ ઉતરી પડયો અને જુનાગઢની નજીક મજેવડી ગામમાં જઈ રહ્યો.

મજેવડીમાં રહેતાં કેટલાંક વર્ષ ગયાં નહિ, એટલામાં એકવાર દ્વારિકાની યાત્રાથી ગુજરાત પાટણ તરફ પાછા ફરતા સોલંકીઓના ભાટો ત્યાં આવી ચઢયા. તેમણે અચાનક રાણકને જોઈ. તેની ચંચળાઈ તથા તેના હાથ પગ ઉપરનાં ચિહ્‌ન ઉપરથી ભાટોને લાગ્યું કે, તે કોઈ રાણી થવાને યોગ્ય કન્યા છે. હડમતિયાને મળી તેમણે પાટણના રાજા સિદ્ધરાજને માટે તેની માંગણી કરી અને ધન આપી સમજાવી દીધો. સિદ્ધરાજ પાસેથી સરપાવ લેવાની આશાએ તે ભાટો પછી દડમજલ કુચ કરતા પાટણ આવ્યા અને સિદ્ધરાજ ભોજનશાળામાં જમવા બેઠો હતો ત્યાં તેને મળવા ગયા. રાણીઓને જોઈ જોઈ તેમણે મસ્તક હલાવ્યાં. રાજાએ જમી રહ્યા પછી મસ્તક હલાવવાનું કારણ પૂછ્યું ત્યારે દસોંદી ભાટે કહ્યું કે, 'મહારાજ ! આપ ગુજરાતના ચક્રવર્તી છો, પરંતુ આપના અંતઃપુરમાં પદ્મિણી રાણી નથી તેથી અમે મસ્તક ધુણાવ્યાં. રાજાએ તેવી રાણી માટે શું કરવું એમ પૂછ્યું, એટલે તેમણે કહ્યું કે, 'સોરઠ દેશમાં એક કન્યા છે.' રાજાએ આતુરતાથી તેનો હેવાલ જાણવાની ઇચ્છા બતાવતાં દસોંદીએ પોતાની ભાટાઇને યોગ્ય ભાષામાં કહ્યું કે—

"યાત્રા કરતા ફરતા ફરતા, પોંચ્યા સોરઠ દેશ,
મજેવડી એક ગામ નાનું, સુંદર તોય વિશેષ.
હડમતિયા કુંભાર કેરી, પુત્રી બાળે વેષ,
કુંમકુંમ પગલાં ચાલે પડે છે, અંગે મ્હેકે છે બરાશ.
ચતુરાને નથી ચૌદ થયેલાં, ફૂલ ખીલે છે હજીએ."

**સિદ્ધરાજે** સરપાવ આપી **દસોંદીને** ફરીને મજેવડી મોકલ્યો અને મોટે પગારે તેણે ત્યાં જઈ **રાણકને** રાજરીતિ નીતિ શીખવવા એક ઉત્તમ શિક્ષક રાખી આપ્યો. 'રાણકી રાણી થશે" એવા મનોરથથી **હડમતિયો** રાત્રિદિવસ આનંદમાં રહેવા લાગ્યો. એટલામાં કોઈ બીજા ભાટે **જુનાગઢના** રાજા **રાખેંગારને** કહ્યું કે 'તમારા મુલકનું કન્યારત્ન **સિદ્ધરાજ** લઈ જાય તો **સોરઠનું** નાક જાય.' **રાખેંગારને** આથી મમત ચઢ્યો ને કામદારો મોકલી **રાણકદેવીને** અને **હડમતિયાને જુનાગઢ** તેડાવી શુભ દિવસ જોવરાવી ઝટપટ લગ્ન કરી નાંખ્યાં. **રાખેંગાર રાણકદેવીને** પરણીને મહેલમાં દાખલ થતો હતો, તેવામાં પહેલે પગથિયે ચઢતાંજ **રાણકદેવીના** પગમાં ઠેસ વાગી ને અંગુઠામાંથી લોહી નીકળ્યું. આ માન શકુન ઉપર ભાટોએ કહેલું છે કેઃ—

(દુહો) પરથમ પોળે પેસતાં, થયો ઠપકો ને ઠેસ.
રંડાપો રાણકદેવને, કે સુનો સોરઠ દેશ.

**રાણકદેવી** રાણી થઈ, **હડમતિયો** ખુશ થયો અને **રાખેંગાર** તેનાં રૂપ, ગુણ અને શીલથી પ્રસન્ન થયો. આણી તરફ **સિદ્ધરાજને રાખેંગાર** ઉપર ક્રોધ ઉત્પન્ન થયો. તેણે મોટું સૈન્ય લઈ સોરઠ ઉપર સ્વારી કરી. **રાખેંગાર** ગિરનાર ઉપરના કિલ્લામાં ગયો અને સૈનિકોએ **સિદ્ધરાજના** ઘેરાને જવાબ આપવા માંડ્યો. ઘેરો ઘણો વખત લંબાયો. તે દરમિયાન **રાણકદેવીને** બે કુંવરો પણ થયા. એકવાર **રાણકદેવીએ** છજામાં જઈને જોયું અને **સિદ્ધરાજની** છાવણી જોઈ ત્યારે કહ્યું કેઃ—

(સોરઠ) અમારા ગઢ હેઠ, કેણે તંબુ તાંણીઆ;
સધરો મોટો શેઠ, બીજા વર્તવું વાણીઆ.

ગુજરાતની છાવણીમાંથી આનો એવો ઉત્તર મળ્યો કેઃ—

વાણીઆના વેપાર, જાતે દાડે જાણશો;
મારી રાખેંગાર, ઉતારશું રાણકદેવને.

ઘેરો ચાલુ રહેતાં આખરે રાખેંગારનો ભાણેજ ફૂટવાથી રાણાના લશ્કરમાં ભેળ પડી અને સિદ્ધરાજ જીત્યો. આ જીતનું ચારણ લોકો આ પ્રમાણે વર્ણન કરે છેઃ—

(દુહા) ઝાંપો ભાગ્યો ભેળ પડી, ભેળ્યો ગઢ ગરનાર,
દુદો હમીર મારીઓ, સોરઠનો શણગાર.

સિદ્ધરાજ જુનાગઢ જોઈ કિલ્લામાં ગયો અને રાણકદેવીના અંતઃપુરમાં પેઠો. તેના પાંચ વર્ષના છોકરાને પ્રથમ મારી નાંખ્યો. તે જોઈ માણેરો નામનો અગિયાર વર્ષનો છોકરો ડરી રડીને રાણકદેવીની પાછળ ભરાઈ ગયો. શૂરી ક્ષત્રિયાણીએ તેને પોતાની પાછળ સંતાતો જોઈ સિદ્ધરાજ સાંભળતાં કહ્યું કેઃ—

(સોરઠ) માણેરા મત રોય, ન કર આંખો રાતીઓ,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.

સિદ્ધરાજે તે છોકરાને માર્યો નહિ અને રાણકદેવી તથા અંતઃપુરનાં કેદીઓને ડેરે લઈ જવાનો પોતાનાં માણસોને હુકમ કર્યો. પછી રોતી અને કકળતી વિધવા થયેલી દુઃખી રાણકદેવીને લઈ જ્યારે સિદ્ધરાજનાં માણસો ગિરનાર ઉતરવા લાગ્યાં ત્યારે રાણકદેવીએ દરેક વસ્તુને જોઈ જોઈ અત્યંત શોક કર્યો. ચારણ કવિઓ આ હૃદયદ્રાવક પ્રસંગને વર્ણવતાં કહે છે કે, ગિરનાર ઉતરતાં મોરને બોલતો સાંભળી રાણકદેવીએ કહ્યું કેઃ—

કાઉં કે ગરછ મોર, ગોખે ગરવાને ચઢી;
કાપી કાળજ કોર, પિંજર દાઝયો પાણીએ.

ઉતરતાં ઉતરતાં દામોદરકુંડ આવ્યો ત્યારે વળી તે બોલી કેઃ—

ઉતર્યાં ગઢ ગરનાર, તનડું આવ્યું તલાટીએ;
વળતાં બીજી વાર, દામો કુંડ નથી દેખવો.

વળી ખડચંપાને જોઈ તે બોલી કેઃ—

ચંપા તું કાં મોરીઓ, થડ મેલું અંગાર;
મો'રઈ કળીઓ માણતો, મરીઓ રાખેંગાર.

છેલ્લે છાવણી તરફ જતાં ગિરનારને જોઈ તે બોલી કેઃ—

ગોઝારા ગિરનાર, વલામણ વેરીને કીઓ;
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.

કહે છે કે ગિરનાર આથી પડવા માંડ્યો, એટલે વળી પતિનું યશોગાન કરતી તે બોલી કેઃ—

માં પડ મારાધાર, ચોસલાં કોણ ચઢાવશે;
ગયા ચઢાવણ હાર, જીતા જાતર આવશે.

**સોરઠ**થી **રાણકદેવી**ને લઈ **સિદ્ધરાજે ગુજરાત** તરફ પ્રયાણ કર્યું. ગુજરાતને એ કાળે '**પાટણ** દેશ' એમ કરીને પણ કહેતા હતા. **સિદ્ધરાજે રાણકદેવી** પાસે રાખેલી દાસીઓ નિત્ય તેનું મન મનાવવાનો યત્ન કરતી હતી. તે જ્યારે **સોરઠ** મૂકીને તેઓ **ગુજરાત**માં દાખલ થવા માંડ્યાં ત્યારે **રાણકદેવી**ને **ગુજરાત** ઉપર મોહ ઉપજાવવાને માર્ગમાં આવતી સારી સારી જગાઓ બતાવવા લાગી. તે જોઈ **રાણકદેવી**એ તેમને કહ્યું કેઃ—

બાળુ **પાટણ** દેશ, પાણી વિના પૂરા મરે;
સરવો **સોરઠ** દેશ, સાવજડાં સેજળ પીએ.

બાળુ **પાટણ** દેશ, જીસે પટોળાં નીપજે;
સરવો **સોરઠ** દેશ, લાખેણી મળે લોબડી.

માર્ગે જતાં એક જણીએ પૂછ્યું કે, તમારા સ્વામી ક્યાં છે? ત્યારે તેણે રાખેંગારના શબને યાદ કરી કહ્યું કે:—

વાયે ફરકે મુછડી, રયણ ઝબુકે દંત;
જુઓ પટોળાંવાળીઓ, લોબડીવાળીનો કંથ.

તમારા સ્વામી મરી ગયા તો તમે રડતાં કેમ નથી અને આવાં બેબાકળાં કેમ લાગો છો? ત્યારે રાણકદેવીએ કહ્યું કે:—

પાંપણુને પડતે કો' તો કુવા ભરાવીએ;
માણેરો મરતાં, શરીરથી સરણાં વહે.

સિદ્ધરાજે રાણકદેવીને સમજાવવા અને શોક છોડવવા ઘણાએ પ્રયત્ન કર્યાં, પણ તે સતી પોતાના વ્રતમાં જરા પણ ડગી નહિ. જ્યારે કોઈપણ વાતે તેનું મન પ્રસન્ન થયું નહિ, ત્યારે સિદ્ધરાજે પોતે એકવાર તેને પૂછ્યું કે 'તમારે પાટણ નથી આવવું તો કયાં જવું છે?

રાણકદેવીએ આડે મુખ ઉત્તર આપ્યો કે, અહિં સોરઠની સીમા પુરી થાય છે, માટે મને રહેવા દો. મારે મારા સ્વામીની પાછળ સતી થવું છે. પરદેશમાં ન લઈ જાઓ. સિદ્ધરાજે પછી વઢવાણ આગળ ભોગાવા ઉપર ચંદનની ચિતા ખડકાવી અને રાણકદેવીને કહ્યું કે, 'જો તમે સતી હો તો આ ચિતા તમારા સત્યથી સળગાવીને બળી મરો.' રાણકદેવી જેવી સતીને આથી બીજું શું જોઇએ? તરતજ હાથમાંથી કંકુ વેરતી અને કુમકુમને પગલે ચાલતી ભોગાવા ઉપર ખડકેલી ચિતા ઉપર જઈ બેઠી અને સૂર્યનારાયણને પ્રણામ કરી બોલી કે:—

વારુ શે'ર વઢવાણ, ભાગોળે ભોગવો વહે;
ભોગવતો રાખેંગાર, ભોગવ ભોગાવા ધણી.

કહે છે કે, આ પ્રમાણે બોલી સૂર્યને નમસ્કાર કર્યાં કે, તરત ઉનો વાયુ વહાયો અને ચિતા સળગી ઉઠી.

વા'યો વાય સવાય, વાએ વેળુ પરજળે;
ઉભો ત્યાં **સિદ્ધરાજ**, સત જોતો **સોરઠાણીનું**.

જે વેળાએ ચિતા બળવા માંડી, તે વેળાએ **સિદ્ધરાજે** પોતાની પામરી તેની ઉપર નાંખી, પરંતુ ભાટો અને ચારણો સતીના સત્યની સ્તુતિ કરતા કહે છે કે, **રાણકદેવી** અને ચિતા બળીને ભસ્મ થઈ ગયાં; પરંતુ **સિદ્ધરાજની** અર્થાત્ પરપુરુષની પામરી બળી નહિ!

---

# શુચિસ્મિતા.



શુચિસ્મિતા મહાત્મા કરુણમુનિનાં પત્ની હતાં. તેમણે પોતાના પતિવ્રતના પ્રભાવથી મરેલા કરુણમુનિને જીવતા કર્યા હતા. ધનંજય નામે બ્રાહ્મણને સો પત્નીઓ હતી. આ સોમાંથી શાભાકા નામની સ્ત્રીથી કરુણમુનિ થયા હતા. એમના પિતાએ બીજા ભાઇઓ સાથે એને પણ સરખી મિલકત આપી હતી. પરંતુ બીજા ભાઇઓ એનો અત્યંત દ્વેષ કરતા હતા. એક વખતે ભવનાશિકા નદીપર આવેલા નૃસિંહ દેવનાં દર્શન કરવા તેઓ જતા હતા, તેવામાં રસ્તામાં કોઈ એક બ્રાહ્મણ હાથમાં કંઈક ફળ લઇને જતો હતો. કરુણમુનિએ વગર પૂછ્યે તે ફળ સુંઘ્યું. આથી તે બ્રાહ્મણે ગુસ્સે થઈ શાપ આપ્યો કે, મધમાખીના જેવું આચરણ કરેલું હોવાથી તું સો વર્ષ સુધી મધમાખી થઈશ. ત્યાર પછી તારી સ્ત્રીના પાતિવ્રત્યના પ્રભાવથી દધીચિમુનિ શાપમાંથી છૂટકારો કરશે. કરુણે પોતાની સ્ત્રીને આવી કહ્યું કે, "હું સો વર્ષ સુધી મધમાખ થઈ રહીશ માટે તું મારું પાલન કરજે." શુચિસ્મિતાએ કહ્યું કે, પતિ ગમે તે અવસ્થામાં હોય, પણ પત્નીએ તેની દેવતાની સમાન પૂજા કરવી જોઇએ. થોડીવારમાં કરુણમુનિ મધમાખ થઈ આમ તેમ ઉડવા લાગ્યા. તેમની સ્ત્રી પોતાના જીવની માફક તેમનું પાલન કરવા લાગી. તેમના ભાઈ-

ઓને આ વાતની ખબર પડવાથી તેઓ ઘણા ખુશી થયા. એકવાર લાગ સાધી તેને તેલમાં નાંખી દીધા. તેલમાં નાંખી દેવાથી મધમાખે પોતાના દેહનો ત્યાગ કર્યો. આ સમયે તેની સ્ત્રી શુચિસ્મિતા અત્યંત આક્રંદ કરવા લાગી. તે કહેવા લાગી કે 'હે પતિ! મને આપ સિવાય અન્ય કોઇનો આધાર નથી. સ્ત્રીઓને સર્વ આધારરૂપ પતિ છે. હે વિધાતા! પ્રથમ તું મને મારી પછી મારા પતિને લઈ જા. એટલા સમયમાં ત્યાં આગળ અરૂંધતી આવી પહોંચ્યાં અને બોલ્યાં કે તું હવનની ભસ્મ લઈ આવ. હું તારા સ્વામીને જીવતો કરીશ. અરૂંધતીએ મૃત્યુંજય મંત્રવડે ભસ્મને પવિત્ર કરી તે માખીના શરીરપર નાંખી. અરૂંધતીના સતીત્વને લીધે કરુણમુનિ જોતજોતામાં જીવતા થઈ ગયા. શુચિસ્મિતા ફરી પતિને પ્રાપ્ત કરી તેની સેવા કરવા લાગી. કરુણમુનિના સંબંધીઓએ જ્યારે મુનિને સો વર્ષ થયાં, તે વખતે તેને ફરી મારી નાંખ્યો. શુચિસ્મિતા આ મૃત મક્ષિકાને લઈ દધીચિમુનિ પાસે લઈ ગઈ. દધીચિએ કહ્યું કે, હે સતી! તું રડ મા. ભસ્મને લીધે તારો સ્વામી જીવતો થઈ મનુષ્યદેહ પામશે. હું તારા પતિને ભસ્મવડે જીવતો કરીશ. ત્યાર પછી મંત્રેલી ભસ્મવડે કરુણમુનિને જીવતા કર્યાં. પછી સ્વામીના શાપનો અંત આવતાં શુચિસ્મિતાના આનંદનો પાર રહ્યો નહિ. તેણે દધીચિમુનિની આગતા સ્વાગતા કરી તથા શુચિસ્મિતાએ પોતાનું જીવન મહાદેવની ભક્તિમાં તથા પતિભક્તિમાં ગાળ્યું.

---

# સુનીતિ.



ઉત્તાનપાદ રાજાને બે પત્નીઓ હતી. એકનું નામ સુનીતિ તથા બીજીનું નામ સુરુચિ હતું. સુરુચિના મનમાં એક વેળા એમ આવ્યું કે, રાજા મારા કરતાં સુનીતિને વધારે ચાહે છે. આથી તે પોતાના ઓરડામાં ભરાઇને રડવા લાગી. કોઈ પણ તેને છાની રાખે તોપણ રહે નહિ. થોડીવાર પછી રાજા ત્યાં આવ્યો તથા સુરુચિને પૂછ્યું કે, તું શું કરવા આમ રુદન કરે છે ? તોપણ તેણે પ્રત્યુત્તર આપ્યો નહિ. રાજાએ થાકીને કહ્યું કે, મારું શરીર ભૂખ તથા તરસને લીધે બહુ પીડાય છે. પ્રથમ મને ખાવાનું આપ પછી તારે રિસાવું હોય તો રિસાજે. સુરુચિ ઉઠી તથા દાસીને હુકમ કરી ખાવાનું મંગાવ્યું. રાજા જમી રહ્યા પછી સુરુચિ તેને પંખો નાંખવા બેઠી. આ સમયે રાજાએ પૂછ્યું કે, તને શું દુ:ખ છે, તે મને કહે. રાણીએ કહ્યું કે, હું આપના ઘરમાં એક દાસી સરખી છું. ખરું સુખ તો સુનીતિ ભોગવે છે. જો મને પત્નીને યોગ્ય સ્થાન આપવું ન હતું તો પરણ્યા શા માટે ? વળી આ યમુના નદીના કિનારા ઉપરનો ભાગ આપે કોને રહેવા આપ્યો છે ? રાજાએ કહ્યું કે તે ભાગ તો તું પરણી, તે પહેલાંથી રાણી સુનીતિ વાપરે છે. તું કહેતી હોય તો તારે માટે એના કરતાં પણ એક સારો મહેલ બંધાવી આપું. સુરુચિએ કહ્યું કે આપના ભંડારમાં જે મુક્તાહાર હતો, તે આપે કોને આપ્યો ? રાજાએ કહ્યું તે હાર મારા પૂર્વજોને, દેવોને સંતુષ્ટ કરવાથી ભેટ તરીકે મળ્યો હતો. મારો વિવાહ થયા પછી એ હાર પિતાજીએ સુનીતિને ખોળે મૂકયો હતો. બીજો એવો હાર તને બનાવી આપવા માટે મેં ઘણો પ્રયાસ કર્યો, પણ એવી જાતનાં મોતી મળી શકતાં નથી. પાછું સુરુચિ બોલી કે અગ્નિહોત્રાદિ કાર્ય કરવા આપ સુનીતિને સાથે લઈ બેસો છો, તો શું હું આપની સહધર્મચારિણી નથી ? રાજાએ કહ્યું કે તારી ઉમ્મર હજી નાની છે, તેથી તારાથી વ્રતોપવાસ થઈ શકે નહિ. તેમજ લોકાચાર પ્રમાણે જો રાજાને અનેક રાણીઓ હોય તો તેમાંથી જે મોટી હોય, તે

એવાં કાર્ય કરવા બેસી શકે. સુરુચિએ ત્યાંથી ઉઠી ચાલવા માંડયું, એટલે રાજાએ તેનો હાથ ઝાલી પાછી બેસાડી. હું હમણાં સુનીતિને પાછી બોલાવી મંગાવું છું, તું શા માટે ઓછું આણે છે? હું હમણાં સુનીતિને અહિં બોલાવી મંગાવું છું. તે તારું દુઃખ ગમે તેમ કરીને ઓછું કરશે, એમ કહી રાજાએ સુનીતિને બોલાવી. સુનીતિએ ત્યાં આવતાં વાર સુરુચિને પૂછ્યું કે કેમ બહેન! આજે રોઇને આંખો સુજાડી દીધી છે? તારા પિયેરમાંથી કંઈ માઠા સમાચાર તો નથી આવ્યાને? સુરુચિ ઉત્તર આપે, તે પહેલાં રાજા ઉત્તાનપાદ બોલી ઉઠયા કે સુરુચિ એમ માને છે કે, મારા કરતાં રાજા સુનીતિને વધારે ચાહે છે. વળી જે હાર તને આપવામાં આવ્યો છે, તે હાર એને જોઇએ છીએ. સુનીતિએ તરતજ પોતાના ગળામાંથી હાર કાઢી સુરુચિના ગળામાં પહેરાવી દીધો. સુરુચિએ હાર ફેંકી દીધો તથા કહ્યું કે હું કાંઈ ભિખારણ નથી કે તારું આપેલું લઇશ. મારો જે જે વસ્તુપર હક છે, તે હું પોતે લઇશ. સુનીતિ તારો જેનાપર હક છે, તે તને મળશે એટલુંજ નહિ પણ મારી પોતાની હકવાળી વસ્તુઓ હું તને આપી દેવા તૈયાર છું. મને જેટલો રાજાની સેવાનો અધિકાર છે તેટલો તને છે. તું એકલી એમની સેવા કર તથા તમને બેને સુખી જોઈ હું સુખી થઇશ. સુરુચિઃ—મહારાજ! અમે બન્નેને એકવેળા મુનિએ આશીર્વાદ આપ્યો હતો કે, તમો પુત્રવાન્ થશો. વળી જો સુનીતિને પુત્ર થશે તો મારા પુત્ર કરતાં તેનો પુત્ર ગાદી માટે વધારે હકદાર થશે. આથી મારો પુત્ર ગાદીપર બેસી શકશે નહિ. સુનીતિ તારે તેને માટે ફિકર કરવી નહિ. હું મારા પુત્રને આ ક્ષણિક રાજ્ય ભોગવવાનો ઉપદેશ નહિ આપું. પણ જેથી અનંત સુખની પ્રાપ્તિ થાય, એવું સામ્રાજ્ય મેળવવાનો ઉપદેશ આપીશ. વળી તેણે વધારામાં કહ્યું કે, મારે રાજ્ય ધન વૈભવાદિ કંઈ જોઇતાં નથી. હું સવાર સાંજ પતિના પદની પૂજા કરું, એજ મારી પ્રાર્થના છે. સુરુચિ બોલી–તે પણ હવે નહિ મળે. જેમ ઝાડને નવું પાંદડું ફૂટતાં પહેલાં જુના પાંદડાં પોતાના સ્થાનનો ત્યાગ કરે છે, તેમ તારે તારા સ્થાનનો ત્યાગ કરવો પડશે. સુનીતિએ રાજા તરફ જોઈ કહ્યું કે, આપની શી આજ્ઞા છે? રાજાથી ઉત્તર આપી શકાયો નહિ એટલે રાણી સુનીતિએ રાજાનો સર્વ ભાવ સમજી

ત્યાંથી ઉઠી ચાલવા માંડયું. યમુનાના કાંઠાપર જ્યાં **અત્રિઋષિનો** આશ્રમ હતો, ત્યાં જઈ ઋષિની સમીપ એક ઝુંપડીમાં રહેવા માંડયું. મહર્ષિ અત્રિની તે સેવા કરતી હતી તથા ત્યાં રહેતી હતી. કેવળ અત્રિમુનિને માલમ હતું કે, આ રાણી છે. ત્યાં એનું નામ **આશ્રમલક્ષ્મી** પડયું હતું તથા સર્વે જણુ એને એજ નામથી ઓળખતા હતા. એક સમય મહર્ષિ **અત્રિઋષિ આશ્રમલક્ષ્મીને** પૂછવા લાગ્યા કે હે **આશ્રમલક્ષ્મી**! આ આશ્રમમાં આવ્યા પછી એકવાર પણુ મેં તારું મુખ હાસ્યયુક્ત જોયું નહિ, તેનું શું કારણુ? **આશ્રમલક્ષ્મી** બોલી—રુદન કર્યાં વગર મારા પાપનું પ્રાયશ્ચિત્ત થશે નહિ. વળી હું જો નિષ્પાપ હોઉં તો મારે શા સારૂ આટલું દુ:ખ ભોગવવું પડે? મહર્ષિ કહે કે સંકટ ભોગવવામાં પરમાત્માનો હેતુ સમાયલો હોય છે. જો કે સૂર્યનારાયણુ પોતાનાં પ્રખર કિરણોવડે પૃથ્વીને બાળે છે, તે પૃથ્વીને ફળદ્રૂપ કરવા માટે છે, તેમ ભગવાન્ આપણુને દુ:ખ આપે છે, તે દેહને સજા તરીકે આપતા નથી, પણુ આપણી મારફત કંઈ મહાન્ પરમ શ્રેયવાળું કાર્ય કરવા માટે આપણુને દુ:ખ આપે છે. તારા ગર્ભથી એક એવો પુત્ર જન્મશે કે, તે આખી પૃથ્વીમાં ભક્ત ચૂડામણિ તરીકે પ્રખ્યાત થશે. **આશ્રમલક્ષ્મી** કહે કે આપનું વચન જોકે મિથ્યા થાય એમ નથી, છતાં હું ક્યાં ને મારા પ્રભુ ક્યાં? હું શું મારા પ્રભુનાં દર્શન ફરી કદી કરીશ? મહર્ષિ આ પ્રમાણે વાતચીત કરી રહ્યા પછી પોતાના સ્થાનપ્રતિ ગયા. તેજ રાત્રિના વાયુ પ્રબળ વેગે વાવા લાગ્યો તથા મોટાં મોટાં વૃક્ષો ઉખડી પૃથ્વીપર પડવા લાગ્યાં. આ સમયે **આશ્રમલક્ષ્મી** બારણાં બંધ કરી એકલી પોતાની પર્ણકુટીમાં બેઠી હતી. એટલામાં કોઇએ આવી તેનું બારણું ઠોકયું તથા કહ્યું કે ઘરમાં કોણુ છે? કમાડ ઉઘાડો તથા મને બચાવો. **આશ્રમલક્ષ્મીએ** બારણાં ઉઘાડ્યાં. તે આવનાર મનુષ્યપર દૃષ્ટિ પડતાં **આશ્રમલક્ષ્મી** ચમકી તથા બોલી કે કોણુ મહારાજ! વધારે તે બોલવા જતી હતી એટલામાં પતિ તથા પત્ની બેઉ જણાં મૂર્ચ્છિત થઈ પૃથ્વીપર પડ્યાં. આ આવનાર પુરુષ તે ઉત્તાનપાદ હતો. ત્યાર પછી રાજા તેને પોતાના નગરમાં લઈ ગયા તથા તેને ધ્રુવ નામે એક પુત્ર થયો, જે ઇશ્વરનો પરમ ભક્ત હતો. સુનીતિને જો કે

પોતાના પતિ તરફથી સુરુચિ જેટલું માન ન હતું, છતાં તે પોતાની પતિભક્તિમાં જરા પણ ન્યૂનતા રાખતી ન હોતી તથા આવા મહાન્ પ્રતાપી પુત્રજન્મનું કારણ તેની પતિભક્તિ હતી.

---

# માદ્રી.



પાંડુ રાજાને બે પત્ની હતી. એકનું નામ કુન્તી તથા બીજીનું નામ **માદ્રી** હતું. એક સમય પર રાજા **પાંડુ** શિકાર કરવા ગયા. ત્યાં તેમણે મૃગ તથા મૃગલીનું જોડું જોયું. આમાં મૃગ બ્રાહ્મણ હતો. મૃગલીને વિષે પુત્રોત્પત્તિ કરવા માટે તેણે મૃગનું સ્વરૂપ ધારણ કર્યું હતું. રાજાએ એક બાણ તે મૃગ તરફ છોડયું. આ બાણ વાગતાં તે નીચે પડ્યો. મૃગરૂપ ધારી તે બોલ્યો કે, તેં મને મૈથુન સમયે મારી નાંખ્યો માટે હું તને શાપ દઉં છું કે, તું મૈથુન કરવા જશે કે તરત મરણ પામશે. આથી **પાંડુરાજા** પોતાની સ્ત્રી સાથે સહવાસ કરવાને અશક્ત થયા. કુન્તીને બાલ્યાવસ્થામાં કોઈ પણ દેવતાને પોતાની સમીપ બોલાવવાનો મંત્ર આપ્યો હતો. તે મંત્રના બળથી પતિની અનુજ્ઞા લઈ કુન્તીએ ધર્મદ્વારા યુધિષ્ઠિર, પવનદ્વારા **ભીમ**, તથા ઈન્દ્રદ્વારા **અર્જુન** એમ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યાં. ત્યાર પછી કુન્તીએ તેજ મંત્ર પોતાની સપત્ની **માદ્રીને** બતાવ્યો, આ મંત્રના બળથી **અશ્વિનીકુમારદ્વારા** **માદ્રીને** બે પુત્રો થયા. નકુળ તથા સહદેવ. કેટલાક વખત પછી **પાંડુરાજા** તપશ્ચર્યા કરવા સારું વનમાં ગયા, ત્યારે તેમની પત્નીઓ તેમની સાથે ગઈ. અહિં વસંત ઋતુ એક સમયપર પુર બહારમાં ખીલી રહ્યો હતો. તેવામાં **પાંડુરાજા માદ્રીનો** નકાર છતાં તેનાપર કામાસક્ત થયા, પણ તેમને ઋષિનો શાપ હોવાથી તેજ સમયે મૃત્યુ થયું. આ સમયે કુન્તી તેમની સાથે બળી મરવા તત્પર થઈ. તે વખતે **માદ્રીએ** તેને અટકાવી કહ્યું કે,

મારાપર આસક્ત થવાથી રાજા મૃત્યુને વશ થયા, માટે હું એમની સાથે બળી મરીશ. કુન્તીએ ઘણી ના કહી, છતાં માદ્રીએ માન્યું નહિ. આખરે કુન્તીએ તે બાબતની સંમતિ આપી. પછી માદ્રી પોતાના બે પુત્રો નકુળ તથા સહદેવ કુન્તીને સોંપી પતિ સાથે બળી મુઈ. તે ઘણીજ સદ્ગુણી હતી તથા પતિપર તેને અચળ પ્રેમ હતો. પતિપ્રેમને લીધે પતિ સાથે બળી તે પિતૃલોકને પ્રાપ્ત થઈ.

---

# શશિકળા.



કાશીરાજ સુબાહુની કન્યા તથા અયોધ્યાપતિ સુદર્શનની પત્ની હતી. શશિકળાએ ઘણે મુખે સાંભળ્યું હતું કે ભરદ્વાજમુનિના આશ્રમમાં રહેતો સુદર્શન નામે રાજપુત્ર અયોધ્યાના મહારાજા ધ્રુવસંધિનો પુત્ર છે, તે સદ્ગુણી, વિદ્વાન્, શૂરવીર તથા કામદેવ જેવો સુંદર છે. શશિકળાએ આ રાજપુત્ર સાથે પરણવાની ઇચ્છા પોતાની માને જણાવી. રાણીએ તે વાત રાજાને કહી. રાજા સુબાહુએ કહ્યું કે, એ પુત્ર જો કે કુળવાન્ છે, પણ તે રાજ્યથી ભ્રષ્ટ તથા ભાગ્યહીન છે. સુદર્શનના ઓરમાન ભાઈ શત્રુજિતનો દાદો યુધાજિત્ તેને મારવા ફરે છે, માટે સુદર્શન કરતાં શત્રુજિત સાથે પરણવાની ઇચ્છા રાખે તો સારું. કુંવરીએ કહ્યું કે "મને સ્વપ્નમાં એમનાં દર્શન થયાં છે તથા હું એમની સાથે પરણીશ. બીજા સર્વે મારે પિતા સમાન છે. ત્યાર પછી કેટલેક કાળે રાજાએ સ્વયંવર રચ્યો. યુધાજિત્ તથા શત્રુજિત્ તેમાં આવ્યા. શશિકળાએ ગુપ્ત રીતે એક બ્રાહ્મણને ભરદ્વાજના આશ્રમ પ્રતિ સુદર્શનને સ્વયંવરમાં બોલાવવા માટે મોકલ્યો. બ્રાહ્મણના સંદેશાથી સુદર્શન સ્વયંવરમાં આવવા માટે તૈયાર થયો. તે વખતે તેની મા મનોરમાએ કહ્યું કે "હે પુત્ર! તારે માથે ઘણા શત્રુ છે. તું જાણે છે કે તારો ઓરમાન ભાઈ તારો શત્રુ છે માટે ત્યાં જવું માંડી વાળે તો સારૂં." રાજપુત્રે કહ્યું

કે 'મને દેવી સહાય કરશે તથા દેવીની કૃપાથી હું વિજય મેળવીશ માટે જવા દે." મનોરમાએ કહ્યું કે, હું પણ તારી સાથે આવીશ. પછી મનોરમા તથા સુદર્શન બેઉ સુબાહુ રાજાને ત્યાં ગયાં. રાજાએ તેમનો સત્કાર કર્યો. સ્વયંવરનો સમય થયો, એટલે રાજા સુબાહુ શશિકળા પાસે આવી કહેવા લાગ્યો કે બેટી, ઉઠ તથા હાથમાં વરમાળ લઈને સ્વયંવર સભામાં ચાલ. તને પસંદ પડે, તે રાજાના ગળામાં વરમાળ પહેરાવ. અનેક દેશના રાજાઓ આ સ્વયંવરમાં આવેલા છે, તેમાંથી મરજીમાં આવે તેને તું વર.' પિતાનાં વચન સાંભળી શશિકળા બોલી કે "હું રાજાઓની સમક્ષમાં નહિ જાઉં. શાસ્ત્રમાં કહ્યું છે કે, સ્ત્રીએ પોતાના પતિ સિવાય અન્ય કોઇનું મુખ જોવું નહિ. હું રાજાઓની સભામાં જઈ વારાંગના માફક રાજાઓની તરફ તાકીને જોઈ રહેવાની નથી. પતિવ્રતા સ્ત્રીના જે ધર્મ કહ્યા છે, તેને હું અક્ષરશઃ પાળીશ. હે પિતા! જો તમે મારું સારૂં ચહાતા હો તો સુદર્શન સાથે મારું લગ્ન કરી આપો."

કન્યાનાં વચન સાંભળી રાજા સુબાહુ ઘણો મુંઝાયો. પછી અત્યંત ચિંતાતુર થતો સ્વયંવરમાં ગયો તથા સર્વને હાથ જોડી નમ્રપણે કહ્યું કે, "હે નરેશો! મેં મારી કન્યાને ઘણું સમજાવી, છતાં તે કોઈ પ્રકારે આપની સભામાં આવવા તૈયાર થતી નથી. હું તમોને પ્રાર્થના કરું છું કે, મારાથી બનતો આદરસત્કાર ગ્રહણ કરી તમે પોતાનાં રાજ્યમાં પધારો." રાજાનું આ રીતનું વચન સાંભળી કોઈ બોલ્યું નહિ. યુધાજિત્ ક્રોધ કરી બોલી ઉઠ્યો કે "તને જો પ્રથમથી આ પ્રમાણે સંશય હતો તો બધા રાજાઓને શા માટે બોલાવ્યા? વળી હું કહું છું તે સાંભળ. તું આ બધા રાજાઓને છોડી તારી પુત્રી સુદર્શનને પરણાવીશ તો હું સુદર્શનનો સંહાર કરી તારી કન્યાને મારા દૌહિત્ર સાથે પરણાવીશ." યુધાજિતનાં વચનથી રાજા સુબાહુ અત્યંત દુઃખી થયો. રાજા સુબાહુએ જાતે આવી શશિકળાને ઘણું સમજાવી, પણ શશિકળા નિશ્ચિન્તતાથી બોલી કે "આપને હજુ મારા વ્રતની ખબર નથી. હું સુદર્શન વગર અન્ય કોઈ પુરુષને પરણીશ નહિ. મનથી હું સુદર્શનને વરી ચૂકી છું.

આપ કોઈ વાતની ચિંતા કરો નહિ. આપ મારો વિવાહ કરી સુદર્શનના હાથમાં સોંપી દો. ભગવતી દેવી અમારૂં કલ્યાણ કરશે.” રાજા સુબાહુ પછી સ્વયંવરમાં ગયો તથા સર્વે રાજાઓને કહ્યું કે, કન્યા આજે આવી શકતી નથી, પણ આવતી કાલે હું સમજાવીને લાવીશ, માટે આવતી કાલે પધારજો. પછી તેજ રાત્રીએ રાજા સુબાહુએ સુદર્શન સાથે પોતાની કન્યાને પરણાવી દીધી. આથી સર્વે રાજાઓ નિરાશ થઈ પોતપોતાના નગર પ્રતિ ચાલ્યા ગયા. યુધાજિત તથા શત્રુજિત બન્ને મોટું લશ્કર લઈ રસ્તામાં ઉભા રહ્યા કે, જો આ રસ્તેથી સુદર્શન જાય તો તેને મારી નાંખી શશિકલાનું હરણ કરી જઇએ. આ વાત રાજા સુબાહુને જાણ થઈ. તેથી સુદર્શનને વિદાય કરતી વખત પોતે મોટું લશ્કર લઈ તેની સાથે ગયો. રસ્તામાં સુદર્શન તથા સુબાહુ એક બાજુએ તથા બીજી બાજુએ યુધાજિત તથા શત્રુજિત એ બેઉ પક્ષ વચ્ચે મહાન્ સંગ્રામ થયો. આખરે યુધાજિત તથા શત્રુજિત ઘવાઈ રણમાં મરણ પામ્યા. સુદર્શનને વિજય પ્રાપ્ત થયો. સુદર્શન પોતાની મા મનોરમા, ઓરમાન મા લીલાવતી તથા પત્ની કલાવતી સાથે અયોધ્યા ગયો તથા ત્યાં સારી રીતે પ્રજાનું પાલન કરવા લાગ્યો. તેણે પોતાની ઓરમાન માને ઘણો દિલાસો આપ્યો તથા પોતાની સગી મા મનોરમા માફક ગણી તેની સેવા ચાકરી કરવા લાગ્યો. શશિકળા પોતાની બે સાસુની સેવા ચાકરી તથા પતિની ભક્તિ કરવા લાગી. પતિસાથે દેવીની પૂજા કરવામાં તથા રાજ્યકાર્ય ચલાવવામાં પ્રવૃત્ત થઈ.

---

# કલાવતી.



કલાવતી કમળાના અંશરૂપ પિતૃઓની માનસી કન્યા તથા સુચંદ્ર રાજાની પત્ની હતી. એણે પોતાના સતીત્વના પ્રભાવથી પોતાના પતિને સજીવન કર્યો હતો. રાજા સુચંદ્ર પોતાની પત્ની એક વેળા પુષ્પભદ્રા નદીને તીરે એક નિર્જન પ્રદેશમાં રહેવા ગયો. ત્યાં તેઓ એક હજાર વર્ષ સુધી રહ્યાં. ઘણા સમય સુધી વિહાર કરી સંસારથી અત્યંત વિરક્ત થઈ સુચંદ્ર રાજા કલાવતી સાથે તપ કરવા વિંધ્યાચળ ઉપર ગયો. ત્યાં સુચંદ્ર રાજાએ એક હજાર વર્ષ સુધી કઠોર તપ કર્યું. શ્રીકૃષ્ણના ચરણકમલનું ધ્યાન ધરતાં ધરતાં સુચંદ્ર એક વેળા મૂર્ચ્છિત થઈ ગયો. કલાવતીએ પતિના શરીરપરથી મેલ વગેરે કાઢી નાંખી જોયું તો તેમાંથી પ્રાણ જતો રહ્યો હતો. કલાવતીએ આવી સ્થિતિમાં પતિને પોતાની છાતીપર લઈ ‘ હે પ્રાણનાથ ’ એમ કહી શોકથી ઉંચે સ્વરે રડવા માંડયું. આ રીતનું સતીનું રુદન સાંભળી ભગવાન્ બ્રહ્માએ આવી સુચંદ્ર રાજાના મૃત દેહને પોતાના ખોળામાં લીધો તથા પોતાના કમંડળમાંથી થોડું પાણી લઈ રાજાના શબપર છાંટયું, આથી રાજા સુચંદ્રના શરીરમાં જીવ આવ્યો. સાક્ષાત્ બ્રહ્માને પોતાની સમીપ બેઠેલા જોઈ રાજાએ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. બ્રહ્માએ સંતુષ્ટ થઈ કહ્યું કે, હે સુચંદ્ર ! મરજીમાં આવે તે વરદાન માગ. રાજાએ મોક્ષ થવા સંબંધી વરદાન માગ્યું. બ્રહ્મા આ વરદાન આપવા તૈયાર થયા. તેવામાં કલાવતીએ આર્ત સ્વરથી કહ્યું કે, હે બ્રહ્મન્ ! આપ જો મારા પતિને આ રીતનું વરદાન આપશો તો પછી આ અબળાની શી ગતિ થશે ? પતિસેવા એજ માત્ર પતિવ્રતાનું વ્રત છે. પતિસેવા ન થાય તો સ્ત્રીનાં બધાં કાર્ય નિષ્ફળ જાય. બ્રહ્માદિ નિયમો પણ પતિસેવાના સોળમા ભાગની બરાબર નથી. રમણીને પતિ કરતાં વધારે પ્રિય કંઈ હોતું નથી. ધન વૈભવ કોઈ પણ પતિ કરતાં વિશેષ હોતા નથી. પ્રાણ પણ પતિ કરતાં અધિક નથી તો પછી

સ્ત્રીઓને માટે પ્રાણેશ્વર કરતાં વધારે શ્રેષ્ઠ કોણ હોય? જેમ વૈષ્ણવનું ચિત્ત ભગવાનમાં આસક્ત હોય છે, વેશ્યાનું મન યારમાં આસક્ત હોય છે, તેમ સાધ્વી સ્ત્રીનું ચિત્ત રાત દિવસ એકાગ્રતાથી પતિમાં લાગેલું હોય છે. બીજા બધા શોક તો વિસારે પાડી શકાય, પણ પતિનો વિરહ કદી વિસારે પાડી શકાય એમ નથી. સાધ્વી સ્ત્રી દરેક જન્મમાં સ્વામીની સહધર્મચારિણી તરીકે સાથે ને સાથેજ રહે છે. રાણીનાં આવાં વચન સાંભળી બ્રહ્મા બોલ્યા કે હે પુત્રી! તું હજુ કેટલોક વખત તારા સ્વામી સાથે સ્વર્ગીય સુખ ભોગવ્યા પછી તારો ભારતમાં જન્મ થશે. એ વખતે તમે બન્ને જીવન્મુક્ત થઈ ગોલોકમાં જશો. આ રીતે કહી તથા વરવહુને વરદાન આપી બ્રહ્મા અંતર્ધાન થઈ ગયા. રાજા સુચંદ્રે ગોકુળમાં વૃષભાનુને નામે તથા કાન્યકુબ્જમાં કમળાને નામે કલાવતીએ જન્મ લીધો. ત્યાર પછી વૃષભાનુ તથા કમળાનાં લગ્ન થયાં. તે બેઉનાથી રાધિકાનો જન્મ થયો. ત્યાર પછી તેઓએ પૂર્વ જન્મનું સ્મરણ કરી આ સંસારનો ત્યાગ કરી જીવન્મુક્તિ મેળવી.

---

# ખના.



ખના એ મિહિરની પત્ની હતી. વિક્રમાદિત્યના દરબારમાં કાલીદાસ આદિ નવ રત્નો હતાં, જેમાં વરાહ નામે એક પંડિત હતો. આ વરાહને મિહિર નામે એક પુત્ર હતો, મિહિરનો જન્મ થયા પછી એના પિતાએ જોયું તો એનું આયુષ્ય કેવળ દશ વર્ષનું હતું. આ ટુંકા આયુષ્યના પુત્રને ઉછેરી તેની સાથે માયા બાંધવી ઠીક લાગ્યું નહિ. આથી તે બાળકને એક માટીના ઘડામાં પુરી જળમાં ફેંકી દીધો. આ પુત્ર કોઈ એક ગરીબ મનુષ્યને મળી આવ્યો. તેણે તેનું પાલન કર્યું,

